# બગદાદનો બાદશાહ.

ખલીફા હારૂન અલ-રશીદના સમયની
દીલચસ્પ વાતો.

લખનાર
**અકબરઅલી ડી. નુરાની.**
મુંબઈ.

પ્રગટ કરનાર
**જી. એમ. જાગુષ્ટે.**
ત્રણ દરવાજા—અમદાવાદ.

સોલ એજન્ટ
**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**
ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્રત ૧૦૦૦.　　આવૃત્તિ પહેલી.
સને ૧૯૧૯.　　સંવત ૧૯૭૫.

કીમત રૂ. ૨-૮-૦.

શ્રી 'ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસ'માં જેઠાલાલ દેવશંકર દવેએ
છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

પ્રાચીન કાળમાં હારૂન—અલ—રશીદનાં સમયમાં ઘણી મનોરંજક અને બોધદાયક હઝારો ઘટનાઓ બની છે, તેમાંની આ એક નૉવેલ-વાર્તારૂપે ગુર્જર પ્રજાની સાહિત્ય સેવામાં મારો આ બીજો અલ્પ પ્રયાસ રજુ કરતાં મને અત્યંત આનંદ થાય છે.

બગદાદનો બાદશાહ હારૂન—અલ—રશીદ પોતાનાં ઐશ—આરામ માટેનાં જલસાઓમાં પોતાના પ્યારા વઝિર જાઅફર અને પ્યારી બહેન અબ્બાસાને એક સાથે બેસાડવાની જે વિચિત્ર હઠ લે છે; અને સાથેજ વિચિત્ર હુકમો સાથની સખ્ત તાકીદ તેઓને ફરમાવે છે; તે સઘળું તે ખીલતી વયનાં નવ યુવાનોને કેટલું ભારે, અસહ્ય અને વિરહી વેદનાઓ ઉપજાવે છે, તેમજ બાદશાહી હુકમોની વિરૂદ્ધનાં આચરણમાં તેઓને કેવી ચિંતા અને બલાઓમાં ગિરફતાર થવું પડે છે તે, અને તે પવિત્ર ઇસ્લામ મઝહબનાં કાનુનો વિરૂદ્ધ પરદા સિવાય યુવાનોને અરસપરસ બેસાડવાથી બાદશાહ જેવાંનાં ભયંકર ડર સામે ખડા છતાં કેવું વિજળીયોગ આકર્ષણ અને આઘાત થાય છે; અને પરિણામે યુવાનીના બાહરમાં આવેલાં સ્વતંત્ર પંખેરૂઓ પોતાની મરઝીરૂપ માર્ગ પકડે છે, તેમાં બગદાદનો બાદશાહ પોતાની રાજ્ય હઠનો જે વિચિત્ર વિક્ષેપ નાંખે છે, તે સઘળાંનો અતિ જાણવાયોગ્ય ઇતિહાસિક સફાઓથી ભરપૂર અતી રસિક અને ચાનક આપનારો દિલચસ્પ ચિતાર બેધડિક ચાનક આપે તેવો છે,

પોતાના માનીતા વઝિર જાઅફર અને પ્યારી બહેન અબ્બાસા

વચ્ચે પ્રેમનો પ્રદિપ્ત અગ્નિ સળગાવ્યા પછી મિથ્યા કામાભિમાનને વશ થઇને બાદશાહ તેઓને આપસમાં મળવા હળવા દેવાની અથવા તો લગ્ન કરીને સુખી જીંદગી ગુજારવા નહિ દેવાની જે વિચિત્ર રાજ્યહઠ લે છે; અને પરિણામમાં પોતાનાં અતી પ્યારાં પંખેરૂઓનાં જે હૃદયભેદક ખુનો કરાવે છે, તે છાતી ફાડી નાંખનારાં અતી કરૂણાજનક ખુનામરકીનાં બનાવો તમારી દિલસોઝી તે તમામ નિર્દોષ પ્યારાંઓ પ્રત્યે જરૂર ઉશ્કેરી મુકશે. આ દગલબાઝ દુનિયાની અટપટી ખટપટોથી તદન બે ખબર તેવાં નિર્દોષ માઅસુમ બાળકોનાં ખુનો સખત દિલની પથ્થર જેવી છાતી પણ પીંગળાવવાને બસ થશે.

શરૂઆતથી તે આખેરી સુધી આ પુસ્તકને પ્રસિદ્ધિમાં લાવવામાં, અને કેટલીક જગ્યોએ યોગ્ય સુધારાઓ મુકવામાં મને મારાં અતી લાયકીવાળાં માયાળુ **મુરબ્બી મિત્ર જનાબ નિઝામુદ્દીન એ. કુરેશી સાહેબે** જે બીન સ્વાર્થી ઝેહમતભરી જંજાળ અને મહેનત લઇને દરેક પ્રકારે દિલોજાંની મદદ કીધી છે, તે માટે હું તેઓનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું, તેમજ આ પુસ્તકને પ્રગટ કરનાર અમદાવાદના સુપ્રસિદ્ધ **બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે** વાળા શેઠ **બાબુરાવનો** પણ હું એહસાનમંદ છું;

આ નૉવેલ મુંબઇના સુપ્રસિદ્ધ **"સાંજ–વર્તમાન"**માં નઝદીક છ મહિના સુધી દર બુધવારે છપાઈ હતી, તે દરમીયાન તેણે સુજ્ઞ વાંચક વર્ગને એવી તો ઇન્તેઝારી સમેત ખેંચી રાખ્યા હતા, કે કેટલાકોએ તેનું છેવટ જાણવા ઈન્તેઝારી દેખાડી હતી અથવા તો તે પુસ્તક મંગાવવાને કાગળો લખ્યા હતા, પરંતુ તે વેળાએ આ પુસ્તક તૈયાર નહિ હોવાથી મોકલી શકાયું ન હતું; તેઓ હવે જાણીને ખુશી

થશે કે-જે-પુસ્તક માટે તેઓ બહુ આરઝુમંદ હતાં, તે તૈયાર થયું છે; અને હવે તેઓ જુજ કિંમતમાં મેળવી શકશે.

આએ મનહરણ વાર્તાના હવે પછીનાં પૃષ્ટો ઉથલાવતાં અને તેની અતી રસીક અને ચાનક આપનારી દિલચસ્પ અને ઐતિહાસિક સફાઓથી ભરપૂર ઘટનાઓથી સુગ્ન સાહિત્ય વિલાસી સજ્જનોને મોજ અને બોધ મળશે તો હું મારો આ અલ્પ પ્રયાસ ફળીભૂત થએલો સમજીશ.

જાફર મીસ્તરી બિલ્ડીંગ,
દરગાહ મોહલ્લો,
મુંબઈ-તા. ૧૭-૨-૧૯.

લી. આપનોજ,
**અકબરઅલી. ડી. નુરાની**
લખનાર.

# અર્પણ—પત્રિકા.

"કુલ્લો નફસીન ઝાએકતુલ્મવત."

અર્થાત્

"દરેક આત્મા મોતની મઝા ચાખશે."

મારાં અતી પુજ્ય અને માયાળુ માતુશ્રી મરહુમા બાઇ **સુઘરાબાઈ નુરમહંમદ કાસમભાઇએ** તા. ૨૧ મી માર્ચ ૧૯૧૭ તે તા. ૨૬ મી જમાદીઉલ આખર હીજરી ૧૩૩૫ નાં બુધવારનાં નવરોઝના દિવસે સહવારના ૭ વાગતા પછી પોતાનો પ્યારો દેહ આએ ફાની દુનિયામાંથી છોડયો અને તે માયાળુ માદરનો સદાનો સુખભર્યો દિલસોઝ છાંયો અને મીઠી માયા મોહબ્બતવાળી ગોદનો સુખવાસી સુવાસ અમો સદાને માટે ગુમાવી બેઠાં તે કમનશિબ ગજબનાક ગમખ્વાર બનાવની યાદ પારાવાર દુઃખ અને દિલગીરી સહિત લેતાં તે માયાળુ માવિત્રની પવિત્ર અને પ્યારી પહેછાનમાં હું મારૂં આ અદના પુસ્તક તેઓનાં અરો આત્માનેજ અર્પણ કરૂં છું.

અને

તે સાથે તે પાક પરવર દિગારની ભેદભાવ સિવાયની નિર્મળ અને પવિત્ર દરગાહમાં સર ઝુકાવીને દોઆ માગું છું કે, તે મરહુમાનાં રૂહને શાન્તી બક્ષે ! અને જનાબે પંજેતને પાક અલયહિસ્સલ્લામનાં સદકાથી તેઓની સાહ્ય અને પનાહમાં તેઓનો દામને પાક નશિબ ફરમાવીને તેઓને જન્નતમાં આલીશાન દરજ્જાથી સરફરાઝ કરે ! ઇલ્લાહી આમીન ! ઇલ્લાહી આમીન !

લી० તેઓનો ફરઝંદ.

**અકબરઅલી ડી. નુરાની.**

બગદાદનો બાદશાહ "

# અનુક્રમણીકા.

# બગદાદનો બાદશાહ !

## પ્રકરણ ૧ લું.

### બગદાદની સહેલ.

પ્રીય વાંચક ! તઇયાર થા ! હું તને બગદાદ શેહરની સેહેલ કરાવું છું ! અહા ! આ શું નજરે પડે છે ? આતો બગદાદ શહેરનાં આલીશાન બાગ બગીચાઓ દેખાય છે, જેમાં તે કરીમે કારસાજની કરામતી કુદરતથી ઘણાં ઉમદા ઝાડોની ઘમઘોર ઘટા છવાઈ રહી છે ! અને તે પર સ્વાદીષ્ટ મેવાઓનાં ઝુમખાઓ ઝુમી રહ્યાં છે !

બાગોની વચ્ચોવચ એક આલીશાન શેહર દેખાય છે. અહા ! આ કયું શહેર છે ? જેની સેહેલ કરવા આપણે નીકળ્યા છીએ તેજ આ બગદાદ શહેર છે ! જેની એક તરફ સફેદ બરફના પહાડો છે, તો બીજી તરફ ફુરાત નદી ખળખળ વહી રહી છે ? આ શહેર પ્રાચીનકાળમાં નવશેરવાન આદીલનો બાગ હતો ! તેને મનસુર અબ્બાસીએ બંધાવ્યું છે. આ શહેરની ચોતરફ કીલ્લો આવેલો છે. જે પરના ખુશનુમા મીનારા તેની શોભામાં અઉર વૃદ્ધી કરે છે ! શહેરમાં દાખલ થવાના છ દરવાજા આવેલા છે.

આપણે શામના દરવાજાથી શહેરમાં દાખલ થઇએ છીએ જેમ કરતાં શહેરની ખુબસુરતી તે ગોયા બેહીસ્તનો નમુનો નજરે પડે છે !

ખાસ કરીને બાદશાહ હારૂન અલ રશીદનાં લાખો રૂપીઆ ખર્ચીને બંધાવેલા મહેલો જોવાથી ભુખ અને તરસ પણ ભુલી જવાય છે ! એ મહેલોની આજુબાજુ પણ પાણીની નહેરો જારી છે, અને ઠંડા મંદ પવનની લ્હેરકીઓ ચાલી આવે છે ! આગળ ચાલતાં દજલા નદી પાણીનાં મોજાંઓ ઉછાળતી રહી દ્રષ્ટીગોચર થાય છે, જેને સામે કીનારે પ્રાચીનકાળની બગદાદની વીશાળ ઇમારતો ઉભેલી છે. જુમ્મા મસજીદ પણ નમુનેદાર બનેલી છે ! ગામના લોકો ઇસલામી નજરે આવે છે, અને ઘણી જ ખુબસુરત દાઢીવાળા મુસલમાનો, રંગબેરંગી પોષાકમાં સજ થયેલા નવયુવાન દેખાય છે, અને ઠેક ઠેકાણે મસજીદોમાંથી "અલ્લાહો-અકબર" નો બુલંદ અવાઝ આવે છે !

આપણે હવે આ સર્વે જોઇ આવ્યા માટે ચાલો હવે હારૂન અલ રશીદનો દરબાર પણ જોઇ લઇએ ! આ જુઓ સામે હારૂનનો ખાસ મહેલ અને દરબાર દ્રષ્ટીએ પડે છે ! જ્યાં જઇને જોતાં જુદીજ જાતનો રંગ નજરે આવે છે અને પાસે જઇને નજર કરવાથી હોશ ઉડી જાય છે ! દુનીયાની દરેક ઉમદા ચીજોનું આમાં ઠાઠમાઠથી સંગ્રહ સ્થાન કરવામાં આવેલું છે ગોતરફ મખમલી બીછાના બીછાવેલાં છે ! અને ઠેકઠેકાણે ફુલબુટાવાળા ભાતભાતના પડદાઓ લટકી રહ્યા છે અને ઝવેરાતનાં ખુશનુમા ફાનસોમાં કપુરની બત્તીઓ ટાંગેલી છે. દરબાર હોલની વચ્ચોવચ એક આલીશાન હીરા તથા મોતીથી જડીત તખ્ત રાખવામાં આવેલ છે જેપર ખલીફ હારૂન ગરબ્બી ઉમદા પોષાકમાં સજ થઇને ઠાઠ માઠથી બેઠેલો છે અને તેની આસપાસ તેનાં ખીદમતગારો ઉમદા પોષાક પહેરી અદબવાળી તેની હઝુરમાં ખડા છે ! જડાઉ કુરસીઓપર વઝીરો, અમીરો અને વીદ્વાનો બેઠેલા છે, અને અમીરો હારૂન ખુશી થાય તેવી રીતે ખુશામદી ભરી વાતો કરી

રહ્યા છે. અને વીદવાનો પોતાની મરજી મુજબ તેના જવાબો આપ્યા કરે છે !

હારૂન રશીદની બેગમનું નામ ઝુબેદાખાતુન હતું, જેને તે ઘણી જ ચાહતો હતો તેથી તેનું નામ કાયમ રાખવાને હારૂને મક્કામાં એક નહેર બંધાવી જેનું નામ નહેરે-ઝુબીદા છે. આ નહેર બંધાવતા જે ખર્ચ થયો તેનો હીસાબનો આંકડો તેણે કોઇને નહીં બતાવતાં, ને દજલા નદીમાં હોમાવી દીધો !

હારૂન રશીદને યહ્યાના પુત્ર જાઅફર સાથે એટલી મોહબ્બત હતી કે તેને કદી પોતાની પાસેથી જુદો નહીં કરતો હતો અને પોતાના પુત્રની જેમ તેને ચાહતો. જાઅફર પણ નીમકહલાલ અને હારૂન માટે જાન ફીદા કરનાર હતો. હારૂને જાઅફરને ખાસ વઝીર બનાવ્યો હતો. એજ પ્રમાણે હારૂન રશીદની એક અબ્બાસા નામની બહેન હતી, તે ઘણી જ ખુબસુરત શાહજાદી હતી, જેને પણ તે એક પુત્રી કરતાં જયાદા પ્યારથી ચાહતો હતો ! પરંતુ જાઅફર જ્યારે એકાંતમાં બેઠો હોય ત્યારે અબ્બાસા પરદેદાર હોવાથી જાઅફરની પાસે આવી શકતી નહીં હતી, તેમજ અબ્બાસા એકાંતમાં હોય ત્યારે જાઅફર પણ આવી શકતો નહીં હતો ! હારૂનને વીચાર થયો કે કોઇ એવો તાગડો થાય કે આ બંને એક બીજાને હળીમળી શકે, અને અબ્બાસાનાં નીકાહ જાઅફરની સાથે કરી આપે તો અબ્બાસાને પરદો કરવાની જરૂર ન રહે ! પરંતુ આ વીચાર ઉદભવવાની સાથે તે ગર્વથી કહેતો કે, " હું ખાસ અસલી નસલનો ખલીફો છું, અને તખ્તપર બેઠો છું, માટે ગઇર ખાનદાનનું ઇરાની લોહી મારાં ખા-નદાનની પુત્રીઓ સાથે ભળે તે માટે હું વીરૂદ્ધ અને નારાઝ છું ! " આ સબબથી જાઅફર અને અબ્બાસાનાં નીકાહ કરી આપવા માટે

તેને સખતમાં સખત અણગમો હતો ! તેથી તેણે એક દીવસે જાઅફ્ફર અને અબ્બાસાને પોતાની મતલબ ઝાહેર કરીને કહ્યું કે, "હું તમો બંનેને મારી હઝુરમાં પરદા સીવાય બેસાડવા ચાહું છું ! અને તે માટે એક બીજાનાં નીકાહ કરી આપવા વીચાર રાખું છું !" આ સાંભળીને જાઅફ્ફરે તેનો ઇનકાર કર્યો અને કોઇ રીતે રાજી ન થયો તેમજ ઝીદ મુકી નહીં; ત્યારે હારૂન બોલ્યો કે, "અમારાં હાશમી ખાનદાનમાં તમારા ખાનદાન અજમ વીગેરેનું ખુન ભળે તે માટે મને સખત અણગમો છે, તેથી હું સોગંદ પૂર્વક તમોને કહું છું અને સમજાવું છું કે આ નીકાહ તમારા મરદ—અઉરતનાં સંબંધ તરીકે ગણવામાં આવશે નહીં, પરંતુ આ ફકત પરદા સીવાય બેસવા માટે લેખવામાં આવશે ! માટે મારી રૂબરૂ સીવાય તમારે કોઇ વખત ખાનગીમાં મળવું નહીં !! કારણકે આ નીકાહનો સંબંધ નામનો જ છે !!" આમ કહીને તેઓને કસમ આપીને હારૂને તેઓનાં નીકાહ કરી આપ્યા ! નીકાહ તો થયાં પરંતુ જાઅફ્ફર આથી સખત નારાઝ હતો અને આનું પરીણામ માઠું આવવાની તેને ધાસ્તી હતી, પરંતુ અબ્બાસાએ વીચાર્યું કે નીકાહ કરી આપ્યા પછી દુર રહી મર્દ હોવા છતાં મર્દ સીવાય આયુષ્ય ગુજારવું મુશકેલ છે ! તેથી પોતાનાં કસમને તોડવા, અને જાઅફ્ફર સાથે એકાંતમાં મળવા અને મહોબ્બત વધારવાની ભારે કોશેશો કરવા લાગી !!



# પ્રકરણ ૨ જું.

## બાદશાહ અને નજુમી.

બગદાદના બાદશાહે આજે મોટી દમામદાર ભવ્ય કચેરી ભરી છે. અને સલતનતના તખ્ત ઉપર ખલીફ઼ા હારૂન અલ રશીદ મોટાં રોઆબ અને દમામથી બેઠો છે. અમીર ઉમરાવો ઝરીન કુરસીઓ ઉપર ઠાઠમાઠ અને ઇજત સાથે બેઠેલા છે. એટલામાં એક યાહુદી નજુમી (ભવીષ્યવેત્તા) હારૂનનાં તખ્તની સામે આવીને ઘણી જ તાઅઝીમ સાથે સલામ કરીને અદબની સાથે સામે ઉભો રહી પોતાની કમાલ અને લીયાકત અને ઇલ્મ ઝાહેર કરે છે, અને પોતે ભવીષ્યની ખબર આપવાનો દાવો કરે છે! આવી ચાતુર્યતા અને હોશીયારીની બાબતો સાંભળીને હારૂન રશીદે તેની પરીક્ષા અર્થે પુછ્યું કે, "તું ભવીષ્યની બાબત જાણતો હોય તો કહે કે આ વખતે ફ઼ઝલ ક્યાં છે?"

આ ઠેકાણે જાણવું જરૂરનું છે કે ફ઼ઝલ બીન યહયાને તીબરસ્તાનમાં મચેલા હુલ્લડખોરોને દબાવી દેવા માટે મોકલવામાં આવ્યો હતો. અને ત્યાં શું થયું હતું તેની કાંઈ પણ ખબર આવી ન હતી. તેથી હારૂન ઘણો જ ઉદાસ હતો અને તેના ખુશી સમાચાર સાંભળવાને આતુર હતો.

નજુમીએ રમલના કાયદા પ્રમાણે જોઇને અર્ઝ કરીકે, "બાદશાહ સલામત! આ સમયે આપનો વઝીર ફ઼ઝલ ખુશી અને ખઈરીયત સાથે તીબરસ્તાનમાં છે અને આપે તેને જે કાર્ય માટે મોકલ્યો હતો, તેમાં તેણે વીજય મેળવ્યો છે, જેની સર્વે હકીકત તેણે લખીને

આપની હજુરમાં રવાના કરેલ છે, તે ટુંક મુદતમાં આપની ખીદમતમાં આવી પહોંચશે ! ”

નજુમીની આ વાત સાંભળીને હારૂન તથા સર્વે અમીર ઉમરાવો વીચારમાં પડી ગયા અને કેટલાકોએ તો તે હાસ્યપ્રદ માની પરંતુ હજુ આ ઘટનાને અર્ધો કલાક ન ગુજરી હતી ત્યાંજ ખીદમતગારે આવીને અર્ઝ કરી કે, “ હજુરે આલી ! તીબરસ્તાનથી આપના વઝીરનો પેગામચી સાંઢણીપર બેસી અરઝી લાવ્યો છે ! ” આમ કહી તેણે ઘણીજ અદબથી મોહર કરેલું તે ખુશનુમા કવર પેશ કર્યું. હારૂને તુર્તજ કાગળ ફોડીને વાંચ્યો તો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

“ બંદએ પરવર !

આપ નામદારની નામનાથી અમોએ વીજય મેળવ્યો છે. તમામ હુલ્લડ સમી ગયું છે, અને હવે તીબરસ્તાનમાં સુલેહ અને શાંતીનું સામરાજ્ય પ્રવર્તી રહ્યું છે. હુલ્લડખોર યહયા બીન અબદુલાહ ગીલાની હવે પશચાતાપ કરે છે અને પોતાનાં જાનની સલામતી ચાહે છે, માટે જો આપ નામવર તેને જાનની બક્ષીસ ફરમાવો તો તેને આપના દરબારમાં હાજર કરૂં.

લી० આપનોજ તાબેદાર

ફઝલની બંદગી. ”

આ વાંચીને હારૂન અત્યંત ખુશી થયો અને નજુમીની સર્વે બીના સાચી પડી તેથી તેની કદર અને તઅરીફ કરીને અને કેટલુંક ઇનઆમ આપીને પોતાની દરબારમાં બેસવાની પરવાનગી આપી !

નજુમી પણ પોતાને નશીબવંત સમજી ઘણો ખુશી થયો અને તાઅઝીમ તવાઝો બજા લાવી દુર જઇ બેસી ગયો. નજુમી બાદશા-

હની પરીક્ષામાં પસાર થયો તે જોઈ તમામ દરબારીઓ હઇરતથી તેનો ચેહેરો જોવા લાગ્યા, જેથી નજુમીને ખુશીના જોશમાં કાંઈક ગર્વ આવ્યો અને પોતે પોતાના વખાણ ગાવા લાગ્યો ! પ્રથમ જે "મીયાંની મીંદડી !" મીસાલ બાદશાહ સમક્ષ હાથ જોડી ઉભો રહ્યો હતો તે હવે ટુંક વખતમાં તકદીર જોર કરવાથી બેધડક પોતાનેજ વખાણવા મંડયો અને બોલવા લાગ્યો કે, "આ ઇલ્મ મેં અથાગ મહેનત અને મુશકેલીએ મેળવ્યું છે !"

થોડીવાર પછી પાછું બાદશાહે વિચાર કરીને નજુમીને કહ્યું કે, "ખરેખર ! તારી ભવીષ્યવાણી ખરી પડી ! પરંતુ હવે એક બાબત પુછું છું તેનો ઉત્તર આપ ! આનો જવાબ ઘણો જ મુશકેલ છે, અને હું નથી જાણતો કે તું તેનો ઉત્તર આપી શકે ! !"

નજુમી—"હઝુરે આલી !—આપ મને અજમાવી ચુકયા છતાં ફરમાવો છો કે હું નહી કહી શકીશ ! ! મને ઉમેદ છે કે ગમે તેવા મુશકેલ સવાલનો જવાબ હું આપવાને સામર્થવાન થઈશ !"

હારૂન રશીદ—"ભલા કહે કે હવે મારી ઉમ્મર કેટલી બાકી રહી છે ?"

આ સાંભળીને નજુમે સુલતાનની જનમોત્રી મંગાવી, જેમાં કેટલીક વાર સુધી જોઇને પોતાને હાથે બીજી જનમોત્રી તઇયાર કરી અને તાપમાં જઇને તેનાં કાયદા પ્રમાણે પોતાને હાથે ઘણી મહેનત કરી અને વિચારમાં પડી ગયો. આખરે વિચાર અને ચીંતામાં વારંવાર હીસાબ કરતાં ઝાઝો વખત થયો ત્યારે હારૂને પુછ્યું કે,—"હીસાબ બરોબર મળતો નથી ?"

નજુમી—નહીજી ! હીસાબ શા માટે ન મળે ? પરંતુ મને થોડો શક હતો, તે હવે દુર થયો.

હારૂન—વારૂ ! બતાવ તારા હીસાબમાં શું નીકળ્યું ? મારૂં આયુષ્ય કેટલું બાકી છે ?

નજુમી—ખુદાએતઆલા આપને ઘણું લાંબું આયુષ્ય બક્ષે ! પરંતુ મારા જોવામાં આવ્યું છે તે હું જાહેર કરીને બેઅદબી કરી શકતો નથી. માટે આ શિવાય બીજું કંઇ પુછો !

નજુમીના આવા શબ્દોથી હારૂનનો ચહેરો ફીક્કો પડી ગયો અને સમજ્યો કે મારા આયુષ્યનાં થોડાં વર્ષ બાકી હશે; છતાં પણ વધારે ચોખવટ કરવા નજુમીને કહ્યું કે, "એમાં બેઅદબી શાની? તારા જોવામાં જે આવ્યું હોય તે કહી દે !" નજુમીએ બેધડક કહી આપ્યું કે, "મારા હીસાબમાં આપનાં આયુષ્યનું આ વર્ષ છેલ્લું જ છે ! !"

આ સાંભળતાંજ બગદાદનો બાદશાહ ગાભરો બની ગયો અને બોલ્યો કે, "હેં ! શું હું હવે એક વર્ષ પણ જીવવાનો નહીં ?"

નજુમી—હુઝુર ! ખુદા આપનું આયુષ્ય લાંબું કરે પરંતુ નજુમના હીસાબે મેં કહ્યું એજ પ્રમાણે આવે છે !

આ સાંભળીને તમામ દરબારીઓ ઘણાજ ગુસ્સામાં આંખો ફેરવીને નજુમીને કહેવા લાગ્યા કે, "ઓ બેદીન, બદબખ્ત, બેઅદબ તું આ શું બકે છે ? ખુદા તને ગારત કરે અને અમારા બાદશાહ સલામતને ખુદાએતઆલા અમો પર હંમેશાં કાયમ દાયમ રાખે !"

હારૂન રશીદ આ સાંભળીને દરબારીઓને બોલ્યો કે, "હં હં ! બીચારા નજુમીપર શા માટે ગુસ્સે થાવો છો ? તેનો તેમાં શું વાંક ? તેણે જે જોયું તે કહ્યું !" જે પછી બાદશાહે નજુમી તરફ ફરીને પુછ્યું કે, "તેં બરાબર તપાસ્યું છે ?" નજુમીએ હાથ જોડી અર્ઝ કીધી કે, "નામદાર શાહ ! આવી ગંભીર બાબદ સંપુર્ણ તપાસ કીધા શીવાય કહી શકાય ખરી ?"

આ સાંભળીને હારૂન રશીદ દીલગીર થયો અને ઉદાસ થઈ બોલ્યો કે, "જીંદગીનો કંઇ પણ ભરોંસો નથી, હવે તો મારે આ વર્ષમાં કુચ કરવાનું છે." પરંતુ આ બાબતનો તેને વધારે વીચાર થવાથી તેની તબીયત બીગડી ગઇ ! અને એજ વીચાર અને અફસોસમાં બેશુદ્ધ થઈને તખ્તપરથી પડી ગયો ! બાદશાહના બેહોશ થઈને પડી જવાની બાબત કાંઈ નાની સુની ન હતી. જેથી દરબારમાં ગભરાટ ફેલાઈ રહ્યો. સર્વે માણસો હેરાન પરેશાન થયાં અને ચારે તરફ જબરી દોડાદોડી થઈ રહી ! કેટલાક સવારોને ઝટપટ જાઅફર વઝીરને ત્યાં મોકલવામાં આવ્યા અને હકીમોને પણ તુર્તજ હાજર કરવામાં આવ્યા ? આ ઘટનાની મેહેલમાં ખબર પહોંચી ત્યારે બેગમોમાં ગોયા કયામત બરપા થઇ ગઈ અને તેઓ દરબારની નઝદીકમાં જે ખાસ મકાનો હતાં ત્યાં આવી એટલે રડાપીટ અને શોરબકોર થઇ રહ્યો ! આમાં ખાસ કરીને બાદશાહની પ્યારી બેગમ ઝોબીદા અને વહાલી બેન અબ્બાસાનો અજબ હાલ થઈ ગયો. સખ્ત બેચેનીની હાલતમાં તેઓ ઝારબેઝાર રડતી હતી !

અબ્બાસા જે પોતાના ભાઈ હારૂનપર ઘણી મોહબ્બત રાખતી હતી તે દરબારના નઝદીકના ઓરડામાં આવી પરદા પાસે ઉભી રહી. પોતાના નાજુક નાના હાથો ઉંચા કરીને અને પોતાના માથાના વાળ લટકાવી ચોધાર આંસુએ ખુદાના દરબારમાં પોતાના ભાઈને સાજો કરવાની દુઆ માગતી હતી.

આખા શહેરમાં આ ખબર પવન વેગે ફેલાઈ ગઈ અને ફકીરોને બોલાવીને ખઝાનો ખુલ્લો કરીને ખુબ ખઇરાત કરવામાં આવી, જે પછી એક યુવાન ખુબસુરત ચહેરાનો માણસ ઘણાજ રોઆબ અને દબદબાથી ગભરાટની હાલતમાં બહુજ ઉતાવળે દરબારમાં દાખલ થયો.

તેના આવવાથી તમામ અમીર ઉમરાવ તાઅઝીમ માટે ઉભાં થયાં અને ખીદમતગારોએ ઘણીજ અદબથી માથાં નમાવ્યાં! આ હારૂનનો વઝીર જાઅફર હતો. જ્યારે તે આવ્યો ત્યારે બાદશાહ શુદ્ધીમાં આવી ગયો હતો, જેથી જાઅફરને જોઈને બાદશાહ ઠંડો શ્વાસ ખેંચી આહ કરીને બોલ્યો કે, "જાઅફર! આવ હવે મોત નજદીક છે! માટે આ સર્વે સામાન અને ઠાઠમાઠ મારા શા ઉપયોગના? અરરર, આ ટુંક આયુષ્ય માટે મેં શું કર્યું?" આ સાંભળીને જાઅફરે કહ્યું કે, "ઓ મારા સરતાજ! એક મજુસી નજુમીના કહેવા પર વીશ્વાસ લાવવો તે અક્કલથી ઉલટું છે! શું આપને ખબર નથી કે નજુમીઓની સેંકડો વાતો ખોટી પડે છે અને ઈસ્લામમાં ભવીષ્યવેત્તાઓપર વીશ્વાસ રાખવાની સાફ મનાઇ છે?" હારૂને કહ્યું કે, "હું નજુમીને ખરો સમજતો નથી, પરંતુ તેની કેટલીક બાબતો ખરી પડવાથી મને વ્હેમ ગયો! પરંતુ જાઅફર તમે આજ શા કામમાં રોકાણા હતા કે–તમો હમેશના કરતાં ઘણા મોડા આવ્યા? ખરેખર! તમે હાજર હતે તો હું બેહોશ નહીં થતે! આજે મેં તમોને કેટલીક વખત યાદ કર્યા પણ ખબર......" એમ કહીને હારૂનની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. જાઅફરે અર્ઝ કરી કે, "ખુદાએ તઆલા આપને હંમેશને માટે સલામત રાખે! તમો શા માટે દીલગીર થાઓ છો?" જે પછી આટી અવળી વાતો કરી જાઅફરે બાદશાહનાં રંજને ઓછો કર્યો, પરંતુ બાદશાહનો રંજ બરોબર ઓછો થયો નહીં. તેથી જાઅફરે વિચાર્યું કે જ્યાં સુધી નજુમી જુઠો નહી ઠરે ત્યાં સુધી બાદશાહનો શક ઓછો નહી થાય તેથી તેણે નજુમીને પુછ્યું કે, "તેં અમારા બાદસાહ માટે શું જોયું છે? બરાબર તપાસીને કહે!" આમ કહેતાં તેણે નજુમીને વાત ફેરવી નાંખવાને

ઇસારત કરી સમજાવ્યો ! તેથી હારૂને જાઅફરને કહ્યું કે, " તમે નજુમીને પુછીને જુઠ્ઠુ બોલવા માંગો છો !" જાઅફરે ના પાડતાં કહ્યું કે, " હું ફક્ત તેની ઝબાનથી સાંભળવા માંગુ છું ! પરંતુ નજુમી જાઅફરના ઈશારાને સમજી શકયો નહી; અને પ્રથમ બાદશાહને કહેલ હતી તેજ બાબત કહી ! આ સાંભળી જાઅફર એકદમ ગુસ્સાના જોશમાં આવી બોલ્યો કે, " ખુદા તને ગારત કરે ! એ તો કહે કે તું ક્યારે જહન્નમમાં જઈશ ?"

નજુમી—હઝુર ! હું સમજ્યો નહીં; શું આપ મારા જવા વિષે પુછો છો ?

જાઅફર—ઓ ઉલ્લુ ! તારા જવા વીષે નહો પરંતુ તું ક્યારે મરીશ તે માટે પુછું છું !

નજુમી—મેં મારા વીષે નજુમમાં જોયું નથી !

જાઅફર—તું આજ વખતે જોઇને મને કહે કે તારો નેહસ કદમ આ દુનીઆમાંથી ક્યારે જશે ?

નજુમીએ જોઇને કહ્યું કે, " હજુ ત્રીસ વર્ષ સુધી મારૂં મોત નથી, તે પછીનો હાલ મેં જોયો નથી !"

જાઅફર—ત્રીસ વર્ષ થોડાં છે ! " કીયામત શુદ બીજ સુધી કહેને !

નજુમી—હઝુર આલી ! હું કંઇ જુઠ્ઠું કહેતો નથી, મારા હીસાબમાં આવ્યું તે કહું છું ! આ વખતે બરોબર મઉકો જોઇને જાઅફરે હારૂનને કહ્યું કે, " આ નજુમી પોતાના આયુષ્યનાં ત્રીસ વર્ષ કહે છે, તો તે આજ વખતે મરી જાય તો તમારા દીલનો શક દુર થાય કે નહીં ?" હારૂને જવાબમાં હા કહી તેથી જાઅફરે કહ્યું કે, " જો આપ જલ્લાદને હુકમ કરો કે નજુમીનું સર ઉડાડી નાખે તો

ખરા ખોટાની પરીક્ષા જલ્દી થઈ જાય !"

હારૂન—ગુનાહ સીવાય કોઈને કતલ કરવો તે હું પસંદ કરતો નથી.

જાઅફ્રર—આથી વધારે બીજો કયો ગુનાહ હશે કે તેણે ભવીષ્યની જુઠી ખબર આપી ! અમારા બાદશાહને હઇરાન પરેશાન કરી નાંખ્યો અને તમામ દરબાર, મહેલ બલકે શહેરની રઇયતને ઉદાસ અને ગમગીન કરી નાખી ! જો તેની આ વાત ખરી હશે તો આપણે હજાર મહેનત કરીશું તો પણ તે મરશે નહીં ! માટે જરા અજમાવવા આપો !

જાઅફ્રર અને હારૂન વચ્ચે આવી વાતો થવાથી નજુમીના હોશ ઉડી ગયા અને ગભરાઈને ચારે તર્ફ જોવા લાગ્યો અને જાન સલામત લઇ ભાગવું ભારે પડયું ! થોડા વખતનો આરામ દુર થઇ મુશીબતનો પહાડ તુટી પડયો, પોતાની મગરૂરી અને બડબડાટની વાતો સરયામ ભુલી ગયો અને ધીમેથી કહેવા લાગ્યો કે, "હાય ! અફસોસ ! હું કેવી બલામાં ફસાઈ પડયો ! લેવાનું દેવું થઈ પડયું ! ખુદા ખેર કરે ! વખત ઘણો ખરાબ માલમ પડે છે. સર્વે મારાપર દાંત કચકચાવી રહ્યાં છે ! અધુરામાં પુરૂં વઝીરે કતલ કરવાની પરવાનગી માગી છે ! જોઈએ તકદીર શું દેખાડે છે ?"

જાઅફ્રર—( નજુમીને )–કેમ હમણાં તને કતલ કરૂં તો તારૂં નજુમ જુઠું પડે કે નહીં ?"

નજુમી—કોની શક્તિ છે કે મને કતલ કરી શકે ? હજી તો મારા આયુષ્યનાં ત્રીસ વર્ષો બાકી છે !

જાઅફ્રર ( હારૂનને ) નામવર શાહ ! સાંભળો છો કે નજુમી પોતાના કહેવાપર કેવો ચુસ્ત અને મુસ્તકીમ છે ! માટે તેને અજમાવવાની રજા મળવી જોઇએ !

હારૂન સમજ્યો કે આ ઘણી સારી વાત કહે છે કે જો નજુમી મરી ગયો તો મારો દીલનો શક ચાલ્યો જશે, અને નહીં મર્યો તો તેનું નજુમ સાચું ઠરશે તેથી તેણે જાઅફરને કહ્યું કે, "જેમ તમારી મરજીમાં આવે તેમ કરો !" એમ કહી તેને ઠાર કરવાની ઈશારત આપી !

ઈશારત થતાંજ જાઅફરે જલ્લાદને પહેલો હુકમ આપ્યો, જેથી જલ્લાદે તુર્તજ નજુમીના હાથ પગ બાંધી આંખો પર પાટા બાંધ્યા અને આંખો ચઢાવી તલવાર ઉગામી ! ત્રીજે હુકમ થતાંજ તેજ વખતે જલ્લાદની જુલ્મી તેજદાર તલવાર નીર્દોષ નજુમીની ગરદન પર વીજળીની જેમ ચાલી ગઈ અને ધડથી માથું તેજ વખતે જુદું થયું અને રગોમાંથી લોહીની ધારાઓ વ્હેવા લાગી !

નજુમીનું કત્લ થવું તે ગોયા બાદશાહને અકસીર દવા મળી ગઈ. તેના દીલનો વ્હેમ દુર થયો અને તેની તબીયત સુધરતી ચાલી, અને નજુમીની કહેલ વાતપર વીશ્વાસ રહ્યો નહીં ! ચ્હેરાનો પીળો રંગ લાલ થવા લાગ્યો. ગમી અને ઉદાસી ચાલતી થઇ અને અઇશ ઈશરતે પોતાનું રાજ્ય સ્થાપ્યું. નજુમીના કત્લ થવા પછી હારૂને જાઅફરને જોશથી ગળે વળગાડી દીધો અને કહ્યું કે, "ઓ પ્યારા વઝીર ! તેં હીકમત વાપરી મારો જીવ ઉગાર્યો ! નજુમીને કત્લ કરવા આવી મઝબુત દલીલ ન કરત તો અફસોસ કે હું ગમીમાં ગીરફતાર થઇને આ જહાનથી ચાલ્યો જાત ! પરંતુ એક નીર્દોષ મુસાફરનું માર્યું જવું તે પણ અફસોસથી ખાલી નથીજ !"

જાઅફર—હુઝુર ! જો આવી તદબીર નહીં કરતે તો બીજી કોઈ રીતે આપ નજુમીની વાતને જુઠી સમજતે નહીં, અને હંમેશાં આપ મુસીબત અને ગમમાં રહ્યાં કરતે ! ખરૂં પુછો તો આ હીકમત

આપના ઈકબાલથીજ સુઝી છે! મારી આપ જે તારીફ કરો છો તેને હું બીલકુલ લાએક નથી ! નજુમીનાં કતલ થવાથી આપે જરા પણ અફસોસ કરવો સજાવાર નથી, કેમકે એવા નાદાન કમઅક્કલ અને બેવકુફનું કતલ થવું બેહતર છે! આપને એ વીષે કોઈ પણ ગુનાહ થયો નથી, કારણ કે તેને કતલ કરવાની સલાહ મેંજ આપી છે! એટલુંજ નહીં પરંતુ આપ જેવા જમાનાના ખલીફા અને હાકિમ માટે એક યાહુદીનો જાન ગયો તો પણ શું થયું? ખુદા હરગેઝ તેનો બદલો લેશે નહીં !

આ સાંભળીને જાઅફરનો પીતા યહયા બોલ્યો કે, " હુજુર ! જાઅફર ખરૂં કહે છે! આપનાથી લાખો મનુષ્યોનું રક્ષણ થાય છે. આવાં હજારો જીવો આપનાપરથી ફીદા થાય તો પણ તે વાસ્તવીક છે ! "

જે પછી દરબારમાં હાઝર રહેલા અમીર ઉમરાવો જાઅફરની તારીફ કરીને બોલ્યા કે, " હુઝુર ! આ વખતે નામદાર વઝીર સાહેબે એવી યુક્તિ કરી કે તે અમારા લક્ષમાં પણ નહતી, અને આખી જીંદગીમાં પણ તે અમારા ધ્યાનમાં આવતો નહીં ! "

આ સાંભળીને બાદશાહ ઘણો ખુશી થયો, અને જાઅફરને પુષ્કળ ઈનામ આપ્યું અને બીજાઓને પણ તેઓની કદર પ્રમાણે ઇનામથી નવાઝવામાં આવ્યાં. જે પછી સરવે દરબારીઓ બાદશાહની બલા દુર થવાથી મુબારકબાદી આપવા લાગ્યાં અને તે બાદ પોતાના મકાને વીદાય થયાં.

અફસોસ ! આ એક દીવસ છે કે બગદાદના વઝીર જાઅફરે બાદશાહની મોહબતના નીશાના જોશમાં એક નીર્દોષ નજુમીનું ખુન કરાવ્યું. પરંતુ એક દીવસ એવો પણ આવનાર છે કે બાદશાહનો

આએજ વઝીર બાદશાહને કતલ કરાવી તેનું સર પોતાની રૂબરૂમાં મંગાવશે!!! ખરેખર સમય સમયની બલીહારી અલૌકીકજ છે.

---

## પ્રકરણ ૩ જું.

### તીરે નજરનો ઘાયલ.

પ્રીય વાંચકો! હવે આપણે હારૂનના ખાસ મોજમજાહ કરવાના ખાનગી મ્હેલમાં જઈએ! અહા! મેહેલની કેવી રીતે તારીફ થઈ શકે! આ એક આલીશાન મહેલ છે કે જે જોવાથી ભુખ અને તરસ પણ લાગતી નથી! આ મહેલમાં જાતજાતનાં ખુશનુમા ઉંચી કીંમતના ગલીચાઓ બીછાવેલા છે. અને ચારે તરફ મખમલના જરી બુટા ભરેલા પરદાઓ લટકી રહ્યા છે! ઉપર ભાતભાતની કારીગરીથી શોભાયમાન કરેલી છત બાંધેલી છે! રાત્રીનો વખત હોવાથી ખુશનુમા રોશનાથી આ બુટાઓ સીતારાની જેમ ચમકે છે અને કસ્તુરાના ખુશબોદાર દીવાબતીઓ પ્રગટી રહ્યા છે! આ મહેલ ગોયા એક જન્નત (સ્વર્ગ) નો નમુનો છે! આ મહેલના અંદર હારૂન રશીદ બાદશાહ ખાસ તખ્ત પર રેશમી કપડાંઓ પહેરી મોજ મજાહ ઉડાવતા બેઠા છે અને તેની બાજુમાં તેની પ્યારી બીબી ઝોબેદા પણ બાદશાહી ઠાઠમાઠથી તમામ જાતનો શણગાર સજી પુરા ભપકાની સાથે બેઠેલા છે! તેઓની સામે જાતજાતના મેવા ઉપરાંત શરાબના શીશાઓ અને જામ પડેલા છે. અને આશરે પચીસ કે ત્રીસ ખુબસુરત કનીઝો ભભકાથી દબદબાસમેત અદબવાળી બેઠી છે! કોઇ સીતાર વગાડે છે. તો કોઇ બીજું કોઈ વાજીંત્ર લઈ બાદશાહના દીલને મનરંજન કરવાની કોશેશો કરી રહી છે! એટલામાં એક કનીઝે

બે શેઅર એવા ગાયા કે તે સાંભળી હારૂન અને ઝોબીદા બહુજ ખુશ થયા, તેથી હારૂને ઝોબીદાને કહ્યું કેઃ "આ બનેમાંથી કયો શેઅર તેની ખુબીમાં વધે છે?" ઝોબીદાએ કહ્યું કે "પહેલો" જ્યારે બાદશાહ બોલ્યો કેઃ "નહીં બીજો!" આ પ્રમાણે બાદશાહ અને બેગમ સાહેબા વચ્ચે આપસમાં રકઝક થવા લાગી ત્યારે હારૂને કહ્યું કે. "હજુ અબ્બાસા કેમ નથી આવી ? જો તે આ વખતે હાજર હોત તો આજ વખતે આપણી તકરારનો ફેંસલો તુર્ત થઇ જતો" આમ કહીને બાદશાહે કનીઝો સામું જોઇને કહ્યું, "જાઓ જલ્દી જઈને અબ્બાસાને બોલાવી લાવો!" આ સાંભળતાંજ ત્રણ ચાર કનીઝો એકદમ ઉભી થઈ અને ઝટપટ અબ્બાસાના દીવાનખાનામાં પહોંચી ગઈ. અને જોયું તો અબ્બાસા મુસલા પર બેસીને કુરાને શરીફની તીલાવત કરે છે. કનીઝો અદબથી હાથ જોડી સામે ઉભી રહી ત્યારે અબ્બાસાએ કનીઝો તરફ માથું ઉંચું કરીને જોયું કે તુર્તજ કનીઝો અદબ અને સલામ બજાવી લાવી અને અબ્બાસા પાછી કુરઆન પઢવામાં મશગુલ થઈ! કનીઝો ચુપકીદીની સાથ અદબ વાળી ત્યાંજ ઉભી રહી ત્યારે થોડી વાર પછી કાંઈક વીચાર આવવાથી અબ્બાસાએ તેઓને ઈશારતથી પૂછયું કે, "કેમ આવી છો ?" જવાબમાં કનીઝોએ કહ્યું કે, "હુઝુરે આલી! આ વખતે બાદશાહ સલામત આપને યાદ કરે છે! કારણ કે આપ વીના રંગમાં ભંગ પડી ગયો છે!" બાદશાહે બોલાવવાથી અબ્બાસાએ કુરઆન બંધ કીધું અને પોષાક પહેરીને ઘણીજ નારાઝી સમેત રવાના થઈ!

હારૂન અને ઝોબીદા અબ્બાસાના આવવાની ઈન્તેજારીમાં પરદા તરફ ટક ટક જોઇ રહ્યાં હતાં. અને કનીઝો પુતળાંએની જેમ માથાં નીચાં કરી ખામોશ બેઠી હતી. તેવામાં અબ્બાસાએ પરદો ઉંચો

કર્યો અને હારૂનની તેનાં પર નજર પડી કે એકદમ ખુશીના જોશમાં ઉભો થઈ ગયો અને ઝોબીદા પણ પોતાની નણંદને જોઇ ઉભી થઈ ગઇ! અને કનીઝો ઝટપટ ઉભી થઇ ને ઝુકીને અદબ તથા મુજરો બજાવી લાવી! હારૂને ઘણીજ મહોબતથી અબ્બાસાને પોતા પાસે બેસાડી! જે પછી ઝોબીદાએ હસીને ખુશ થતાં કહ્યું કે, "બાઇ સાહેબ! મારા અને આપના ભાઇ વચ્ચે એક બાબતનો વાંધો પડયો છે, તે માટે તેનો ફેંસલો કરવા આપને તસ્દી આપી છે!"

અબ્બાસા—"એવી કઇ બાબત છે કે તેનો ફેંસલો હું કરી શકું?'

હારૂને મજકુર બંને શેઅર તેને સંભળાવી કહ્યું કેઃ—"આ બંનેમાંથી કયો વધારે સારો છે?"

અબ્બાસાએ બીજા શેઅરની તારીફ કરી એટલે હારૂન ખડખડ હસવા લાગ્યો; અને ઝોબીદાને કહ્યું કેઃ—', કેમ તું પરીક્ષામાં હારી કે?" ઝોબીદાએ કહ્યું કે, "હા. એમાં આશ્ચર્ય શું? તમોએ અબ્બાસાને ઇશારાથી સમજાવ્યું હશે કે બીજા શેઅરની તારીફ કરજે!"

આ સાંભળી અબ્બાસા ગુસ્સામાં આવી બોલી કે, "ભાભી સાહેબ! તમારી બદગુમાનીની ગોયા હદ નથી! તમારી સમક્ષ હુઝુરે પૂછ્યું અને મેં જે બાબત ખરી હતી તે કહી તેમાં પક્ષ શેની? જો તમારા પસંદ કરેલા શેઅરની હું તારીફ કરતે તો શું હુઝુર એમ કહતે કે ભાભીની પક્ષ રાખી? નહિ આ તો સ્પષ્ટ બાબત છે! તમો પોતેજ ઇન્સાફ કરો કે પહેલાં શએરમાં જે કવીએ પોતાનો રંજ અને ગમ ઝાહેર કરેલ છે, તે ખાસ પોતાની જાત સુધીજ છે! પરંતુ બીજા શએરમાં કવીએ પોતાના ગમ અને રંજથી વધીને પોતાના મારી નાખેલા ગુલામને કબરમાં રંજ થયો હોય તેમ જાહેર

કરેલ છે ? એટલે તે કહે છે કે મારી પ્યારી કનીઝ સાથે મારા ગુલામને કાંઈ ખાનગી સંબંધ હોય એવા શકથી મેં મારા ગુલામને કતલ કર્યો છતાં તેને કબરમાં મારા રંજની ખબર પડે તો તે મારો દુસ્મન હોવા છતાં મારી મુશીબતપર અફસોસ કરે ?" આ સાંભળીને ઝુબેદાએ પોતાની ભૂલ કબુલ કીધી ! પછી હારૂને કનીઝોને હુકમ કર્યો કે તરતજ શરાબના ગલાસો આવ્યા, એ જોતાંજ અબ્બાસાના ચ્હેરાનો રંગ બદલાઈ ગયો અને હારૂન પણ છુપી રીતે આંખના ખુણાથી તેનો ચ્હેરો જોતો જાય છે અને શરાબનો જામ પીવા માટે કહે છે ? પરંતુ અબ્બાસાએ કહ્યું કે. "મારૂં દિલ શરાબ પીવા ચ્હાતું નથી !" નહીં પીવાનો સબબ પૂછતાં અબ્બાસાએ કહ્યું કે, "ભાઇ સાહેબ ! આપ તો બાદશાહતના નિશામાં ચકચૂર થઇ હલાલ હરામને કાંઈ જાણતા નથી અને ઉપરાંત મને પણ નાહક ફસાવો છો !"

આ સાંભળીને હારૂન ગુસ્સામાં આવી ગયો પરંતુ ગુસ્સો છુપાવીને હસીને બોલ્યો કે, "અબ્બાસા ! શું તમે એમ જાણો છો કે આ શરાબ છે ? આ શરાબને તો હું હરામ જાણું છું, અને પીતો નથી, પરંતુ આતો ખજુરની તાડી છે તાડી !" અબ્બાસાએ કહ્યું કે, "શું આમાં નીશો નથી ? ભલા શરાબ અને તાડીમાં કાંઈ તફાવત છે કે ? હું આપને હાથ જોડીને અર્જ કરૂં છું કે આપ આ પણ મુકી દો !" અબ્બાસાની સલાહ માન્ય રાખી હારૂને કહ્યું કે, "ઠીક હું વિચારીશ અને આગળ જતાં મુકી દઇશ !"

જે પછી હારૂન અને અબ્બાસા ખુશ ગુફતેગોમાં ગીરફતાર થયાં જેમ કરતાં હારૂને અબ્બાસાને કહ્યું કે, "બ્હેન ! ખરૂં પૂછે તો જેટલી મહોબત હું તારી સાથે રાખું છું, તેટલીજ જાફર સાથે પણ રાખું છું ! અને અઇશો ઈશ્રરતના જલસામાં જ્યાં સુધી તમો

અથવા જાફર ન હોય તો ખુદાની કસમ છે કે મને જરા પણ મઝા પડતી નથી! તમારા બન્નેમાંથી એક જણુ હોય ત્યારે ગાનારીઓ સારૂં ગાય નહિ, તોપણુ મ્હને મજાહ મળે છે! અને તમારામાંથી કોઇ પણુ ન હોય ત્યારે ગમે તેવી ગાનારી અને નાચનારી કાળજાંતુટ મહેનત કરીને કલેજાંના ટુકડા અને લોહીનું પાણી કરી નાંખે તો પણુ મને મજાહ મળતી નથી! અરે! બે દીવસથી જાઅફરને પણુ બોલાવ્યો નથી? અરે કોઇ છે કે?" આ સાંભળી લઉન્ડીઓ ઉભી થઇ અને માથું નમાવી ઉભી રહી! ત્યારે બાદશાહે તેઓને હુકમ કીધો કે, જાઓ! બાહરથી કોઇને જાઅફરને બોલાવવા મોકલો!" આ સાંભળીને એક કનીઝ બાહેર ગઈ અને ખીદમતગારને જાફરની પાસે મોકલી આપ્યો! થોડીજ વારમાં ખીદમતગારે દરવાજા બહારથી ખબર આપી કે તુર્ત કનીઝ બાહર આવી અને જોયું તો જાઅફર ઉભો છે! કનીઝે હારૂનને ખબર આપી ત્યારે હારૂને કહ્યું કે, "તેમને અંદર બોલાવો!" આ સાંભળી અબ્બાસા બોલી કે, "ભાઈજાન! જરા સબર તો કરો! મ્હને અહીંયાંથી જવા દો! અહો! આટલી બધી મોહબ્બત! વઝીર શું કોઇ ફરેસ્તો છે કે જરા મોડો હાજર થયો તો કાંઇ આપની રજા સીવાય પાછો જાય તેમ નથી!"

હારૂન "શું તમો અહીંથી ચાલ્યા જશો?"

અબ્બાસા "ત્યારે શું હું બેશી રહીશ? ભાઇ શું આ વખતે તમારા હોશ ઠેકાણે નથી? આજે તો આપ વિચિત્ર વાત કહો છો અને જાઅફરને મારી રૂબરૂ બોલાવવા માંગો છો! ભલા ભાઈ! તેમ બની શકે ખરૂં? પરાયા મર્દ સામે હું બેશી શકું ખરી? પરદો તો એક તરફ રહ્યો પરંતુ તે બાદશાહોના રિવાજથી પણુ ઉલટુંછે!"

હારૂનઃ—" તમારી વાત ખરી છે! પરંતુ જાઅફર મ્હને પ્યારો છે એટલુંજ નહિ, પણ તેના પર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કે તે કદી ખરાબ નજર કરનાર નથી!"

અબ્બાસાઃ—" ભાઇ સાહેબ; જોઇએ તેટલો વિશ્વાસ હોય, પરંતુ પરાયો મર્દ તે પરાયોજ રહેવાનો? ઉપરાંત પરાયા મર્દની સામે બેસવું એ કેટલી બધી બેશરમી છે! જરા વિચાર તો કરો!"

હારૂનઃ—" ખઈર! તમારી મરજી! પણ આ વખતે હું સખત નારાજ છું. તમો જાણો છો કે જાઅફર અને તમારા સિવાય હું કોઇને હદથી જ્યાદા ચાહતો નથી, અને હંમેશાં તમોને વારાફરતી ઇશરતના જલસામાં બોલાવતો હતો તેથી હું અર્ધી મજાહ ઉડાવતો હતો, પરંતુ આજે વિચાર થયો કે—તમો બંનેને હમેશાં બોલાવી પૂરેપૂરી મજાહ ઉડાવ્યા કરૂં! પરંતુ અફસોસ! તમે તો ધર્મનાં કાનુનો પાળવામાંજ ગુંથાયાં છો, પરંતુ એમ તો હું કાંઇ નાસ્તીક નથી, તેમ ધર્મને છોડી પણ દીધો નથી! તમારે ઉઘાડે માથે બેસવું ન હોય તો મ્હોંઢાપર નીકાબ ( પરદો ) નાંખી લ્યો!"

આ સાંભળીને અબ્બાસાને ઘણું માઠું લાગ્યું પરંતુ શું કરે દીલમાંને દીલમાંજ ઘુંટડો ગળી ગઇ! અને દીલમાં કહેવા લાગી કે જો મ્હોંઢાપર નીકાબ નાંખીને બેસીશ તો જાઅફર મને જોશે નહિ, પરંતુ મારી નજર તેનાપર પડશે! ખરેખર બાળ, સ્ત્રી અને રાજાની હઠ મશહુર કહેવાય છે તે ખરી વાત છે! માટે બાદશાહ પોતાની હઠ મૂકશે નહિ! જો તે નારાજ થઈ જશે તો પાછા રાજી કરવા મુશ્કેલ થઇ પડશે! ખઇર! શરમને છાપરે ચડાવી તેઓને તો જરૂર રાજી રાખવાં જોઇએ! એવો વિચાર કરીને કહ્યું કે, " ભાઇ જાન! આપની એમજ મરજી છે તો હું નીકાબ ઓઢી લઉં છું." એમ

કહીને તેણે નિકાબ મંગાવી પોતાના મ્હેરાપર નાંખી! જે પછી હારૂને તુરતજ જાઅફરને અંદર બોલાવ્યો! રજા મળતાંજ જાઅફર અંદર આવ્યો અને બાદશાહી કાયદા પ્રમાણે અદબ—આદાબ બજાવી લાવ્યો! જે પછી તેણે નજર ફેરવી તો જોયું કે, એક ઔરત નીકાબથી મ્હોઢું છુપાવી હારૂનની પાસે બેઠી છે! ચાલાક જાઅફર તરતજ પામી ગયો કે આ કોઇ હારૂનનાં શાહી ખાનદાનની શાહજાદી છે! તેથી આગળ વધતાં અટકી, નીચું જોઈ ઉભો રહ્યો! ન આગળ તેમ ન પાછા ફરવાની હીંમત ચાલી અને હઇરતમાં પડી ગયો! આવો હાલ જોઇને બાદશાહે કહ્યું કે, "બીસ્મીલ્લાહ! આવો! આવો! અંદર આવો! ગભરાવો નહિ! અટકો નહિ, કાંઇ ફીકર—ચીંતા કરવા જેવી બાબત નથી!" આ સાંભળી જાઅફર આગળ વધ્યો, તે વખતે સર્વે કનીજો રીવાજ પ્રમાણે ઝટપટ ઉભી થઇને અદબ બજાવી લાવી! પરંતુ અબ્બાસા શરમ અને હયાની મારી હાલી કે ચાલી નહિ પરંતુ ત્યાંજ બેસી રહી! જાઅફર હંમેશાં બાદશાહની બાજુમાં બેસતો, પરંતુ આજે અબ્બાસા બાદશાહ કને બેઠેલી હોવાથી દુર બેસવા ગયો, તેથી બાદશાહે ઘણાજ આગ્રહપૂર્વક ખેંચતાણ કરી તેને પોતાની પાસે બેસાડયો! જેવી રીતે અબ્બાસા બેહદ ખૂબસુરત અને યુવાન હતી, તે પ્રમાણે જાઅફર પણ ખૂબસુરત અને જુવાનીના બહારમાંજ હતો! આવી રીતે બાદશાહ વચમાં બેઠો છે! અને જમણી તરફ અબ્બાસા અને ડાબી તરફ જાઅ-

છે! કનીઝો ધારા પ્રમાણે ગાનતાન અને નાચમાં મશગુલ થઇ ગઇ અને શરાબના જામ ચાલવા લાગ્યા! જાઅફર હજી નીકાબવાળી ઔરતને ઓળખી શકયો ન હતો, પરંતુ અટકળથી એટલું તો સમજી શકયો હતો કે વખતે તે અબ્બાસા હોય! બગદાદ શહેરના વઝીરમાં

આટલી ગટકળ કરી માણસ ઓળખી લેવાનું જ્ઞાન હોય તે કેવળ સ્વાભાવિકજ છે ! અબ્બાસાની બેહદ ખુબસુરતી અને યુવાનીના ઉછાળા મારતા મોઝાઓનાં જોશવાળાં જોબને તેને દુરદરાજનાં મુલ્કમાં મશહુર કીધી હતી, તેથી તેને જોવા દીલ થાય એ કુદરતીજ હતું! નીકાબ પણ ઝીણી હતી તેથી બરોબર નજર કરે તો જાઅફર તેનો થોડો ચ્હેરો દખી શકાય તેમ હતું, પરંતુ એક તો બાદશાહનો રોબ અને દમદમામ, બીજે પ્રમાણીકપણામાં ડાઘ લાગવાનો ખઉફ, અને ત્રીજે ખરેખરી પરિક્ષાનો વખત આ ત્રણે સબળ કારણોને આધીન થઇને તેણે આંખના ખુણામાંથી પણ નજર કરવાની હિંમત કીધી નહિ! અબ્બાસાએ પણ જાઅફરની ખુબસુરતી વિગેરેની ઘણી તાઅરીફ સાંભળેલી, તેથી તે પણ આંખના ખુણામાંથી જાઅફરને જોવા ચાહે છે! પરંતુ પાછી પોતાના દીલને ઠપકો આપે છે કે અરે! પરાયા મર્દને જોવાનું તને શું કામ પડયું? અફસોસ બાદશાહ તો છોકરા જેવાં સ્વભાવનો હોય છે! હારૂને કાંઇ વિચાર ક્યાં વિના જાઅફરને મારી સામે બેસાર્યો! કદાચીત શરાબનાં જામ વધારે પીવાઇ ગયા હશે તેથી તેના મગજમાં કાંઇ ખામી આવી ગઇ હશે. અરે! આ વખતે જાઅફર પણ પોતાના દીલ સાથે શું વિચારતો હશે? આ વાતની કોઇને ખબર પડશે તો મારી કેટલી બદનામી થશે? રખેને જાઅફર આડી નજરે આંખના ખુણાથી મને જોતો તો નહિ હોય? લાવને તપાસ તો કરૂં? આવો ખ્યાલ આવવાથી આડી નજરે જાઅફર તરફ જોયું! પરંતુ જાઅફર તો આ બાબત પહેલેથીજ સમજી બેઠો હતો તેથી તેની નજર બીજી તરફ હતી. તેથી તે પોતાના દીલ સાથે કહેવા લાગી કે, ખરેખર! બીચારો જાઅફર નેક શખસ છે અને માથું ઝુકાવીને બેઠો છે.

બીજી તરફ જાઅફરને ખ્યાલ થયો કે આ અબ્બાસા તો હોવી જોઇએ નહિ. કારણ કે એ બનવા જોગ નથી કે હારૂન આવો અક્કલમંદ અને ચાલાક થઇ પોતાની હલકાઇ કરાવે તેવો નથી ! તો પછી આ કોણ હોવી જોઇએ ? કોઇ નવી કનીઝ તો લીધી સાંભળી નથી, અને કનીઝ હોય તો મોઢું છુપાવવાનું કશું પ્રયોજન નથી! બાદશાહ પણ આ વિષે કંઈ કહેતો નથી! તેમજ હું પણ વિવેક મર્યાદાની હદ ઓળંગીને પૂછી શકતો નથી! છેવટે જાઅફરનું દીલ હાથથી ગયું ! અને તે એવાં નિશ્ચયપર આવ્યો કે લાવ ને જરા આડી નજરે તો જોઇ લઉં ! આવા વિચારથી આંખના ખુણામાંથી અબ્બાસાને જોતાંજ તેણીના નીકાબના પરદામાંથી ચ્હેરાનું નુર ચમકી ઉઠયું ! જે જાઅફરના દિલમાં એક તીર જેમ પેવસ થઈ ગયું ! આંખના એક પલકારામાં શુદ્ધ હૃદય ઝખમી અને ઘાયલ થઈ ગયું !

છેવટે ગાનતાનનો વખત ખલાસ થયો અને અબ્બાસા પોતાની જગ્યાએ ચાલી ગઇ અને જાઅફર પણ પોતાના મહેલ તરફ રવાના થયો.



# પ્રકરણ ૪ થું.

## ચર્ચા.

આ પછી અઇશ અને ઇશરતના જલાસામાં અબ્બાસા અને જાઅફર હાઝેર રહેવા લાગ્યાં. જેથી હંમેશાં થોડી થોડી શરમ ઓછી થતી ગઇ ! અને જેમ જેમ શરમ ઓછી થતી ચાલી તેમ તેમ એક બીજાના દીલમાં મહોબતમાં વધારો થતો હતો ! પરંતુ આ મહોબત એકજ ઠેકાણે બંને બેસતા હોવાથી હતી. બાકી એક બીજાં સાથે કોઇપણ રીતે વાતચીત હતી નહિ ? માયા મોહબ્બતનાં આ ચિન્હો હંમેશાં થોડાં થોડાં વધતાં જતાં હતા. જાઅફર રાજ્યની રાજદ્વારી ખટપટો અને બીજાં કામકાજમાં રાત દહાડો મચ્યો રહેતો હોવાથી તેને અબ્બાસાનો ખ્યાલ થોડો આવતો પરંતુ અબ્બાસાને કોઇ પણ જાતનું કામકાજ ન હોવાથી રાત દહાડો જાઅફરનોજ વિચાર તેનાં શુદ્ધ અને નીર્મળ હૃદયમાં ઘર કરી રહ્યો હતો, જેથી અબ્બાસાના બોલવા ચાલવામાં અને રંગ રૂપમાં ઘણો ફેર પડી ગયો ! તેનાં ચાલાક ખીદમતગારો તુર્ત ચેતી ગયાં કે અબ્બાસા જાઅફરની મોહબ્બતમાં ગીરફતાર થએલી લાગે છે !

જેમ જેમ દિવસો પસાર થતા ગયાં. તેમ તેમ આ વાત સમગ્ર બગદાદ શહેરમાં પવન વેગે ફેલાઇ ગઇ ! જ્યાં બે ચાર સ્ત્રીઓ ભેગી થઇને બેસે ત્યાં આએજ બાબત નીકળવા લાગી કે આપણો બાદશાહ પોતાના વજીરની હાજરીમાં પોતાની બ્હેનને બેસાડે છે !

આ ચર્ચા ઘેર ઘેર અને ચૌટે ચૌટે થવાથી બાદશાહ અને જાઅફરતે પણ ખબર પડી ! તેથી એક વખતે હારૂને જાઅફરને આશ્ચર્ય થયું કે "જાઅફર ! શું તમોએ પણ આ બાબત સાંભળી છે ?"

જાઅફરઃ–"નામવર ! કઇ બાબત ?"

હારૂનઃ–"હું ઇશરતના જલસામાં તમારી હાજરીમાં અબ્બાસાને બેસાડું છું, તે વિષે સારા શહેરમાં ચર્ચા થવા લાગી છે ! ભલા, તે શું ખરાબ બાબત હતી ? શું એ કાંઇ ગુન્હાનું કામ હતું ? આ બાબત કોણે ફેલાવી હશે ?"

જાઅફર—"હુજૂર ભીંતોને પણ કાન હોય છે ! વા વાતને ખેંચી લઇ જઇ શકે છે ! તેથી બાદશાહનાં મહેલની સાચી ખોટી ખબરોને મશહુર થતાં કાંઇ વખત લાગતો નથી ! કોઇનાં મોંએ તાળું વાસવા જવાતું નથી ! !

હારૂન—"જેટલી બાબત બની છે, તેટલી જ કહે તો કાંઇ વાંધો નહિ, પરંતુ તેમાં મરચાં મીઠાનો મસાલો મેળવીને વાતને વધારે છે, તેવું તો કાંઇ નહી કહેતા હોયને !"

જાઅફર—"જેને જેવી અક્કલ તેવી તે સાચી ખોટી ગપો હાંકે ! દુન્યાનો કાયદો છે કે "રજનું ગજ" કરે છે, અને બદગુમાની લઇ જતાં જરાપણ અચકાતાં નથી. આનો કશો ઇલાજ પણ થઇ શકતો નથી. આપે માત્ર મોહબતના જોશમાં આવી આ પ્રમાણે વર્તાહું સારૂં ધાર્યું, પરંતુ મારા દીલમાં તો પ્રથમથીજ ખટકો હતો. અને તે મ્હને કાટાંની જેમ દિલમાં ખટકયા કરે છે. પરંતુ શું કરૂં ? સારી અદબ અને વિવેકના કારણથી હું કાંઇ પણ વધારે કહી શકતો નહતો ! પણ કોઈ તક મળવાની રાહ જોતો હતો માટે આ તક હાથ ધરીને ઘણીજ નમ્રતાપુર્વક માફી ચાહીને વીનંતી કરૂં છું કે મારી કમઅકલમાં એમ આવે છે કે હવે પછી આ બાબત આપે બંધ કરવી વધારે સારી

છે, કારણ કે એ કાંઇ જરૂરની બાબત નથી ! એક દીવસ મને અને બીજે દીવસે અબ્બાસાને બોલાવો અથવા કોઈ કોઇ વખત મને તથા હમેશા અબ્બાસાને બોલાવ્યા કરો તે પસંદ કરવા લાયક છે !

આ સાંભળી હારૂને કહ્યું કે, " નહિ નહિ એ બનવાજોગ નથી ! મને કોનો ડર છે ? મને કોણ કહી શકે તેમ છે ? આતો સારૂં છે કે હું ધર્મ વિરૂદ્ધ આચરણ કરતો નથી, પરંતુ કદાચિતને દિલને બેહલાવવા સારૂં કોઈ કાર્ય ધર્મ વિરૂદ્ધ કરૂં તો પણ કોની તાકાત છે કે મ્હને ઠપકો આપી શકે ? માટે તમારે કાંઈ પણ આનાકાની કરવી નહિ ! "

" આ બાબત કેવી રીતે ફેલાણી અને આખા શહેરમાં કોણ કોણ તેની ચર્ચા કર્યા કરે છે, તેની તપાસ કરી સર્વેને સખ્ત સજાએ પહોંચાડવા જોઇએ કે કોઈપણ આ બાબત કહેવાની કે ચર્ચાવવાની હિંમત વટીક કરી શકે નહિ ! "

જાઅફર સમજ્યો કે હારૂનને ગુસ્સો આવ્યો છે, અને જો તે આ વાતની હઠ પકડશે તો ઘણી ખરાબી થવાનો સંભવ છે, અને તેથી રૈયત તથા ખીદમતગારોના બાર વાગી જશે ! તેથી તેણે ઘણી નમ્રતાપૂર્વક હારૂનને કહ્યું કે, " બાદશાહ સલામત ! આપ નામદાર જાણો છો કે, લોકો કંઇ સાંભળે અને તે બીજાની આગળ વાત કરે તો તે નજીવી બાબત ગણાય માટે બાદશાહોને લાજીમ છે કે તેવી નાની બાબતોપર તેઓએ લક્ષ આપવું જોઇએ નહિ, પરંતુ ઔર મોટું દિલ રાખી વર્તવું જોઇએ ! અબલત કોઇ ખરાબ બાબતનું બોહતાન મૂકે અથવા ખોટી વર્તણુંક ચલાવે તો તેનો અવસ્ય ઉપાય યોજવો જોઇએ ! " આ સાંભળી હારૂન ચૂપ થઈ ગયો અને કોઈ બીજી બાબતની વાત કાઢી !

---

# પ્રકરણ ૫ મું

## આશકની યાદમાં.

એક દીવસે હારૂને જાઅફરને કહ્યું કે, " હું અબ્બાસા અને તને પણ સાથે બોલાવવામાં કોઇની તલ ભાર પણ પરવા રાખતો નથી! એ ફક્ત તેજ વખતનાં જઉશની બાબત હતી, પરંતુ જ્યારે એ વીષે દીલમાં વીચાર કરવા લાગ્યો ત્યારે જણાયું કે—ખરેખર આ બાબત ઘણી ચર્ચાવાળી છે, માટે બેહતર તો એજ છે કે અબ્બાસા હોય ત્યારે જાઅફરને બોલાવવો નહીં. પરંતુ હાલમાં મને પાછો વીચાર ઉદભવ્યો છે કે—આટલા દીવસો સુધી આ બાબત સારી પેઠે ચર્ચાઇ ચુકી છે ને હવે તે અટકાવવામાં શું ફાયદો ?" આમ કહીને હારૂન થોડીવાર અટકી ગયો અને કાંઇક વિચાર કરી પાછો બોલવા લાગ્યો કે, " જો હું આ બાબત મોઉકુફ કરીશ તો થોડા દીવસો પછી ચર્ચા બંધ પડી જશે!" આ કહીને તેણે નિશ્ચય કર્યો કે અ-બ્બાસા હોય ત્યારે જાઅફરને જલસાની અંદર બોલાવવો નહીં ! આ ઠરાવનો અમલ કરીને તેણે કેટલાક દીવસ સુધી જાઅફરને જલ-સામાં બોલાવ્યો નહીં, તેથી અબ્બાસાને વિચાર થઇ પડયો કે ઘણા દીવસો થયાં ભાઇ પોતાના વજીરને શા માટે નહી બોલાવતા હોય ? અથવા તો તે કેમ નહી આવતા હોય ? આ ઉપરાંત તેનું દીલ પણ પોતાનાં વહાલાંના વીયોગી વીરહમાં જળવા બળવા લાગ્યું તેથી પો-તાનાં દીલને કહેવા લાગી કે, અફસોસ ! આ મને શું થયું છે ? કે જાઅફર સાથે કોઇ રીતનો વાતચીતનો પ્રસંગ નહિ પડયાં છતાં તેની મહોબત મારાં દીલમાં ઘર કરી ગઇ ! અરે ! હજુ તો મારાં મ્હોં

પર નીકાબ નાંખી બેસું છું, અને અત્યાર સુધી વાતચીત 'કરવાનો મોઉકો પણ પ્રાપ્ત થયો નથી તેટલામાં જ મારી હાલત તેની જુદાઇમાં હાલ હવાલ થઇ ગઇ ! તો પછી તેની સાંમે ખુલ્લે મોંએ બેસવાથી અને એક બીજાં સાથે વાતચીત કરવાની છુટ મળવાથી મારી કેવી કફોડી હાલત થઇ પડતે ! અને કેવું માઠું પરીણામ આવતે ! ! આ વિચારો થવાથી અબ્બાસાને આખી રાત્રી નિંદ્રા આવી નહિ અને વારે વારે ઉઠીને બેસી જતી અને સુઈ જતી હતી ! ! છેવટે કંટાળી જઇને તેણે પોતાની બાંદી મરજાનને તરત જગાડીને કહ્યું કે, " મરજાન ! ઓ મરજાન ! ! તને ખબર નથી કે મને નીંદ્રા આવતી નથી ! " આ સાંભળી મરજાન તરત ઉઠી અને ગભરાઇને બોલી, " શાહજાદી ! ખઈર તો છો ? મને કેમ જગાડી ? ફરમાવો શું કામ છે ? " અબ્બાસાએ કહ્યું કે, " કંઈ નહિ; મને વિચારમાંને વિચારમાં નિદ્રા આવતી નથી, તેથી ગભરાઇને તને ઉઠાડી છે ! " જે પછી તેણે પૂછ્યું કે, " મરજાન ! તને ખબર છે કે કેટલાં દીવસ થયાં વઝીર અઇશ ઇશરતનાં જલસામાં હાઝર નથી થતા ? " મરજાને જવાબ આપ્યો કે, " નહિ ! પરંતુ મને એટલી તો ખબર છે કે વઝીર કોઇ દીવસ બોલાવ્યા સીવાય હાઝર થતા નથી ! અને કેટલાંક દીવસ થયાં બાદશાહ સલામતે પણ યાદ કીધા નથી ! હુજૂર મને પણ બે ત્રણ દીવસો થયાં એજ ખ્યાલ આવે છે કે કદાચીતને તેઓ પર બાદશાહ સલામતની ખફા નઝર હોય ! " અબ્બાસાએ પૂછ્યું કે, " એ તો ઠીક ! પરંતુ વઝીર દરબારમાં આવે છે કે નહિ ? " જવાબમાં મરજાને કહ્યું કે, " જી હા ! રાબેતા પ્રમાણે દરબારમાં તો આવ્યા કરે છે ! "

વઝીર વિષે મરજાનને આ પુછપરછ કીધા પછી અબ્બાસાને

વિચાર થયો કે—આવી વાતોથી મરજાનને શક જશે કે અબ્બાસા જાઅફર પર આશક થઇ હશે! તેથી મરજાનના શકને દુર કરવા કહ્યું કે, "પારકા મર્દ સાથે આપણે શું લેવા દેવા?" આ સાંભળીને મરજાન દીલમાં તો સમજી ગઇ કે અલબત્ત અબ્બાસાનાં દીલમાં જાઅફરની મોહબ્બત પેશી ગઇ છે! તેથી તે અજાણી થઇને બોલી કે, "હા! ખરેખર આપની વાત સારી છે! આપણે પરાયા મર્દને યાદ ચટીક શા માટે કરવો જોઇએ?"

અબ્બાસા—એ ખરી વાત છે! પરંતુ મનુષ્યનું દીલ એવું છે કે કોઈ નવીન બાબત સાંભળે ત્યારે તે સંપૂર્ણ જાણવા ચાહે છે!

મરજાન—બેઅદબી મુઆફ કરો તો અર્ઝ કરૂં!

અબ્બાસા—કહે! શું કહે છે?

મરજાન—બાદશાહ સલામતને આપનાં બંનેપર સંપૂર્ણ વિશ્વાસ છે, તેથી જ તેઓ તમોને જલસાની અંદર શરીક કરે છે! પરંતુ મને એમ શક જાય છે કે—આ વાતની ચર્ચા આખા શહેરમાં ચાલી રહી છે! બાદશાહ સલામતને પણ આ બાબતની ખબર પડી છે, તેથી વખતે તેઓ નારાઝ થયાં હોય અને વઝીરને નહિ બોલાવતાં હોય એ બનવાજોગ છે!!

અબ્બાસા (આશ્ચર્ય પામતાં)—અરે મરજાન! શું આ બાબત ગામમાં ચર્ચાયલી છે? હાય! અફસોસ શું હું આખા શહેરમાં ફજેત થઇ?

મરજાન—એમાં ફજેત શાનાં? એ તો આપ જાણો છો કે—કોઇ વાત છુપી રહી શકતી નથી. આ બાબત કાંઇ ખરાબ નથી?

અબ્બાસા—તું ખરૂં કહે છે! પરંતુ તોહમત આવતાં જરાપણ વખત લાગતો નથી! અફસોસ! મેં ભાઇજાનને ઘણાં સમજાવ્યાં

પરંતુ કોઇ રીતે માન્યા નહિ! અને આખરે "વાર્યાં રહ્યા નહિ પરંતુ હાર્યા રહ્યાં!" તઉબા ! બાદશાહનો મીઝાઝ તો બચ્ચાં કરતાં પણ વધારે ખરાબ હોય છે! મરજાન આ વાતો કોણનાં ઘરમાં થઇ હતી તેની તને કાંઇ ખબર છે કે?

મરજાન—ઘેર ઘેર અને ચઉટે ચઉટે આ એજ વાતની ચર્ચા છે! પરંતુ મેં તો મારાં સગાંઓનાં ઘરમાંથી સાંભળી છે!

અબ્બાસા—જા તે અઉરતોને મારી પાસે બોલાવી લાવ કે હું તેઓને પુછીને વાકેફ થાઉં છું કે વાતને કેટલે દરજ્જે "રજની ગજ" કરી નાંખી છે?

મરજાન (હાથ જોડતાં)—સાહેબઝાદી! તે અઉરતોને કયા બહાનાથી અહીંઆ લાવી શકાય? હાલ આ વિષે ઘણી ચર્ચા ચાલી રહી છે, તેથી તેઓ તુર્ત સમજી જાય કે તે પુછવા માટે બોલાવેલી હશે, તેથી તેઓ કદી પણ આવે જ નહીં!!

અબ્બાસાએ એકદમ ગુસ્સામાં આવી આંખ્યો તાણી અને મોટે અવાજે કહ્યું કે, "તું મને શું સમજે છે? તું જાણતી નથી કે હું હારૂન અલ રશીદની માનીતી બહેન છું! તું તારી સગીઓને લાવવા માટે આનાકાની કરી આડા અવળા બહાનાઓ કરે છે, પરંતુ યાદ રાખ કે—મારાં એક જ ઇસારાથી તેઓને હાથમાં દોરી બાંધીને અને ખેંચીને મારી સમક્ષ હાજર કરાવી શકું છું! પરંતુ તારી નીમકહલાલી તરફ નજર કરી હું એમ કરવા રાજી નથી!!" આ સાંભળી મરજાન પામી ગઇ કે—આ ખરૂં કહે છે! જો અબ્બાસા વઝીર અથવા બાદશાહ સલામતને કહેવરાવી મોકલે તો તેઓના આખાં ઘરને કેદ કરી ગુનેહગારોની માફક દરબારમાં મુશકેટાઇટ બાંધીને પરદા વિના એ આબરૂથી લાવે! ખુદા ખઇર કરે! પરંતુ જો અબ્બાસા કોઇ

રીતે નહી જ માને તો તેઓને સમજાવી ડરાવીને અબ્બાસા આગળ હાજર કરીશ! આમ વિચાર કરીને મરજાને કહ્યું કે, “ શાહઝાદી! આપનું ફરમાન મારી આંખ્યો અને માંથા ઊપર ચડાવું છું! આપ જેને કહો તેને આપની હુજૂરમાં હાજેર કરી શકુ છું! એ અઉરતો તો તમારી બાંદીઓ જેવી છે! પરંતુ આપની મરજી હોયતો મોટા અમીરની અઉરતો અને છોકરીઓ આપની ખીદમતમાં હાજેર થાય! પરંતુ બીબી! હું આપપર કુરબાન થાઉં કે આપ બાદશાહ સલામત જેવાં હઠીલા નથી, અને જે કામ કરો છો તે બહુ જ વિચારી અને તેના પરીણામ તરફ લક્ષ આપી કરો છો જેથી આપને પાછળથી પશ્ચાતાપ કરવાનો રહેતો નથી! માટે આ બાબતમાં પણ આપ વિચાર કરી જોવો કે હાલતો આ ચર્ચા ફક્ત નજીવી ચર્ચા ચાલીને બંધ પડી જવા આવી છે, પરંતુ આપ શહેરની પાંચદશ અઉરતોને બોલાવીને પુછશો ત્યારે તેઓને વધાર શક પડશે અને એકની અનેક વાતો કરશે. જો આપ ધમકી આપશો તેમજ ડર બતાવશો અને ખાનગી રાખવા સખ્ત ભલામણ પણ કરશો તો પણ તે વાત છુપી રહેવી મુશકેલ થઇ પડશે અને તે વખતે આપ અવશ્ય પસ્તાશો કે નાહક મેં ચોળીને ચીકણું કર્યું! માટે આપતો અજાણ્યાંજ બની રહો તેમાં જ આપની વધારે લાયકી અને બહેતરી છે! ” અબ્બાસા જાતે હુશીયાર, અક્કલમંદ, અને ઇનસાફી હોવાથી તેણે મરજાનની વાતને પસંદ કીધી! જેથી તેનો ગુસ્સો ઉતરી ગયો તેથી તે બોલી કે, “ ઓ મરજાન! ખરેખર તારી વાત ખરી છે!”



# પ્રકરણ ૬ ઠું.

## ઇશ્કની બેચેની.

આ પ્રમાણે જાઅફર અને અબ્બાસાની એક બીજાની લાગણી અને મોહબત વધતી ગઇ ! જ્યારે લાંબી મુદત થઇ અને હારૂને જાઅફરને ઇશરતનાં જલસામાં બોલાવ્યો નહિ ત્યારે જાઅફરનું દીલ પણ અબ્બાસા પ્રત્યે ગમગીન થવા લાગ્યું અને અબ્બાસા પણ વધારે અને વધારે અફસોસ કરતી રહી ! જેથી તેણે એક દીવસે પોતાની બાંદી મરજાનને કહ્યું કે. "હું તને એક બાબત પુછવા માંગું છું કે ઘણા દીવસ થયાં જાઅફર ઇશરતનાં જલસામાં આવ્યો નથી તો તેની ખઇરીયત પુછાવવામાં કાંઈ હરકત તો નથી ?" મરજાને વિચાર્યું કે હજુ તો બે ચાર દીવસપર જ તેણે મારી સગીઓને બોલાવવા માટે સખ્ત શબ્દો કહ્યા હતા, અન રાજી ખુશીથી ન આવે તો બેઇઝ-તીથી કેદ કરીને પકડી મંગાવવા તૈયાર હતી, માટે જો આ વખતે પણ તેને સાચી સલ્લાહ આપીશ તો મારા હકમાં કશો ફાયદો થનાર નથી માટે તેની જ મરજી પ્રમાણે સલાહ આપું તો મારા હકમાં ફાયદો છે ! કારણ કે તેથી તે મારાથી ખુશ થશે એ તો જાણે ઠીક પરંતુ તે ઉપરાંત તેની ખાનગી બાબત મારા હાથમાં આવવાથી ઘણું કરીને તે મારાથી દબાતી ચાલશે અને જરા જરામાં ગુસ્સો નહીં કરે ! તેથી તેણે સલાહ આપી કે, "શાહજાદી ! ખઇરીયત પુછાવ-વામાં કોઇ પ્રકારનો વાંધો હોઇ શકે નહિ ! કારણ કે તેથી જાઅફર સમજશે કે અમારી શાહજાદી ઘણી જ લાયક અને વીવેકવાળી છે કે પોતાનાં ખીદમતગારોની પણ ખબર રાખે છે !!"

પોતાની મરજી મુજબ મરજાને મત આપવાથી અબ્બાસા ઘણી જ ખુશી થઈ ! તેને તો "ભાવતું હતું અને વૈદે ફરમાવ્યું !" તેવું થયું ! જેથી તેણે મરજાનને કહ્યું કે, "જલ્દીથી સારો પોષાક સજીને વઝીરની ખીદમતમાં જા અને તેની ખબરીયત પુછીને આવ !!" હુકમ મુજબ મરજાન ઠાઠમાઠ સજી તૈયાર થઇને જાઅફરના મહેલમાં ગઇ ! અને ખીદમતગારને કહ્યું કે, "હુજૂરે આલી શું કરે છે ? મારે તેઓની ખીદમતમાં હાજર થવું છે !" ખીદમતગારે અંદર જઇને જાઅફરને ખબર કરી જેથી તેણે મરજાનને અંદર મોકલવાનો હુકમ આપ્યો; મરજાને અંદર જઇ શાહી કાયદા પ્રમાણે અદબ બજાવી, સલામ કરી ઉભી રહી ત્યારે જાઅફરે પુછ્યું કે, "ખબરીયત તો છે ને ? તારૂં અત્રે કેમ આવવું થયું ?!" મરજાને હાથ જોડી અરજ કરી કે, "હુજૂર ! આપનાં ઇકબાલથી સર્વે ખબરીયત છે ! પરંતુ ઘણાં દીવસોથી આપ ઇશરતનાં જલસામાં નથી પધાર્યા તેથી સરકારે આપની ખબરીયત પુછવા માટે મોકલી છે !" જાઅફરે પુછ્યું કે, "કોણ સરકાર ? શું આપણી શાહજાદી સાહેબા ?" મરજાને કહ્યું, "હા ! જનાબ શાહજાદી સાહેબે આપનો મીજાઝ પુછાવ્યો છે !" જાઅફરે કહ્યું કે "આ તેઓની લાયકી અને વિવેક છે કે પોતાનાં ખીદમતગારોનો પણ ખ્યાલ રાખે છે ! ખુદા તેઓને સલામત રાખે ! તેઓ ઘણાં જ માયાળુ અને લાયક છે ! મારા તરફથી ઘણી નમ્રતા સાથે બંદગી અર્ઝ કરજે ! પરંતુ એતો કહે કે હંમેશ મુજબ તેઓની તબીયત ખુશીમાં તો રહે છે કે?!" મરજાને કહ્યું કે, "હા, હજુર ! શાહજાદીનો મીજાઝ તો આપ જાણો છો કે ઘડીકમાં ઠીક અને ઘડીકમાં તબીયત બીગડી જાય ! હાલ કેટલાંક દીવસથી સ્હેજસાજ ઉદાસ રહ્યાં કરે છે ! અને તબીયત પણ કાંઇક નરમ માલુમ પડે છે !!" જાઅફરે કહ્યું, "શું દવા ચાલુ નથી ?"

મરજાન હુજૂર હકીમો દીવસમાં બે વખત હાઝેર થાય છે, જાત જાતની ઉંચી અને કીમતી દવાઓ પણ મોકલે છે ! પરંતુ પીએ કોણ ? તમે કે હું ? જો મરજીમાં આવે તો કોઇ વખતે એકાદ ઘુંટડો માંડ માંડ પી લે ! બાકી ફેંકી દે છે !!

જાઅફર—એ વાત સારી નથી ! દવાતો બરાબર પીવી ઘટે ! તમો સમજાવીને પીવરાવતા રહો !!

મરજાન—હુજૂર આપની ખરી વાત છે ! અમો સમજાવવામાં કાંઈ ખામી રાખતા નથી, પરંતુ તેઓ કોઇનું માનતા નથી ! આપ જાણતા હશો કે—અમારી શાહજાદીનો મીઝાઝ કેવો છે તે !

આ પછી મરજાને રજા માંગી ત્યારે જાઅફરે કહ્યું કે, "ઠીક ! જાઓ ! મારી બંદગી સાથ તેઓને કહેશો કે આપનાં ઇકબાલથી હું ખઇરીયતથી છું ! અને મારૂં પણ દીલ થાય છે કે હુજૂરનાં દરવાજા પાસે હાઝેર થઇ તબીયતની ખબર પુછું, પરંતુ આપ જાણો છો કે—કેટલીક બાબતો અમલમાં મુકવી મુનાસેબ નથી અને લેવાનું દેવું થઇ જાય છે ! માટે લાચારી સાથે દીલગીર છું કે હું આપની ખઇરીયત પુછવા આવી શકતો નથી !! " અબ્બાસાને કહેવાનો આ સંદેશો સાંભળીને મરજાન અદબ બજાવી લાવી જે પછી શાહજાદીની ખીદમતમાં હાજર થઇને તમામ કેફીયત અર્જ કરી ત્યારે અબ્બાસા ઘણી જ ખુશી થઇ અને સમજી કે—ખરેખર ! મારાં દીલમાં ઉગ્યું હતું તેજ સાચું પડયું કે—જાઅફરનું દીલ મારી મોહબ્બતમાં ગીરફતાર થઇ ગયું છે !!

# પ્રકરણ ૭ મું

## બિમારીનું બ્હાનું !

અબ્બાસાએ જ્યારે મરજાનને મોકલીને જાઅફરની ખબરઅંતર પૂછાવી અને મરજાન જ્યારે ખબરીયત પૂછી પાછી અબ્બાસાના મહેલ તરફ રવાના થઈ ત્યારે જાઅફરનો વિચિત્ર હાલ થઇ ગયો ! જાઅફર એક ચાલાક હોંશીયાર અને પરીણામપર સંપૂર્ણ વિચાર કરવાવાળો હોવા છતાં તેનું દિલ કાબુમાંથી છટકવા લાગ્યું.

અબ્બાસાનું દિલ તો કયારનુંએ કાબુમાંથી છટકી ગયું હતું ! તેમાં ઓછામાં પૂરૂં આજના બનાવથી તે એકદમ બેચેન થઈ ગઇ! અને મોહબ્બતનો એટલો તો જોશ ઉભરાવા લાગ્યો કે,—તેની વરાળ બહારથી નીકળવા લાગી ! અબ્બાસા જો કે યુવાનીની વયે પહોંચી ગઇ હતી અને મોટા મોટા શાહજાદાઓની માંગણીઓ હતી છતાં તેણીને આજસુધી કુંવારા રહેવાનું કારણ હારૂનનો ગર્વ અને અબ્બાસાની બેહદ ખુબસુરતી હતી કે, તેને લાયક શવહર પસંદ કરવા અને સારૂં નરસું ઠેકાણું પ્રસન્ન કરી તપાસવામાં આટલો જમાનો ગુજરી ગયો !

પોતાના જીવજાન પ્યારાં અને વ્હાલાંનાં વિરહથી અબ્બાસાની તબીયત કાબુમાં ન રહી તેથી તે સમજી ગઇ કે જો આવી સ્થિતિમાં હું અઇશ ઇશરતના જલસામાં જઇશ તો હારૂન ચ્હેરા ઉપરથી સમજી જશે કે, અબ્બાસાના દિલમાં ઇશ્કની બિમારી પેઠી છે. તેથી બિમારીનું બ્હાનું કાઢી પ્રથમ કરતાં તબીયત વધારે ખરાબ જણાવી હંમેશાં

ખીદમતગારો અને કનીઝો સાથે કહેવરાવતી કે, શાહજાદીની તબીયત બરાબર નથી તેથી આવી શકશે નહિ ! આ પ્રમાણે અબ્બાસાએ જલસાઓમાં હાજરી ન આપતાં સાત આઠ દહાડા તો બ્હાનાંજ બતાવી કાસદ પતાવી ! પરંતુ એક દિવસ હારૂન પોતે અબ્બાસાના મહેલમાં તેની તબીયતના સમાચાર પૂછવા ગયો ! અબ્બાસાએ ખબર પડતાંજ તે ઝટપટ પલંગપર રજાઇ ઓઢી બીમાર બની સૂઇ ગઇ ! અને હારૂન જ્યારે તેના કમરામાં આવ્યો ત્યારે હળવે હળવે ઉઠીને તાઅઝીમ કરીને ખડી ! હારૂને પૂછ્યું કે, " કેમ બ્હેન ! ખઇરીયત છે ? હું જાણું છું કે તમો દવા પીવામાં બહુ કાયર છો અને દવા બરોબર વખતસર પીતાં નથી તેથી તબીયત સારી નહિ થતી હશે !" અબ્બાસાએ [illegible] કે, " ભાઇજાન ! હવે મારી તબીયત પ્રથમ કરતાં ઘણી સુ[illegible] ગઇ છે !" હારૂને કહ્યું કે, " ત્યારે કહો કે આજ રા-ત્રીના ઇશરતનાં જલસામાં આવશો કે ?" અબ્બાસાએ કાંઇક વિચાર પછી કહ્યું કે, " આજ તો નહિ ! પરંતુ ઇન્શાઅલ્લાહ આવતી કાલથી બનતા સુધી અવશ્ય હાજર થઇશ !" હારૂને હસતા ચ્હેરે કહ્યું કે, " ખરેખર તમારા સિવાય જલસામાં મઝા મળતી નથી ! તમારી તબીયત નાદુરસ્ત થયાને આજ છ સાત દિવસો થઇ ગયા, તો પણ [illegible] નાહ અને જાઅફરને પણ બોલાવ્યો નહિ તેથી આજ [illegible]બીયત પૂછવા આવ્યો તમો હાલ ન આવી શકો એમ હો[illegible] આજથી જાઅફરને બોલાવવાનો વિચાર કર્યો હતો, પરંતુ [illegible]થી તમો આવનાર છો તેથી જાઅફરને બોલાવ-વાનો વિચાર નામંજુર કીધો છે." આ સાંભળી અબ્બાસાએ જવાબ આપવો મુના[illegible] ન જાણ્યાથી તે ચૂપજ રહી, જે પછી બાદશાહ રજા લઇ પોતાના મહેલભણી રવાના થઈ ગયો !

---

# પ્રકરણ ૮ મું.



## નિકાહનો સવાલ.

બીજે દિવસે અબ્બાસા મગરીબની નિમાઝ પઢવાની તૈયારી કરતી હતી તેવામાં કનીઝે આવીને અર્જ કરી કે,—"હુઝુરે આલી બાદશાહ સલામત આપને યાદ ફરમાવે છે!" તેથી અબ્બાસા નીમાઝ પઢીને થોડીવાર પછી ધારા મુજબ પોશાક સજી રવાના થઇ અને હારૂન પાસે જઇને બોલી કે, "ભાઇજાન! હજુ જલસાને ઘણો વખત છે ત્યાંજ આપ માણસ મોકલો છો તે શું? હું જલસાને ભુલી ગઇ નથી!"

હારૂન—આજે મારૂં દીલ થયું કે એક કલાક વ્હેલા આવો, તો કાંઇ વાતો ચીતો કરીએ, તેથી વ્હેલાં બોલાવ્યાં છે!

અબ્બાસા—ભાઇજાન! ફરમાવો શું ફરમાવો છો?

હારૂન—બ્હેન! તમો જાણો છો કે મ્હને જાઅફર પર કેટલી મોહબ્બત છે, છતાં પણ હું તેને આ જલસામાં બોલાવતો નથી, તેથી મ્હને ચેન પડતું નથી! અને જલસામાં કાંઇ લઝ્જત મળતી નથી! અધુરામાં પૂરૂં તમો પણ પાંચ સાત દિવસ થયા ગેરહાજર હતાં!

અબ્બાસા—પરંતુ આપને જાઅફરને બોલાવવાની કોણે મના કરી? શા માટે નથી બોલવતા વારૂ?

હારૂન—માત્ર તમારાજ કારણથી તેને નથી બોલાવી શકતો!

અબ્બાસા—ભાઇજાન ! મેં તો કાંઇ મના કીધી નથી, એટલુંજ નહિ પણ આપની ખુશી માટે બેશરમ બની મારી હાજરીમાં પણ તેને બોલાવવાની રજા આપી આથી વધારે શું ચાહો છો ? જો તમે એમ સમજતા હો કે હું નારાજ છું, તો હવેથી નારાજ પણ નહિ થાઉં !

હારૂન–એ વાત નથી ! પરંતુ જાઅફરને અને તમોને જલસામાં શરીક કરવાથી શહેરમાં ચર્ચા થવા લાગી અને જેને જેમ ફાવ્યું તેમ બકવા લાગ્યું ! તેથી મેં એ બકનારાંઓને સજાએ પહોંચાડવાનો વિચાર કીધો, પરંતુ જાઅફરે દુરઅંદેશીથી તે વિષે વિચાર કરી તેનાં માઠાં પરિણામની આગાહી કીધી, તેથી મેં એ વાત મઉકુફ રાખી, પરંતુ ગુસ્સાને લઇને જાઅફરને બોલાવવો બંધ કીધો ! તમોને ખબર છે કે હું ઘણા દિવસ થયા જાઅફરને બોલાવતો પણ નથી ! પરંતુ અફસોસ ! કે તમે મને તેનું કારણ વટીક પૂછયું નહિ !

અબ્બાસા–ભાઇજાન ! પારકા મનુષ્ય માટે પૂછા કરવી તે શાહજાદીના દરજ્જા અને વિવેકથી ઉલટું છે ! જો આપ ચર્ચાનાં કારણને લઇને તેને નથી બોલાવતા તો પ્રથમની જેમજ એમ કરો કે એક દિવસ મ્હને અને એક દહાડો જાઅફરને વારા ફરતી બોલાવ્યા કરો !

હારૂન—બ્હેન ! શું ત્હમે એમ સમજો છો કે—તમારા સીવાય મ્હને અઇશ ઇશરતના જલસામાં મજા અને ગમ્મત પડે છે ! ના નહિજ ! તમારા સીવાય રંગમાં ભંગ પડી જાય છે, અને સર્વે અઇશો–આરામ ફીકાફચ લાગે છે ! માટે હું તમને કોઈ દહાડો પણ બોલાવ્યા સીવાય રહીશ નહિ ! ઉપરાંત જાઅફર વિના પણ મ્હને ચેન પડતું નથી માટે કહો હવે મારે શું કરવું ?

અબ્બાસા—હું આવી બાબતોમાં કંઈ પણ મત આપી શકતી નથી! મારી હાજરીમાં પણ હું જાઅફરને બોલાવવા રજા આપી ચુકી છું! પરંતુ લોકો ચર્ચા કરે તેમાં મારો શો ઉપાય?

હારૂન—એક રસ્તો મારા હાથમાં છે! પરંતુ તેમ કરવા આપ રાજી થાવ અને હા પાડો તો બની શકે એમ છે!

અબ્બાસા—"હું શા માટે રાજી ન થઉં? આપને જેમ યોગ્ય લાગે તેમ કરો! આપની બાબતમાં મ્હને કોઇ પણ પ્રકારનો વર વાંધો નથી!

હારૂન—એ તમામ વાત ખરી છે, પરંતુ મ્હેં જે યુક્તિ શોધી છે, તે તમોને પસંદ આવવી મુશ્કેલ માલુમ પડે છે! તેથી કહેતાં દિલ થતું નથી!

અબ્બાસા—ભાઇજાન! આટલી જુદાઇ શામાંટે જાણો છો? મ્હેં તો દશ વખત કહ્યું, અને હજુ પણ કહું છું કે—આપ રાજી રહો તેમાં અમો દીલોજાનથી ખુશી છીએ! માટે કહો એ કેવી યુક્તિ તમોએ શોધી કાઢી છે?

હારૂન—એ વાત ખાનગી કહેવાની છે!

"ખાનગી" એ શબ્દ સાંભળતાંજ સર્વે કનીઝો અને ખીદમતગારો વિગેરે ઝટપટ ઉભાં થઇને બીજા મકાનમાં ચાલ્યાં ગયાં. ત્યારે ઝુબીદા બેસી રહી તેથી હારૂને કહ્યું કે, "ઝુબીદા! તમોને નીંદ્રા આવતી હોય તો જાઓ સુઇ જાઓ!" ઝુબીદાએ કહ્યું કે, "આડી વાત શામાટે કરો છો? ચોખ્ખુંજ કહોને કે, અબ્બાસા સાથે ખાનગી વાત કરવી છે, માટે તું પણ ચાલતી થા!" આમ કહી તે પણ ચાલવા લાગી ત્યારે હારૂને જોયું કે ઝુબીદાને કાંઇક

ખરાબ લાગ્યું છે, તેથી તે બોલ્યો કે, "પ્યારી બેગમ ! તું જરા પણ માઠું ન લગાડીશ ! હું તને પછી તમામ હકીકતથી વાકેફ કરીશ !"

તમામ કનીઝો વિગેરે જવા પછી એકાંત થઇ. અબ્બાસા હયરતમાં પડી ગઈ કે એવી ખાનગી બાબત શું હશે ? ખુદા જાણે ભાઇના દીલમાં કયો નવો ફાંટો ફુટયો હશે ? જાઅફરની સામે બેસવાની બેશરમી કાંઇ ઓછી ન હતી તેમાં વળી આ બીજી કઇ બાબત કહેવા ચ્હાતા હશે ? ખુદા ખબર કરે બાદશાહોના વિચારો બદલાતાં વાર લાગતી નથી ! હારૂન પણ કાંઈ કહેવા જતો હતો ત્યાં અટકી જતો હતો ! અબ્બાસા પણ આ ખાનગી બાબત સાંભળવાને આતુર થએલી હતી તેથી તેને તો એક પળ એક દિવસ જેટલી લાંબી લાગતી હતી ! હારૂન કહેવા જતો હતો પરંતુ જીભ ઉપડતી નહતી, અને અબ્બાસા "કહો !" એમ કહેવાની હિંમત ધરાવતી ન હતી ! કેટલીક મીનીટ આ પ્રમાણે ચુપકીદીમાં પસાર થઇ ! અને એક બીજાં માથાં નમાવી વિચારના દરીયામાં ગોથા ખાવા લાગ્યા ! છેવટે હારૂને કહ્યું કે, "બ્હેન ! તમો ગુસ્સે તો નહિ થાવને ?" અબ્બાસાએ વાત જાણવા જીજ્ઞાસા સમેત કહ્યું કે "ભાઇજાન ! આ વખતે હું કાંઇ સમજતી નથી કે આપ શામાટે બોલતાં અટકી પડો છો ? અને વારંવાર પૂછ્યા કરો છો ! આપ કંઇ મારા દુશ્મન તેમજ કોઇ ગઇર નથી ! આપ સર્વેથી મ્હને વધારે ચ્હાઓ છો, અને પુત્રી કરતાં પણ વધારે પ્રેમ રાખો છો, તો પછી આપતીપર ગુસ્સે થવાનું શું પ્રયોજન હોય ? માટે જે કહેવું હોય તે બેધાશક ફરમાવો !" આ સાંભળી હારૂન માથું નમાવી જરા મ્હોઢું ફેરવી શરમ અને હયાથી બહુજ હળવે બોલ્યો કે, "તમોને ખબર છે ? કે મેં એવો વિચાર કર્યો છે કે, તમારા નીકાહ જાઅફરની સાથે કરી આપું ? કે પછી તમારે

મ્હોંઢાપર નીકાબ પણ નાંખવી ન પડે અને લોકો ચર્ચા પણ ન કરે!"

આ બાબત હારૂને એટલી તો હળવેથી કરી કે તે માંડ માંડ અબ્બાસાના સમજવામાં આવતી હતી, પરંતુ અસલ મતલબ સમજી ગઇ! આ વાત સાંભળતાંજ જો કે તેની દીલની મુરાદ પૂરી થઇ હતી અને તે સાંભળી અબ્બાસા ખુશ થઈ હતી પરંતુ હારૂનને જરા પણ ખુશીની ખબર ન પડે તેથી જબરાઇથી ગમગીન અને ઉદાસ ચ્હેરો કરી સર નમાવો શરમાઇ ગએલી હાલત બનાવીને "હા કે ના." નો કશો જવાબ આપ્યો નહિ! તેથી હારૂને કહ્યું કે, "કેમ બ્હેન! કંઇ જવાબ આપતી નથી?" આ સવાલનો પણ અબ્બાસાએ કશો પણ ઉત્તર વાળ્યો નહિ તેથી હારૂને કહ્યું કે, ખયેર! આજ વખતે નહિ તો પછી પણ વિચારીને ઉત્તર આપજો. જો તમે શરમ અને હયાને લઇને જવાબ ન આપી શકો તો મરજાન સાથે તે ન સમજે તેવી રીતે ઇશારામાં "હા," "ના." કહેવરાવશો તો હું સમજી લઇશ. મરજાન સાથે કહેવરાવું અયોગ્ય લાગતું હોય તો તમારી ભાભી ઝુબીદા બેગમ સાથે સંદેશો કહાવજો!"



# પ્રકરણ ૯ મું.

## નિકાહનો ઇનકાર.

અબ્બાસા કાંઈ પણ જવાબ આપ્યા સીવાય પોતાનાં મહેલમાં ગઈ અને આખી રાત્રી હારૂને કીધેલી વાતનાં વીચારનાં વમળમાં વિંટાઈ અને ફીકર ચિંતામાં નિંદ્રા આવી શકી નહિ તેથી તેણે મરજાંનને હાંકમારીને કહ્યું કે, " ઓ મરજાંન ! આજ મને નિંદ્રા આવતી નથી.

મરજાન—ખઈરીયત તો છે ને ? આપ આજે કેમ ઉદાસ છો ? કંઈ બાબતનો ગમ છે ?

અબ્બાસા—કંઈ કહેવાની વાત નથી.

મરજાન—શાહઝાદી ! મને નહિ કહેશો તો કોણને કહેશો ? શું આપને હજુ પણ મારાપર વિશ્વાસ નથી, આપ જાણો છો કે આપની દરેક બાબત હું ખાનગી રાખું છું.

અબ્બાસા—તારાથી ખાનગી રાખવાનું કશું પણ પ્રયોજન નથી, પરંતુ આ બાબત કહેતાં મને શરમ થાય છે.

આ પ્રમાણે કહીને અબ્બાસાએ હારૂને કહેલી તમામ બાબત મરજાંનને કહી સંભળાવી અને તેને પુછ્યું કે, " આનો હું શું જવાબ આપું ?" મરજાંને કહ્યું કે, " બીબી ! ખરૂં પુછો તો " ભાવતું હતું અને વૈદે કહ્યું. " તેવી આ બાબત બની છે, તમારા દીલમાં જાઅફરની મોહબ્બત પેસી ગઇ છે, અને જાઅફરનાં દીલમાં તમારી મોહબ્બતે ઘર કીધું હશે, માટે આ તક ઘણી સારી હાથ લાગી છે. જ્યારથી મેં

આ બાબત જાણી છે, ત્યારથી હું હમેશાં ખુદા પાસે દોઆ કરતી હતી કે—બાદશાહ સલામત જાફર સાથે આપની શાદી કરી આપે!'

આ સાંભળી અબ્બાસાએ મોં મલકાવીને કહ્યું કે, "મરજાંન ખરેખર તું બહુ ચાલાક છો! કે, મારા દીલની વાત તું સમજી ગઈ. અરે મરજાંન! હવે હું દીલની સાફ બાબત પણ તને કહેવામાં આંચકો ખાતી નથી કે હું પણ નીમાઝ પછી ખુદાએતઆલાની દરગાહમાં દોઆ માંગતી હતી કે જો શઉહર આપે તો જાફરજ આપજે, બીજા કોઈ સાથે મારે પરણવુંજ નથી. પરંતુ મરજાંન! ભાઈજાનને એકદમ હા પાડવી મુનાસેબ નથી, કારણ કે વખતે તેઓ પરીક્ષા માટે પુછતા હોય તો શું ખબર પડે?" મરજાંને જવાબમાં કહ્યું કે, "શાહઝાદી! આપનો શક મને ખરો લાગે છે, એમજ હોવું જોઇએ. કેમકે મેં ઘણી વાર ઝુબીદા ખાતુનને કહેતાં સાંભળ્યાં છે કે—બાદશાહ પોતાના ખાનદાનની પુત્રીઓ અરબ સીવાય મોગલ વીગેરેને આપવા સખ્ત વિરૂદ્ધજ છે, ઉપરાંત જાફર તો મોગલ જાતનો અને વળી વઝીર એટલે બાદશાહ સલામતનો તો આખર તાબેદારજ ને? તેની સાથે બાદશાહ સલામત આપની શાદી કરી આપે એ માનવા જોગ નથી! પરંતુ આપ ધારો છો તેમ આપની કસોટી કાઢવા પુછ્યું હશે, માટે જ્યાંસુધી તેઓનો ખરેખરો આગ્રહ ન જુઓ ત્યાં સુધી કદી પણ હા પાડવી નહિં. આપ કોની સાથે ના કહેવરાવશો?" અબ્બાસાએ કાંઇક શરમતા ગંભીર ચ્હેરે કહ્યું કે, "ભાઇએ તારી સાથે અથવા ઝુબીદાખાતુન સાથે જવાબ મોકલવાનું કહ્યું છે."

મરજાંન—બેહતર તો એજ છે કે આપ ઝુબીદા ખાતુન સાથે ના કહેવરાવો!

અબ્બાસા—પરંતુ મરજાંન ! જોજે હો કે આ બાબતની કોઇને જરા પણ ખબર પડે નહિ.

મરજાંન—ઓ બીબી ! હું પાક પરવર દીગારનાં અને તે પછી આપનાં કસમ ખાઇને કહું છું કે હું આ વાત કોઇને પણ કરીશ નહિ ! આપ વિશ્વાસ રાખો કે મારાથી નીમકહરામી થઇ નથી અને થશે પણ નહિં, આપ કરતાં મને કંઈ પણ વધારે નથી ! આપનાથી જ મારો દરબાર તેમજ શહેરમાં આટલું બધું માન છે ! !

આ પ્રમાણે વાતચીતોમાં અર્ધિ રાત્રી ગુઝરી ગયા પછી અબ્બાસાને પાછલા પહોરમાં મહા મહેનતે નિંદ્રા આવી ! સવારમાં ઉઠી નીમાઝ અને કુરઆંને શરીફ પઢયા પછી નાસ્તો કરીને તે ઝુબીદાનાં મહેલમાં ગઇ ! ઝુબીદા અબ્બાસાને જોતાંજ ધારા પ્રમાણે તાઅઝીમ કરી તેને જડાઉ ખુરસીપર બેસાડી, અને પોતે પણ અદબથી તેની સામે મખમલની ખુરસીપર બેડી, અને મીઝાજ અને ખયરીયત પુછી બોલી કે, “ શાહજાદી ! આપ હંમેશાં તો બપોરની નીમાઝ પઢયા પછી પધારો છો, પરંતુ આજે આટલા વહેલાં પધાર્યા તેનું શું પ્રયોજન છે ? આમાં કાંઇક ભેદ હોવો જોઇએ !” અબ્બાસાએ મોં મલકાવીને કહ્યું કે, “ ભાભી ! શું મારા આવવાથી તમો રાઝી નથી ?” ઝુબીદાએ કહ્યું, “ ઓ મારી શાહઝાદી ! તમો આ શું બોલો છો ? આ ઘરજ તમારૂં છેને ! આપની મરજી હોય તો દીવસમાં દશ વખત તશરીફ ફરમાવો તો હું ઘણીજ રાજી છું ! !”

અબ્બાસા—હું તો તમારી મશ્કરી કરતી હતી, બાકી મને સંપુર્ણ ખાત્રી છે કે આપ મારાં આવવાથી સંપુર્ણ રાઝી છો ! હું આ વખતે તમારી પાસે એક ખાનગી વાત કહેવા આવી છું, માટે ખીદમતગારો અને કનીઝો વીગેરેને બાહેર મોકલો ! !

આ સાંભળતાંજ તમામ કનીઝો અને ખીદમતગારો બીજા રૂમમાં દુર ચાલ્યાં ગયાં જે પછી ઝુબીદાએ કહ્યું, "શાહઝાદી! ફરમાવો શું કહો છો?"

અબ્બાસા—શું બાદશાહ સલામતે આપને કશી પણ વાત કીધી નથી?

ઝુબીદા—નહિં! આપ કહો!

અબ્બાસા—ભાભી! એ વાત કહેતાં મને શરમ થાય છે, તેથી હું કહી શકીશ નહિ! પરંતુ એટલું કહું છું કે, બાદશાહ સલામતને મારા તરફથી સંદેશો આપશો કે હું એ વાતથી રાજી નથી!!

આ સાંભળી ઝુબીદાએ હસીને કહ્યું કે. "શાહઝાદી! હું બધું સમજી ગઈ, કોઈ શાહઝાદા તરફથી આપનું માગું આવ્યું હશે, તેથી આપની મરજી પુછાવી હશે, પરંતુ આપે ના પાડી! તો આ વિષે મારી અરજ છે કે આ સુદ્ધાં દશ પંદર ઠેકાણેથી મોટા મોટા અમીરો અને બાદશાહોની માંગણીઓ આવ્યા છતાં તમો તથા તમારા ભાઈ હા પાડતા નથી, તે કંઈ સારી વાત નથી! શું પુત્રીને કાયમને માટે ઘેર રાખી શકાય ખરી? પરંતુ મોટા માણસને સાચાં વેણ કોણ સંભળાવે? સર્વે અમીર ઉમરાવો બાદશાહની ખુશામદને લઈને બાદશાહ કહે તેમ હાજી હા કર્યા કરે છે! પરંતુ કોઈ ખરી વાત કહેવાની હિંમત કરી શકતું નથી. જો ખરા શબ્દો કહેનાર છે તો તે એક જાઅફરજ છે, પરંતુ તે પણ આવી બાબતોમાં માથું મારતાં અને સાચું કહેતાં અચકાતો હશે! કુંવારી અવસ્થામાં હવે આપ આમજ કેટલી મુદત ગાળશો? આ વખતે બાદશાહે પુછાવ્યું છે તો માલુમ પડે છે કે—તેઓની મરજી થઈ હશે, પરંતુ આ વખતે તમે ના પાડો છો તો જરા મને કહો તો ખરા કે કયા ગામનું અને કયા અમીરનું

માગું આવેલું છે કે જે આપને પ્રસન્ન નથી. આપ આપના જેવાં આલી ખાનદાનનાં તેમજ આવી બાદશાહતવાળા શોધતા હોતો આ બન્ને બાબત કયાંથી મળે? માટે "બીસ્મીલ્લાહ" બોલી 'ના' ની 'હા' કરી નાંખો. નહિતર પછી આપની જેવી મરજી! હું તો આપના ભલા માટે કહું છું."

આ સાંભળી અબ્બાસાએ જરા મોં પાડી નાંખી અને જરા જોરથી તપીને કહ્યું કે, "ભાભી! આપ કહો છો તે ખરી વાત છે; પરંતુ સમજ્યાં બુઝયા સીવાય અને વસ્તુસ્થિતિથી સંપુર્ણ વાકેફ થયા વીના જેમ ફાવે તેમ હાંકે જાઓ છો તેથી હું શું કરૂં? તમો અટકળથી સમજ્યાં તે અટકળ તો ખરી છે! પરંતુ જો પોતાનાં ખાનદાન અને અમીર અથવા શાહજાદા વિષેની બાબત હતે અને હું આનાકાની કરતે તો મારી ભુલ ગણાય, પરંતુ આતો એવી બાબત છે કે આપને પણ પસંદ આવશે નહિં!!"

ઝુબીદા—એ કોણ? જરા નામનીશાની તો બતાવો?

અબ્બાસા—ભાભી! દીલગીર છું કે, શરમની મારી હું કંઇ પણ કહી શકીશ નહિ, માટે તમો મારો જવાબ પહોંચાડો ત્યારેજ પુછી લેજો.

આ પ્રમાણે ઝુબીદાને કહી અબ્બાસા રૂખસત થઈ પોતાના મેહલમાં ચાલી ગઈ!

# પ્રકરણ ૧૦ મું.

## માત્ર નામના નિકાહ.

શહેનશાહ હારૂન જમીને સુતા પછી ઉઠીને કાવો વીગેરે પીને ખુશીમાં બેઠો હતો અને કેટલીક ખવાસો અને કનીઝો તેની ખીદમતમાં હાઝેર હતાં, તેવામાં ઝુબીદાએ આવી ઈશારો કરવાથી કનીઝો વીગેરે ઝટપટ તમામ ચાલી ગઈ, જે પછી તેણે હારૂનને કહ્યું કે, "હજુર! હું શાહઝાદીનો પેગામ લાવી છું!"

હારૂન—અબ્બાસાએ શું કહ્યું?

ઝુબીદા—મને બીજી કંઈ વધારે વાત કીધી નથી પરંતુ તેનો ચહેરો ઉદાસ લાગે છે અને આપે પુછાવેલી વાત તેને પસંદ નથી.

આમ કહીને ઝુબીદાએ અબ્બાસા સાથે થએલી તમામ વાતચીત ખુલાસાવાર કહી બતાવી.

હારૂન—એ વાત તો ખરી છે! પરંતુ મારો વીચાર જુદીજ જાતનો છે.

ઝુબીદા—માંગણી કરનાર કોણ શાહઝાદો હતો તે તો કહો?

હારૂન—અઈશ ઈશરતના જલસામાં બન્ને સાથે બેસાડવાથી ચર્ચા ન થાય તેમજ કોઈ વીરૂદ્ધ પણ ન થાય તે માટે અબ્બાસાના જાફર સાથે નીકાહ કરી આપવા ચાહું છું, જેથી કોઈ પણ પ્રકારનો વાંધો રહે નહિ.

ઝુબીદા—જાફર જોઇએ તેવો અમીર અને લાયક માણસ છે, તોપણ તે આપણો તાબેદાર નોકરજ ગણાય! ઉપરાંત તમો હંમેશાં

કહેતાં આવ્યાં છે કે પરાયા ખાનદાનમાં આપણું કુટુંબની પુત્રી નહિ આપવામાં આવે છતાં પણ આવો વિચાર કર્યો તે આશ્ચર્ય છે.

હારૂન—મેં પહેલેથીજ ઈશારો કરેલો છે કે મારો વિચાર જુદીજ જાતનો છે, અને તે એ કે એ નીકાહ માત્ર નામનાંજ કરી આપવાં છે. પરંતુ મર્દ—અઉરત તરીકેનો સંબંધ તેમજ ખાનગી મળવા હળવાનો વહેવાર રાખવાનો નથી. ફક્ત ઈશરતનાં જલસામાં પરદા સીવાય બંને મારી પાસે વગર અડચણે બેસી શકે તેટલાંજ માટે આ નીકાહ કરી આપવાનાં છે.

ઝુબીદા—વાહ ! આ કેવી બેઈન્સાફીની વાત છે કે આપ પોતાની રાહત અને મોજમઝા માટે થઈને અબ્બાસાની આયુષ્ય બાળી મુકવા માટે ચાહો છો ! આપ જેવાં અક્કલમંદ, ઈન્સાફી એને શાણું બાદશાહ આ પ્રમાણે વર્તે તે ઘણીજ આશ્ચયની બાબત છે !! નીકાહ કર્યા પછી મર્દ અઉરતને દુરજ રહેવાની ફરજ પાડવી એ મોટા ઝુલ્મના વાત છે ! અને તે પછી છેટે રહેવું એ પણ ઘણીજ મુસ્કેલ બાબત છે ! ઇતિહાસનાં સફાઓપર કોઈ બાદશાહે પોતાના માણસોનાં નીકાહ કરી આપી તેઓને દુરજ રાખવાનો ઝુલ્મ ગુજાર્યો હોય તેવી વિચિત્ર પ્રકારની બાબત નોંધાઈ નથી !!

હારૂન—એમાં કંઈ મુશકેલ નથી ! હું જે ચાહું તે કરી શકું છું ! ઉપરાંત અબ્બાસા અને જાઅફર પર મને સંપુર્ણ ભરોંસો છે, તેથી તેઓ મારી મરઝી વિરૂદ્ધ જરા પણ જાય તેમ નથીજ !!

ઝુબીદા—એ ખરી વાત છે ! પરંતુ લોકો ચર્ચા કરે છે, તે માટે તમો નીકાહ કરી આપવા ચાહો છો, પરંતુ આથી વધારે ચર્ચા થવાનો સંભવ છે !!

હારુન—એમાં ચર્ચા શાની? હવે પછી ચર્ચા કરનારાઓને હું શુળીએ ચડાવી દઇશ!!

છેવટે ઝુબીદાએ આ વિચિત્ર પ્રકારનાં નીકાહ કરી આપવાથી હારૂનને ઘણો વાર્યો પરંતુ ઉંચી ખોપરીનો હારૂન કોઈ રીતે માન્યો નહિ! અને એકદમ ગુસ્સે થઈ બોલ્યો કે, "તું મારા રંગમાં ભંગ પાડવા ચાહે છે!!" આમ કહી ગુસ્સાનાં જોરશોરમાં દરબાર તરફ રવાના થઈ ગયો!!

આ પછી ઝુબીદા અબ્બાસાનાં મેહલમાં ગઈ. અબ્બાસાએ તેને રાબેતા પ્રમાણે માન આપ્યું અને જવાહેરની કુરસીપર બેસાડી અને પોતે પણ ઝરરીન કુરસીપર બેડી અને એક બીજાનાં મીઝાજ વિગેરે પુછાયા પછી અબ્બાસાએ કહ્યું કે, "ભાભી સાહેબ! આપ ઘણે દીવસે પધાર્યાં! શું કાંઇ નવીન ખબર છે?" ઝુબીદાએ ઉદાસ ચહેરે જવાબ આપ્યો કે, "નહિં! કંઇ ખાસ નથી! આપના ભાઈ સાહેબની તબીયત તો એક નાનાં બચ્ચાં કરતાં પણ બદતર છે!" આમ કહી ઝુબીદાએ હારૂન સાથે થએલી થોડી મતલબ પુરતી વાર્તા કહી સંભળાવી અને કહ્યું કે, "આપે જે ના પાડી છે, તે વ્યાજબી છે! પરંતુ તે તો એવા જીદ્દી છે કે કોઇ રીતે માનશે નહિ! અને પોતાનું ધાર્યું કરશે!!" નીકાહ પછી એક બીજાને ભેગાં નહિ થવા દેવાની હારૂન સાથે થએલી વાતચીત ઝુબીદાએ સંભાળ અને ઇરાદા પુર્વક અબ્બાસાથી છુપાવી રાખી, કારણ કે તેથી તે બાબત તો અબ્બાસાના ઝખમી દીલમાં સરકો છાંટવા જેવીજ હતી!! આ પછી ઝુબીદા આડાઅવળા ગપ્પાઓ હાંકી પોતાનાં મેહલે ગઈ. ઝુબીદાનાં ગયા પછી અબ્બાસા દીલમાં બહુજ ખુશી થઇ અને ખુદાએ તઆલાના હઝારો શુક્ર કરવા લાગી!! ઝુબીદાની વાતચીતથી

તેની ખાત્રી થઈ ગઈ કે હારૂને આ વાત કસોટીની પરીક્ષામાં પસાર થવાને કહેલી નથી, પરંતુ ખરેખરી શાદી કરી આપવાનો નિશ્ચય કીધો છે ! આ પછી જ્યારે રાત્રી થઇ અને તમામ કનીઝો વિગેરે સુઇ ગયાં, ત્યારે તેણે મરજાંનને બોલાવીને ઝુબીદા સાથે થએલી તમામ વાતચીત કહી સંભળાવી. આ સાંભળી મરજાંન પણ ઘણી રાજી થઇ અને કહેવા લાગી કે, " ઓ શાહજાદી ! હવે વધુ ખેંચ-તાણ કરાવશો નહિ ! કદાચીતને એવું બને કે બનેલું કામ બીગડી જાય ! "

અફસોસ ! આ સર્વે તદબીરો અને ખુશાલીપર તકદીર દૂર ઉભી ઉભી હસી રહી છે ! અને અબ્બાસાને કહી રહી છે કે—જ્યારે તું સાંભળશે કે આ તો તારા નામનાજ નીકાહ છે, ત્યારે તારી તમામ ખુશાલી ટુંક વખતમાં ગમગીની અને સખ્ત પરેશાનીમાં બદલાઇ જશે ! " ત્યારે તેની ગમીનો અને દર્દે દીલની બીમારીની હૈયરાનીની ગોયા હદજ નહિ રહે !

આ પછી હારૂને ઇશરતના જલસામાં અબ્બાસાને ખાનગીમાં પૂછ્યું કે, " કેમ બ્હેન ! આપ તો કોઇ રીતે મ્હને રાજી રાખવામાં ખુશી નથી કે ? " અબ્બાસાએ જવાબ આપ્યો કે, " ભાઇજાન ! આપની ખુશીમાં અમારી ખુશીજ છે ! અમો તો દરેક હાલતમાં આપના આરામમાં પોતાની રાહત અને આપના રંજમાં પોતાનો રંજ સમજીએ છીએ ! માટે હવે મ્હને કંઇ પણ ન પૂછતાં આપને જે બહેતર અને મુનાસેબ જણાય તેમ કરશો ! " આ સાંભળી હારૂન ઘણોજ ખુશી થયો અને બોલ્યો કે, " ખુદા તમોને સલામત રાખે ! તમે મ્હને દરેક હાલમાં રાજી રાખો છો ! " હારૂન આ બીના જા-

અફરને પણ કહેવાનો હતો, પરંતુ બીજે દિવસે એ દિવસો સુધી ઇલ્મના જલસાની મીજલસો હોવાથી ત્યાંસુધી તે બાબતને કહેવી મુલતવી રાખી.

---

## પ્રકરણ ૧૧ મુ.

---

### જાઅફરની દુર અંદેશી.

---

જેમ અબ્બાસાના હૃદયમાં જાઅફરની મનોહર મુર્તિએ ઘર કર્યું હતું, તેમ જાઅફરના દિલમાં અબ્બાસાની મોહમય મોહબ્બત પ્રવેશ થઇ ગઇ હતી. પરંતુ અબ્બાસા જાતે સ્ત્રી હતી એટલે કમ અક્કલ હોવાથી છેવટના પરીણામ છુટા પાડવાં પર તેને કંઇપણ વિચાર આવતો નહતો, પરંતુ જાઅફર પુરૂષ હોવા ઉપરાંત એક અનુભવી, બુદ્ધિશાળી અને બગદાદનો ચાલાક વજીર હતો તેથી તે આ નીકાહથી શું પરીણામ આવશે તેપર વિચાર કરનાર હતો, તેથી અબ્બાસાની મોહબ્બત અને તેની આંખોના કટાક્ષોથી પોતાના દીલને ઘાયલ અને હાથથી ખોવાથી દુર રહેવા ચાહતો હતો. ઇશ્ક એક એવી બુરી બલા અને બીમારી છે કે તે જેને વળગે છે, તેને આંધળો અને બહેરો કરી નાંખે છે! એટલે ઇશ્કની બીમારીમાં સપડાએલાંને લોકો જુએ તેટલાં મેણાં માર્યા કરે તોપણ તેના કાનમાં અવાજ સરીખો પણ આવી શકતો નથી! કદાચીત આવે છે તો જાણે કંઇ પણ સાંભળ્યુંજ ન હોય તેમ વિચારી તેપર લક્ષ આપતો નથી! અને

ઇશ્કથી થતાં માઠાં પરીણામો નજરે જોવા છતાં આંધળાની પેઠે જાણે કે જોતો ન હોય તેમ અજાણ્યો થઇ જાય છે! "ખરેખર પ્યાર શુદ્ધ હૃદયનો નિમળ પ્યાર—આંધળોજ છે!"

આ પ્રમાણે જેમ જેમ દિવસો ગુઝરવા લાગ્યા તેમ તેમ અબ્બાસા બેચેન થતી ચાલી! અને જાઅફર પણ બેચેન થવા લાગ્યો. પરંતુ તેને તો દાનેશમંદીના ચાબુકનો એવો ફટકો લાગે છે, કે કાબુથી છટકવા પામતો નથી!

ઇશ્કની બીમારીમાં અબ્બાસા અને જાઅફરની આવી હાલહવાલ હાલત છે. જ્યારે હારૂન અલ રશીદ પણ પોતાના વિચારમાં ચકચૂર છે કે—અબ્બાસા અને જાઅફરના નીકાહ કેમ અને કેવી તરતીબથી કરી આપવાં? આખરે કેટલાંક વિચારોના વમળોમાંથી વીંટાઇ રહ્યાં પછી તેણે જાઅફર અને અબ્બાસાનાં ખાલી નામનાજ નીકાહ કરી આપવાનો વીચાર કર્યો અને તે વિચાર કાયમ રાખ્યો, જેથી તે એક દીવસ પોતાના ખાનગી કામકાજની મસલત માટે બંધાવેલા મહેલમાં ગયો. આ મહેલ ઘણાજ ઠાઠમાઠથી આરાસ્તા કીધેલો હતો બીંતો આરસપહાણથી બાંધવામાં આવેલી હતી. જે પર બહુજ ઉમદા કારીગરીથી ફુલ અને વેલ કોતરેલી હતી. ઉમદા મખમલના ઝરરીન પરદાઓ દરવાજા પર લટકી રહ્યાં હતાં, અને ઠેકઠેકાણે ફુલનાં ગુલદસ્તા રાખેલાં હતાં, જેની સામે પાણીની ઠંડી નેહર જારી હતી. ગોયા આ મહેલ એક બાગેબહીસ્તનો નમુનોજ હતો! હારૂને પોતાનાં ખાસ ખીદમતગારને મોકલીને જાઅફરને તેડી મંગાવ્યો, જ્યારે ખીદમતગાર જાઅફરને મહેલે તેને બોલાવવા ગયો ત્યારે જાઅફર ઘણો વિચારમાં પડી ગયો, કારણકે તે વખત બાદશાહનો આરામ કરવાનો હતો અને

આવા કવખતે પોતાને બોલાવેલો જોઇ જાઅફરને સ્વાભાવીક ચીંતા તો થઇ, તેથી તેણે ખાદીમને પૂછ્યું કે, "આ વખતે હુઝુર કઇ જગ્યોએ તશરીફ ફરમાવે છે?" ખાદીમે કહ્યું કે, "નામવર શાહ આ વખતે ખાસ ખાનગી મહેલમાં પધાર્યા છે, ત્યાં આગળ આપને બોલાવે છે!" આ સાંભળી જાઅફરને વધારે વિચાર થયો અને ગભરાઇ ગયો. કારણ કે જ્યારે કોઇ ભારે અને અગત્યનું કામકાજ હોય ત્યારેજ હારૂન તે ખાનગી મશવેરો કરવાના મહેલમાં જાઅફરને બોલાવતો હતો. જાઅફર એકદમ તૈયાર થઇ રવાના થયો અને તે મહેલમાં પહોંચી આદાબ સલામ બજાવી લાવી ઉભો રહ્યો! હારૂને ઘણુંાંજ માન અને ઇજતની સાથે પોતાના પ્યારાં અને માનીતા વઝીરને પોતાની નજદીક બેસાડયો. જે પછી બાદશાહ અને વઝીર વચ્ચે વાતચીતો થવા લાગી.

હારૂન—જાઅફર! મેં તમોને ખાસ ખાનગી વાત કહેવા માટે આજે બોલાવેલા છે, તે લક્ષ દઇને સાંભળજો અને વીચારીને ખરેખરો જવાબ આપજો.

જાઅફર—હુજુર! આપ જે ફરમાવશો તે વ્યાજબીજ હશે, તોપણ આપના ફરમાવવાથી મારી નાકીસ અક્કલ પ્રમાણે જે કંઇ કહેવાનું હશે તે અર્જ કરીશ માટે આપ ખુશીથી બેલાશક કહો!

હારૂન—તમો જાણો છો કે ઇશરતના જલસામાં તમો અને અબ્બાસા સીવાય મને જરાયે મજા મળતી નથી, અને બુરખો ઓઢાડીને અબ્બાસાને જલસામાં શામેલ કરૂં છું તો તે દેખાવ ઘણો ખરાબ અને અણુઘટતો લાગે છે! હું તે બાબતપર પણ ધીરજ ધરી રાજી થયો, પરંતુ બગદાદ શહેરનાં લોકોની વિચિત્ર વાતો સાંભળવામાં આવી માટે હવે એવો કોઇ તોડ કાઢો કે, આ સર્વે અડચણો દુર

થઇ જાય અને મારા ઇશરતના જલસામાં કંઇ પણ ખામી આવે નહી !

જાઅફર આ વિચિત્ર પ્રકારની બાબત સાંભળીને ખામોશ થઇ ગયો, અને વિચાર કરી લાંબા વખત પછી બોલ્યો કે, "હુજુરે આલી ! આપે એવી મુશ્કેલ બાબત મ્હને પૂછી છે કે, તેનો ઉત્તર મારાથી આપી શકાય તેમ નથી, કારણ કે આપના ફરમાવ્યા પછી મેં ઘણો પણ વિચાર કરી જોયો છતાં પણ આપનો મતલબ પાર પડે તેવો કોઇ માર્ગ મ્હને સૂઝ્યો નહિ, તેથી હું કંઇ પણ અર્જ નહિ કરતા એટલુંજ કહીશ કે આપ નામદારે જે રસ્તો શોધ્યો હોય તે ફરમાવો ! "

હારૂન—ખરેખર ! તમારી વાત ખરી છે ! આ એવો ગુંચવણ-ભર્યો સવાલ છે કે—તેનો ઉત્તર સહેલાઇથી તમારાથી આપી શકાય તેમ નથી ! છતાં પણ તમે શું કહો છો ? તે સાંભળવા માટે પૂછેલું હતું. હવે સાંભળો કે મેં એક ઉમદા ઉપાય શોધી કાઢયો છે. જેમાં મારી સમજણ પ્રમાણે કોઇ પ્રકારનો વાંધો આવે તેમ નથી. આ ઇલાજ એ છે કે હું અબ્બાસાનાં આપની સાથે નીકાહ કરી આપું તો પછી ઇશરતના જલસામાં તે ખુશી સાથે સામેલ થઇ શકશે અને કોઇ પ્રકારનો બીજો વાંધો નહિ આવે ! આમ થવાથી લોકોનાં મ્હોંએ પણ તાળાં દેવાઈ જશે ! માટે જાઅફર આ વિષે તમારો અભિપ્રાય કેવો થાય છે ? તમો આથી રાજી છો કે નહિ ?

જાઅફર આ સાંભળીને એટલો તો હરખાઇ ગયો કે જરા અક્કલથી કામ ન લેત તો ચ્હેરાપર તેની ખુશાલીનાં ચિન્હો જાહેર થઈ જતે ! પરંતુ અક્કલની લગામને દીલના કબજામાં રાખી જરા પણ ખુશી જાહેર ન થવા દેતાં એકદમ શરમાઇને માથું નીચું નમાવી-

ને બહુજ ધીમે ધીમે અને અચકાતાં અચકાતાં બોલ્યો કે, "હુઝુર ! આ બાબત આપ તેમજ મારા માટે જરાયે પ્રસન્ન કરવા લાયક નથી. આમ થવાથી આપની આબરૂ અને ઇજતમાં ખલલ પહોંચશે, અને લોકો હાલ જે ગુલબાનો ઉડાવે છે, તેમાં ઔર વૃદ્ધિ થવાની, માટે હુઝુર આ બાબત પુખ્ત વિચાર કરી મુલતવી રાખો !"

હારૂન—દુનિયાનો કાયદો છે કે, ગમે તેવી સારી બાબત હોય તોપણ લોકો તો વાતો કર્યાજ કરવાના ! ગામને મ્હોંએ થોડાજ ગરણાં બાંધવા જવાશે ? માટે લોકોના બોલવા સામું ન જોતાં પોતાનાં ધારેલા કાર્યમાં અટકાવ ન કરવો તે બુદ્ધિશાળી પુરૂષનું ખરૂં કર્તવ્ય છે ! આ વખત સખત ગરમી પડે છે, અને સુવાનો વખત થએલો હોવાથી વધારે મગજને મારવાની જરૂરત નથી, માટે હાલમાં તો જાઓ અને આવતી કાલે પુખ્ત વિચાર કરીને અને અહીંયાં આવીને જવાબ આપી જજો !

આ સાંભળી જાઅફર ધારા પ્રમાણે અદબ આદાબ બજાવી પોતાનાં મહેલ તરફ રવાના થયો, જ્યાં પહોંચ્યા પછી જાઅફર બહુજ વિચાર અને ફીકરમાં પડી ગયો, અને જાતજાતના ખ્યાલો આવવાથી ચીતભ્રમ જેવો થઈ ગયો. એક તરફથી તે પોતાની મુરાદ પુરી થવાની ખુશાલીના નીશામાં ચકચૂર થાય છે કે જ્યારે બાદશાહ પોતાની બહેનનાં રાજીખુશીથી નીકાહ કરી આપે છે. ત્યારે વાંધો લેવો વ્યર્થ છે, કારણ કે આમ થવાથી ઇજત આબરૂમાં વૃદ્ધિ થવા સાથે પોતાની મુરાદે પહોંચવાનો સામાન થાય છે. માટે વધારે દલીલોના ઉંડાણમાં નહિ ઉતરતાં "ના" કરતાં 'હા" પાડી દેવી ! પરંતુ જ્યારે તે બીજી બાજુથી વીચાર કરવા જાય છે તો અક્કલ અને બુદ્ધિ બળ તેને ચેતાવે છે કે-રખેને બાદશાહ કસોટી અર્થે દીલ લેવા

પૂછતો હોય! માટે બાદશાહ જ્યાં સુધી સખ્ત આગ્રહ અને દબાણ ન કરે ત્યાં સુધી કોઇ રીતે કબુલ થવું ઉચીત નથી! આથી પણ વધારે દુરઅંદેશી ભરી અક્કલ જાફરને એવો ખ્યાલ આપે છે કે, કદાચ આ બાબત પરિક્ષા અર્થે ન હોય. પરંતુ સાચી હોય, તોપણ શાહજાદી સાથે શાદી થવાથી સારૂં પરિણામ આવવું મહાલ છે! કારણ કે જોઇએ તેવાં આપણે તો તાબેદાર નોકરજ કહેવાઇએ! અને કદાચીતને કોઇ વેળાએ શાહજાદી ઓરત હોવાથી કંઇ પણ આડું અવળું બોલી જવાયું અને તેણીનો મીજાજ ગયો તો તે બાદશાહને ભમાવીને આપણું ધાણીએ ઘાલીને તેલ કઢાવે તો કશું આશ્ચર્ય નહિ. વળી આ વાત તો જગજાહેર છે કે, શાદી કરીને શવહર તરીકે નહિ, પરંતુ ગુલામ તરીકેજ રહેવાનું છે! માટે આ બાબત બીલકુલ કબુલ કરવીજ નહિ!

આવા વિચારો ઉત્પન્ન થયા પછી જાફરે વિચાર્યું કે, આ બાબતમાં કોઈ ખાસ જાની દોસ્તની સલાહ લેવી જોઇએ તેથી તેણે તે રાત્રીના અબદુલ્લાહ નામના પોતાના ખરા મીત્રને બોલાવ્યો અને તેને સર્વે હકીકત દીલ ખોલીને સંભળાવી. અબદુલ્લાહે સર્વે હકીકતથી વાકેફ થયા પછી અને તે વિષે જાફરના વિચારો જાણ્યા પછી કહ્યું કે "દરેક બાબતમાં નફો અને નુકશાન સમાયેલું છે, કોઈ કાર્ય એવું હોઇ શકતું નથી કે તેમાં માત્ર ફાયદોજ હોય, માટે જે કાર્ય કરવું તે પ્રથમ જોવું જોઇએ કે વધારે ફાયદો અને થોડું નુકશાન શામાં સમાયેલું છે? વધારે નુકશાન અને થોડા ફાયદાવાળું કાર્ય કરવું મૂકી દેવું. આ વિષે મારો એવો અભિપ્રાય થાય છે કે આમાં કંઈક નુકશાન થવાનો થોડો સંભવ રહે છે, પરંતુ અબ્બાસા સાથે શાદીનાં પવીત્ર ગાંઠથી જોડવામાં ઘણા લાભો સમાયેલા છે. કારણ કે જો કોઇ

વેળાએ કંઇ ભુલ થઇ ગઇ તો બાદશાહ તેના પર લક્ષ નહિ આપે! ઉપરાંત કોઇ ગંભીર પ્રકારની ભુલ થઇ જાય તોપણુ અબ્બાસાની ભર ભલામણુથી કંઇ પણુ અડચણુ નહિ આવે! અને તમામ રૈયતમાં ઇજ્જત, આબરૂ અને માન અકરામમાં ઔર વૃદ્ધિ થશે, તેમજ કોઇ પણુ ફરીયાદ કરવાની હિંમત વટીક નહિ કરી શકે! મારા અદના મત પ્રમાણે પ્રથમ એટલું જોવું અવશ્યનું છે.

બાદશાહે આ બાબત કસોટીએ ચઢાવવા તો નથી પુછી ને? માટે જો આ બાબતની સંપુર્ણ ખાત્રી થાય અને વાત સાચીજ ઠરે તો કોઇ પણુ પ્રકારનો વાંધો લેવો યોગ્ય નથી! પરંતુ "બીસ્મીલ્લાહ કહીને "હા" પાડી દેવી!?" આ સાંભળીને જાઅફર પણુ પોતાનાં મીત્રનાં મતને મળતો થયો!!

હારૂન પોતાની શાદી ટુંક મુદતમાં જાઅફર સાથે કરી આપશે તે જાણીને અબ્બાસાની ખુશહાલીનો તો પારજ રહ્યો નથી, અને ક્યારે પોતે પ્યારા પ્રીયતમની ગોદમાં લેટતી થશે અને વ્હાલાંની બગલમાં બગલ ગીર થશે? એ વીચારેજ અબ્બાસાને અર્ધી હર્ષઘેલી અને દીવાના જેવી અર્ધી ચીતભ્રમ હાલતમાં લાવી મુકી હતી!! જાઅફર હવે પોતાનાં મીત્રની સલાહ લીધા પછી નીવૃત બની ગયો હતો, અને પોતાનું માન રઇયતમાં તેમજ દરબારમાં આ નવાં સગપણુથી વધશે તેથી ગોયા ખુશહાલીનો ઉભરો દીલમાં સમાતો પણુ નહી હતો! અબ્બાસા અને જાઅફરનાં દીલમાં હવે એજ બાબત ઠસી ગઈ કે–ટુંક મુદતમાં આપણો મેળાપ થશે અને કાયમને માટે આરામ અને સુખચેનથી આ જીંદગી ગુજારીશું!! પરંતુ અફસોસ કે ખાકી દેહ ધરાવતાં પાપી પુતળાઓને ભવીષયનાં પેટામાં કેવા દુઃખના ડુંગરાઓ આવી પડેલાં છે, તેની તેઓને શું ખબર

હોઈ શકે ? અબ્બાસા તો એમજ માની બેઠી છે કે આ નીકાહની મનેજ ખબર છે, અને જાઅફર પણ એમજ સમજી રહ્યો છે કે બાદશાહે હજુ આ બાબત ખાસ ખાનગી મેહલમાં બોલાવીને માત્ર મારી કનેજ કીધી છે !! અબ્બાસાને આ બાબતનો સ્વપ્ને પણ ખ્યાલ વટીક કયાંથી હોય ?

ઉપર કહ્યા મુજબ અબ્બાસા થનારી શાદીથી ખુબ ખુશહાલીમાં આવી ગઇ છે, અને તેનાંજ વીચારોમાં તલ્લીન બેઠી છે, તે વામાં તેણે મરજાનને બોલાવીને પૂછ્યું કે, "કેમ મરજાન ! ભાઈજાને મારી શાદી જાઅફર સાથે કરી આપવાનો વીચાર કર્યો છે, તેની જાઅફરને ખબર હોવી જોઈએ કે નહિં ?"

મરજાન—"મને આ વીષે ચોકસ ખબર નથી, પરંતુ આજ બપોરનાં આરામ કરવાનાં વખતે હુઝુરે જાઅફરને ખાસ ખાનગી મશવેરો કરવાનાં મહેલમાં બોલાવ્યા હતા, એવું મારે કાને પડયું છે, તેથી મને એવો વહેમ જાય છે કે–વખતે બાદશાહ સલામતે તેજ વાત કહેવા માટે બોલાવેલા હોય એ બનવાજોગ છે !"

અબ્બાસા—રાજ્યપાટના હજારો કામો હોય છે, માટે કદાચીતને કોઇ ખાસ અગત્યનાં કામ માટે બોલાવ્યા હશે. ખઇર ! ગમે તે હોય તે ! પરંતુ મારી એવી ઇચ્છા છે કે આ બાબતનો કોઇપણ રીતે પત્તો મેળવીએ કે જાઅફરને આ બાબતની ખબર છે કે નહિ ?

મરજાન—પત્તો મેળવવામાં કશો વાંધો નથી, પરંતુ તેમ કરવા જતાં તમારો ભેદ ખુલ્લો પડી જવાની ધાસ્તી રહે છે, માટે હાલ તો ચુપકીદી ગ્રહણ કરી, બેઠાં બેઠાં જોયા કરો કે શું થાય છે? આખરે "વાજતું ગાજતું માંડવે તો આવશે જ ને ?"



# પ્રકરણ ૧૨ મું.



## લાચારીએ

વળતે દીવસે જાઅફર મુકરર કીધેલા વખતે બાદશાહ હુઝુર ગયો, અને ધારા પ્રમાણે અદબ આદાબ બજાવી લાવી ઉભો રહ્યો. હારૂને જાઅફરને પોતાની નઝદીક બેસાડી પુછ્યું કે, "કેમ જાઅફર! ગઇ કાલની બાબત વીષે શું વીચાર કર્યો?"

જાઅફર—જી હા! ગઇ કાલે આપની ખીદમતમાંથી ગયો, ત્યારે એજ વીચાર અને ફીકરચીંતામાંજ હતો. મેં આ વીષે ઘણો પણ વીચાર કરી જોયો, પરંતુ આ મામલામાં મારી અક્કલ કંઈ કામ કરી શકતી નથી! મારાં હોશ કોશ તમામ ઉડી ગયાં છે, માટે હું કંઈ પણ સમજી શકતો નથી કે આ બાબતમાં શો જવાબ આપું? આજ સુધી મેં આપનાં કોઇપણ હુકમનો અનાદર કર્યો નથી, તેમજ કંઇ પણ વાંધો લીધો નથી, પરંતુ આ કબુલ કરતાં જીવ આપવો સહેલો સમજુ છું! કારણ કે આ બાબતમાં મારે માટે મુસ્કેલ માલુમ પડે છે!!

હારૂન—"ઓ જાઅફર! તમારી આટલી બધી નારાઝીનું કશું પ્રયોજન નથી! મેં જે વીચાર કીધો છે, તેમાં મારી ઇઝતમાં તેમજ મારાં ધારેલાં ઈરાદામાં કોઈપણ પ્રકારની ખલલ પડી શકે તેમ નથી! અને તેમાં તમોને કોઈપણ જાતની અડચણ આવી શકે તેમ નથી! અત્યાર સુધી મેં તમોને ભરમમાં વાત કહી છે, પરંતુ હવે સાફ ચોખ્ખે ચોખ્ખું કહી આપું છું કે—તમારી સાથે અબ્બાસાનાં નીકાહ

કરવા ચાહું છું તે માત્ર નામનાંજ છે!! કે જેથી તમો બંને અદબ ઈશરતનાં જલસામાં મારી સામે ખુલ્લે મોંએ બેસીને વાતચીત કરી શકો!! મારો આ નીકાહ કરી આપવાથી અઉરતમર્દ તરીકેનો કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવાનો કે રખાવવાનો હેતુ નથી! બલ્કે મારી ગેરહાજરીમાં તમો બંનેને મળવા હળવાની કે વાતચીતો કરવાની પણ પરવાનગી આપવામાં આવતી નથી!! કહો જાઅફર આમાં તમોને શી હરકત છે?!!"

આ સાંભળીને જાઅફરનાં હોશ કોશ એકદમ ઉડી ગયાં. પ્રથમ તો જાઅફરે જબરાઇથી પોતાના ચહેરાનો દેખાવ ઉદાસ અને પરેશાન હાલતમાં હોય તેવો કરેલો હતો પરંતુ મજકુર શબ્દો સાંભળતાંજ ખરેખર સ્વાભાવીક રીતે તેના ચહેરાનો રંગ ફીકો પડી ગયો અને એકાએક તેનાં ચહેરાપર ગમગીનીની ઘટા છવાઈ રહી!! આ પ્રમાણે જાઅફરની ગમીની ગોયા સીમાજ હતી નહી, પરંતુ અકલમંદીથી એ ગમીને છુપાવી દઇને જરૂર જેટલીજ પ્રથમથી હતી તેટલીજ ઉદાસી દેખાવમાં આવવા દીધી અને ઘણાં ધીમાં અને લાચારીભર્યા અવાજે કહ્યું કે, "એ નામનાં જ નીકાહ થવા દેવામાં હું રાજી નથી!!"

હારૂન—(જરા ગુસ્સામાં આવી)—શું આ બાબત થવાથી તમારી ઈજત આબરૂને કલંક લાગે તેમ છે?

જાઅફર—(હાથ જોડતાં)—નહીં હુઝુર! તઉબા તઉબા! આ આપ શું ફરમાવો છો? આવાં ખુશાલ નશીબ કોણનાં હોય? આથી વિશેષ મગરૂરી અને અભીમાન માનવા જેવી બાબત કઈ હોય શકે? પરંતુ નામવર શાહ! અદ્યાપી પર્યંત કોઈ બાદશાહે પોતાની બહેન અથવા પુત્રીને પોતાનાં તાબેદાર નોકર કે ગુલામને વરાવેલ નથી!!

આપ આલી હાશમી, અરબી, અને સઈયદ ખાનદાનમાંથી છો, અને હું માત્ર એક ગરીબ મોગલનો પુત્ર છું કે જે ફક્ત આપ નામવર શાહેનશાહની કદરદાનીથી પોષાઇને અને આપની અણુહદ મેહરબાનીની દયા અને મયા વૃષ્ટીથી વઝીરપણાને દરજ્જે પહોંચ્યો છું. તો હું આવાં હલકાં ખાનદાનવાળો આપનો ફરમાન બરદાર હાશમી શાહઝાદીનો શવહર બની શકે ખરો? આપ નામના નીકાહ કરી આપવા ચાહો છો, પરંતુ નામવર શાહ! નીકાહ તે નીકાહજ રહેવાના!! માટે આ બાબત મુલતવી રાખો તો સારૂં!!

હારૂન—(લાલચોળ થઇને)—જાઅફર! આજે તમારૂં મગજ ઠેકાણે લાગતું નથી! હું નથી સમજી શકતો કે આથી તમારો શો હેતુ છે? કદાચીતને જો આમાં બાદનામી અને હલકાઈ છે તો મારી પોતાનીજ છે! તેમાં તમને શું લાગેવળગે છે? આ ઉપરાંત અમો હાશમી અને તમો અજમી છો, અને મારો પણ અસલથી એવોજ ખ્યાલ છે કે હાશમી ખાનદાનમાં અજમી ખાનદાનનું લોહી ભેળવવું નહિં, અને તેથીજ હું અમારાં ખાનદાનની પુત્રીઓ કોઈ અજમી બાદશાહ હોય તેને પણ આપતો નથી!! પરંતુ આ સર્વે બાબત ત્યારેજ લક્ષમાં લેવાની હોય છે કે જ્યારે હું તમારા નીકાહ અઉરત–મર્દનાં સંબંધ તરીકેજ કરી આપવાને તઇયાર હોઉં!! આ તો માત્ર એક જરૂરત માટે નામના નીકાહ છે, માટે કંઇપણ વાંધો લીધા સીવાય કબુલ કરો!!

આ સાંભળીને જાઅફર સમજી ગયો કે, બસ! હવે ઇનકર કરવામાં સલામતી દેખાતી નથી, માટે જો ઇનકર કર્યો તો ગઝબ થશે! એમ વીચારી જાઅફરે આંખોમાં આંસુ લાવી અને પગપર પડી અરજ કરી કે. "હુઝુર! આપનો નીમકખાર આ ખાદીમ આ-

પનાં ફરમાનનું અપમાન કરવા રાજી નથી? મેં ફક્ત આપની ઈજ્જત અને આબરૂ જાળવવા માટે આટલો વાંધો લીધેલો હતો, પરંતુ હવે જ્યારે આપનો ચોકસ વીચાર આમજ કરવા ચાહે છે તો આપનો ગુલામ તઈયાર છે, માટે જે યોગ્ય ધારો તે આપની ખુશી સાથે બેલાશક કરો અમે ખુશી છીએ ! !"

આ સાંભળી હારૂન ઘણોજ ખુશી થયો અને તેનો તમામ ગુસ્સો ઉતરી ગયો, અને જાઅફરનું સર ઉચું કરીને તેને ઘણો દીલાસો આપ્યો ! જાઅફરની આંખ્યોમાંથી આ વખતે આંસુની ધારાઓ ચાલી જતી હતી, તે જોઇને હારૂને વધારે દીલાસો આપી આંસુઓ લુંછી નાખવાં કહ્યું અને જાઅફરને પુછ્યું કે, 'જાઅફર! તારૂં દીલ શાથી ભરાઈ આવ્યું તેની મને ખબર પડી શકી નહિં જાઅફરે અર્જ કરી કે. "હુઝુરે આલી ! બીજું તો કંઇ નહિ. પરંતુ મને એવો અંદેશો થાય છે કે, મારા દુશમનો મારો આવો મરતબો જોઇ શકશે નહીં અને ઈર્ષા અને કીનાથી મારાં પર જાત-જાતનાં તોહમતો મુકશે અને આપે મને જે આસમાન પર ચડાવી દીધો છે, ત્યાંથી ભોંય પર પટકે નહિં ! !" હારૂને જાઅફરને છાતી સરસો લગાડીને કહ્યું, "નહિં નહિં ? જાઅફર ! તમોને આ શું થઇ ગયું છે કે તમો આવા બુદ્ધીશાળી થઇને આવાં વાહીયાત અને ખોટાં વીચારો દીલમાં લાવો છો ?"

જાઅફર—હુઝુર ! એ મારાં ખોટાં ખીયાલો નથી, બલ્કે મને દીલની અંદર એવું ઉગી આવે છે કે જાણે આ શબ્દો ગઇ-બનાં પરદામાંથી નીકળીને મારા દીલમા દાખલ થયાં હોય ! હું કસમ સાથે કહી શકુ છું કે હોલમાં આપનાં દીલમાં મારી મોહબ્બત જોઇએ તે કરતાં વધુ છે, અને આપનું હૃદય ખાલીસ અને સારૂં છે, છતાં

પણ મારાં દીલમાં વીચીત્ર વીચારો આપ મેળે આવ્યાં કરે છે, જે વીચીત્ર ડરામણી સુરતો બની મારી આંખ્યો સામે ડોળાં ધ્રુરકાવે છે!

હારૂન—"જાઅફર! તમારાં આ ખોટાં ખ્યાલો દુર કરો! અને યાદ રાખો કે–તમારા પ્રત્યે કોઇપણ ખોટી અસર બેસાડી શકે તેમ નથી, મને તમારાંમાં સંપુર્ણ વીશ્વાસ છે કે–તમો કોઇપણ પ્રકારનું અપ્રમાણીકપણું નહિં કરો અને મારાં કહેવાથી રતી ભાર પણ ઉલટું નહિજ કરો એમ વીચાર્યા પછીજ મેં મારી વ્હાલી અને પ્યારી કુંવારી બ્હેનનાં નીકાહ માત્ર નામનાં જ કરી આપવાનો નીશ્ચર્ય કર્યો છે!!"

જાઅફર—"હુઝુર! આ ખાદીમ હુઝુરનો તુંાબેદાર છે!!"



# પ્રકરણ ૧૩ મું



## ગઝબનાક પયગામ

હારૂન અલ રશીદે કંઇક મેહરબાનીથી અને કંઇક રોઆબ અને દબદબાથી અબ્બાસા સાથે નામનાંજ નીકાહ કરી આપવાં માટે જાઅફરને રાઝી કર્યો, ત્યારે જાઅફરને હારૂનની આવી નાદાની અને નજીવી બાબત માટે પોતાને હદથી વધારે દબાણ કરીને હારૂનની વ્હાલી બ્હેનની જીંદગીને બરબાદ કરી નાંખવાની બીના જોઇને ઘણોજ અફસોસ અને સદમો થયો પરંતુ અફસોસ કે હજી સુધી અબ્બાસાને એ ખબર પડી નથી કે તેનાં નીકાહ તો માત્ર નામનાંજ

થનાર છે ? ! અબ્બાસાતો ખરા નીકાહ સમજી ને અણહદ ખુશીનાં જોસમાં એટલી તો ફુલાઇ ગઇ હતી કે પોતાનાં પોષાકમાં પણ પુરી પાધરી સમાઇ શક્તી ન હતી ! ! તે નીશદીન ખુદાએતઆલાના હઝારો શુક્ર કરવા લાગી હતી અને શાદી થવાની ઇન્તેઝારીમાં તેને એકેક દીવસ એકેક મહીના જેવો લાંબો લાગતો હતો ? !

અબ્બાસા અને જાઅફરની આવી હાલત છે, ત્યારે હવે હારૂન શું કરી રહ્યો છે ? તે પણ આપણે જોઇ લઇએ ! ! એક દીવસે હારૂને પોતાની બેગમ ઝેબીદાખાતુનને કહ્યું કે, " મેં પ્રથમ અબ્બાસાના નીકાહ વીષે જે વાત કરેલી હતી તે તને યાદ હશે અને તેં અબ્બાસાને તમામ હકીકત કહી સંભળાવી હશે ] બે ત્રણ દીવસ માં તેઓનાં ખાનગી નીકાહ પડાવી આપવાનો મારો વીચાર છે !!"

ઝુબીદા—અબ્બાસાનાં નીકાહ વીષેની જે વાતચીત કરેલી તે આપને ખબર છે, પરતુ તે બીચારીની આયુષ્ય બરબાદ કરી નાંખવાની ગમનાક અને હલાક કરનારી ખબર મેં તેને કહી નથી !

હારૂન—વળી હલાક કરનારી ખબર તે શું ? શું મેં અબ્બાસાને કઇદ કરવાની કે સજા દેવાની વાત કરેલી હતી ? તું આ શું બકી મરે છે કે મારી કંઇ સમજમાં આવી શકતું નથી ! !

ઝુબીદા—જી હા, હુઝુર ! સમજમાં તે ક્યાંથી આવી શકે ? તે બીચારી નવયઉવના શાહઝાદીને રંડાપા વીનાની રંડાયેલી બનાવી દેવાનો વીચાર રાખ્યો છે અને તેની ચડતી યુવાનીનાં બાગને બાળીને ભસ્મ કરવા ચાહો છો, છતાં પણ અજાણ્યા થઇને પુછો છો કે, તેને સઝા કરવાનું કોણે કહ્યું છે, મારી નાકીસ અક્કલ પ્રમાણે તો આ બાબત સજા કરતાં પણ વધારે સખ્ત છે ? "

હારૂન—ઓ ઝુબીદા! મેં તને પ્રથમ કહેલું હતું કે, આ વીષે અબ્બાસા કંઇપણ વરવાંધો લેતી નથી; તો તું શા માટે વચ્ચમાં પડીને દખલ આપે છે? તારે વધારે દલીલો કરી આ નાની સુની બાબતને વધારવી અને મુસ્કેલ બનાવવી યોગ્ય નથી, માટે તું મારા તરફથી અબ્બાસાને પયગામ પહોંચાડી આપ કે,—આપણા હાશમી ખાનદાનમાં અજમીનું લોહી મીશ્ર થાય તેથી હું સખ્ત વિરૂદ્ધ છું. માટે જાઅફર સાથે તમારાં જે નીકાહ કરી આપવામાં આવશે તે માત્ર નામનાં જ લેખાશે, અને આ નીકાહ કરી આપવાનો મારો ઉદ્દેશ એટલોજ છે કે તમો બન્ને એક બીજા સામે પરદા સીવાય બેસી શકો! પરંતુ ઓરત—મર્દ તરીકેનો સંબંધ આ લગ્નની ગાંઠથી રાખવાનો કે નીભાવવાનો મારો ઇરાદો નથી!”

ઝુબીદા—આવી દીલને બાળીને ખાક કરનારી બાબતનો પયગામ હું જીભથી તો કદાપી પણ કહેનાર નથી! જોઇએ તો તમો પોતેજ કહી આવો!

હારૂન—(એકાએક ગુસ્સામાં આવીને)—“તને મારા હુકમની તાબેદારી કરવી જોઇએ! માટે હવે પછી કંઇપણ વાંધો લઇશ તો તે તારા માટે સારૂં નથી! આમાં તને શું છે? તું તારે મારા તરફથી પયગામ પહોંચાડી આપને?

ઝુબીદા સમજી કે, હારૂન માથાનો ફરેલો છે, અને પોતાની હઠ કોઇપણ રીતે મૂકશે નહિ તેથી બોલી કે, “હુઝુર! ખઇર! આપની મરજી મુજબ કોઇ તક શોધીને ધીમે ધીમે સમજાવીને વાત કરી દઇશ!”

આ પછી હારૂન દરબારમાં ગયો અને ઝુબીદા અબ્બાસાને મહેલે પરબારી ગઇ. રાબેતા મુજબ અબ્બાસાએ તાઅજીમની સાથે

ઝુબીદાને બેસાડી અને ખેરીયત પૂછીને કહ્યું કે, "ભાભી ઘણા દિવસે પધાર્યાં કહો શું ખબર લાવ્યાં છો ?"

ઝુબીદા—ઓ મારી શાહજાદી ! મારી હાલત તો સુડી વચ્ચે સોપારીના જેવી થાય છે ! બાદશાહ સલામતનો આપને ગમગીન અને દુઃખ દરિયાવમાં ગરકાવ કરનારો ગજબનાક પયગામ હું લાવી છું ! અફસોસ કે એ પયગામ પહોંચાડવામાં હું બીલકુલ રાઝી ન હતી અને આ દીલગીરીભરી ફરજ બજાવવા કરતાં હું મોતને વધારે પ્રસન્ન કરતી હતી ! પરંતુ હું લાઇલાજ થઇ ગઇ, અને આ કાર્ય બજાવવાની મેં બાદશાહ સલામતને ઘણીએ ના પાડી, પરંતુ જ્યારે તેઓ મારાપર ગુસ્સે થઇ ગયાં ત્યારે મારે બેહદ લાચારીથી હા પાડવી પડી ! આપ જાણો છો કે—તેઓની મરજી વિરૂદ્ધ વર્તીએ તો કંઇનું કંઇ કરી નાંખતા વાર લગાડતાં નથી ! !

અબ્બાસા—ભાભી ! આટલા બધાં શામાટે ગભરાવો છો ? જે કહેવાનું કહ્યું હોય તે બેલાશક બોલો તેમાં આપને માઠું લગાડવાનું કંઇ પ્રયોજન નથી !

આ સાંભળી ઝુબીદા કંઇ પણ ન બોલતાં ચુપ રહી ત્યારે અબ્બાસાએ દીલમાં એવો વીચાર કર્યો કે હારૂને જાફર સાથે નીકાહ કરવાની ચોક્કસ ખબર આપવા કહેલ હશે. અને તે વિષે મેં ઝુબીદાને પ્રથમ સખત અણગમો જાહેર કરેલ છે, તેથી મારી નારાજીનું કારણ સમજીને કહેતાં અચકાતી અને શરમાતી હશે. આવો વિચાર આવવાથી તે ઘણી ખુશી થઈ અને એ વાત જલદીથી સાંભળવાની જીજ્ઞાસા અને શૌખ થઈ આવવાથી પાછું પૂછ્યું કે, "ભાભી ! શામાટે ચૂપ બેઠાં છો ? જે પયગામ લાવ્યાં છો, તે કહી આપોને !"

ઝુબીદા—" શાહજાદી ! કહેતાં શરમ થતી હોવાથી જીભ ઉપડતી

નથી ! આ વખતે આપને સદમો પહોંચાડવાનું હું સાધન અને કારણ બનું છું તે માટે મ્હને માફ કરશો, મારે લાચારીથી કહેવું પડે છે કે, આપને ખબર છે કે જાઅફર સાથે આપના નીકાહ કરવાનું બાદશાહ સલામતે નક્કી કીધું છે, અને તે આપણા ઘરનો તાબેદાર નોકર અને હલકા ખાનદાનનો હોવાથી આપણે નારાઝ હતા, તોપણ બાદશાહની મરઝી સાચવવા માટે આપે તે કબુલ કર્યું પરંતુ—" આમ કહીને ઝુબીદા ચૂપ થઇ ગઇ.

અબ્બાસા—ભાભી ! ચૂપ કેમ થઇ ગયાં ? શામાટે કહેતાં શરમાવો છો ? જે વાત હોય તે જલદીથી કહી આપો !

ઝુબીદા—( કપાળપર હાથ મારતાં ) શું કહે ? તકદીરની વાત છે ! બાદશાહો નાનાં બચ્ચાંઓ કરતાં પણ નાદાન હોય છે ! પોતાની નજીવી રાહત માટે બીજાંઓની આયુષ્યની ધુળધાણી કરી નાખે છે, અફસોસ ! સદ અફસોસ ! અણહદ દીલગીરી સાથે મારે આ વેળાએ કહેવું પડે છે કે, આ નીકાહ તો માત્ર નામના જ કરવાનાં છે. ઇશરતનાં જલસામાં તમો અને જાઅફર કશા પણ આંકાશ સીવાય બેસી શકો તે માટેજ આ નીકાહ કરી આપવાને બાદશાહ સલામતનો ઇરાદો છે. પરંતુ નીકાહ પછી તમો બંનેને ઓરત—મર્દના તરીકાનો સંબંધ રાખવાની તેઓની સખ્ત મનાઇ છે. બાદશાહ સલામતે આવોજ પેયગામ મોકલાવ્યો છે કે, આ નીકાહને તમારે ઓરત—મર્દ તરીકેનાં સમજવાનાં નથીજ, તેમજ બાદશાહની ગેરહાજરીમાં તમારે કોઇ દીવસ જાઅફરની મુલાકાત કરવી નહિ તેમજ વાતચીત વહીક કરવાની નથી ! આટલુંજ નહીં પણ તમારે અન્યોઅન્ય પયગામનો વહેવાર પણ જરાએ ચલાવવાનો નથી, જુઓ શાહઝાદી ! તમારી ખીલતી જુવાનીના જોશ—શૌરને ખાકમાં મીલાવવાનો બાદશાહ સલામતનો આ વીચાર કેટલી બેવકૂફાઇ ભરેલો અને બેહુદો છે ?

આવા વિચિત્ર પ્રકારના નીકાહની હકીકત સાંભળી અને તે પર હારૂનનાં પુરતી દબાણ સાથનાં આવાં લગ્નની બીના સાંભળીને અબ્બાસાના હોશ ઉડી ગયા. ગોયા શરીર માંહેલું લોહીજ સુકાઇ ગયું ! અને એક પુતળાંની જેમ જીવ વીનાની બની ગઇ ! તેને કંઇ પણ બોલવા ચાલવાની શુદ્ધિ રહી નહિ, અને એવાં બેહદ વિચારોના વમળોનાં ગાંઠમાં ગુંચવાઇ ગઇ ! તેના ગોરા ગુલાબી અને રતાસ મારતાં રૂખસારોપર કરચલીઓ વળી ગઇ ! કારણ કે આ પયગામ અબ્બાસાને તો મોતનાં તેડાં કરતાં પણ વધારે ભારે અને સખત થઇ પડયો ! પરંતુ અફસોસ ! કે તે અબળા જાત શું કરી શકે તેમ હતી ?

**ઇશ્ક ઇન્સાનકો કયા રંગ બતાતા હય:**
**ઇશ્ક વાલાહી ઇસી બાતકો પયછાનતા હય !**

વધારે કંઇ ન કહેતાં કપાળપર હાથ પછાડી તે બોલી કે, "ભાભી ! મારાં નસીબ ! તકદીર આગળ તદબીર ચાલતી નથી ! તેમાં તમો અને હું શું કરી શકીએ તેમ છીએ ? તમોએ મારા માટે કહેવામાં પ્રથમ કંઇપણ ખામી રાખી નહતી અને આ વખતે પણ કંઇ બાકી રાખ્યું નહિ હોય !" આ સાંભળીને ઝુબીદાએ પોતાને હારૂન સાથે થએલી તમામ વાતચીત કહી સંભળાવી ! જે પછી તે અબ્બાસાની રજા લઇ પોતાનાં મહેલે ગઈ.

ઝુબીદાનાં ગયા પછી મરજાંન શાહઝાદી પાસે આવી પરંતુ શાહઝાદીનાં ચ્હેરાંનો રંગ એકદમ ઉદાસ અને ગમગીન થએલો જોઇને તેણે અર્જ કરી કે, "કેમ શાહઝાદી ! હું આપની પરથી વારી જાઉં કે, આપ શામાટે એકદમ ગમગીન થઈ ગયાં છો ? ખેરીયત તો છે ને ? ઝુબીદા ખાતુન આપને એવી તે શી બાબત કહી ગયાં કે, આપનો ચ્હેરો આટલો બધો ઉદાસ અને ગમગીન થઇ ગયો છે ? શું

વઝીર સાહેબ સાથેનાં નીકાહની વાતચીતની માંડવાળ થઇ ? ! શું બાદશાહ સલામતનો વિચાર ફરી ગયો ?" અબ્બાસાએ એક આહ ખેંચતા કહ્યું કે, "એ મરજાન ! આ દુનિઆમાં કોઇ સદાકાળ સુખી રહેતુ નથી ! આ ફલક કોઇક વખતે હસાવે છે, તો કોઇ વખતે રડાવે પણ છે ! અફસોસ કે હજુ તો આપણે જાફર સાથે થનારી શાદીથી ખુશી થતાં હતાં પરંતુ હજુ શાદી થવાની પ્રથમ એવા માઠાં સમાચાર મળ્યા છે કે—કાંઇ કહેવાની વાત નહીં !" આમ કહી અબ્બાસાની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. આ જોઇને મરજાને રેશમી રૂમાલથી આંસુઓ લુછીને અને પગપર ચુંબન દઇને હાથ જોડતાં અર્ઝ કરી કે, "શાહઝાદી ! ગમગીન ન થાવો ! ખુદાની મસલેહત પર રાઝી રહો ! હું સમઝી ગઇ કે બાદશાહ સલામતનો મત ફરી ગયો છે, તો તે માટે દીલગીર થવાનું કશું પ્રયોજન નથી ! ખુદાએતઆલા એ કરતાં પણ વધારે સારૂ ઠેકાણું નસીબ કરશે ! ! જાફર ગમે તેવાં તોપણ આપણાં રાજ્યનાં નોકર કેહવાય. માટે એમાં કંઇ પણ હરકત નથી ! !" આ સાંભળી અબ્બાસાએ ખુલાસો કરતાં કહ્યું કે, "જો તેમજ થતે તો મને કોઇ પ્રકારનો વાંધો ન હતો, પરંતુ આએ તો વીચીત્ર બાબત છે કે જે સાંભળી તું પણ બહુજ દીલગીર થયા સીવાય રહીશ નહી ! !" આમ કહી અબ્બાસે, ઝુબીદાએ કહેલી તમામ વાત મરજાનને કહી સંભળાવી. આ સાંભળીને મરજાન પણ બહુ દીલગીર થઇ, પરંતુ અબ્બાસાનાં ગમને દુર કરવા કહ્યું કે, "એ શાહજાદી ! આ વીષે વધુ દીલગીર થવું નહીં, કારણ કે જ્યારે બાદશાહ સલામત નામનાંજ નીકાહ કરી આપવા ચાહે છે. ત્યારે આગળ જતાં બાદશાહનાં દીલમાં આપની યુવાનીનો ખ્યાલ આવશે, અને કરેલી શરતો મુકી આપી જાફરની સાથે મેળાપ કરવાની રજા અને છુટછાટ આપશે ! !

અબ્બાસા—એ વાત કંઇ સેહજસાજ લક્ષમાં આવે છે ખરી! પરંતુ હુઝુર એટલાં બધાં હઠીલા છે કે પોતાની હઠ કોઇપણ રીતે મુકી આપે તેમ હું માનતી નથી ! !



# પ્રકરણ ૧૪ મું.

## કમનસીબ જોડું.

હવે જાઅફર અને અબ્બાસા ખુશીને બદલે ગમગીની બીમારીમાં ફસાઈ ગયા છે અને રાત્રી દીવસ અફસોસીમાં બેચેન અને ઉદાસ રહ્યા કરે છે ! અક્કલમંદ જાઅફરે વીચાર કર્યો કે આમાં ગમગીન થવું તે નાદાની છે ! આમાં આપણને અફસોસ કરવાથી શું વળવાનું છે ? બાદશાહની બ્હેન છે તે જોઇએ તેમ કરી શકે તેમ છે. તેમાં આપણને કોઈ પ્રકારનો વાંધો લેવો સજાવાર નથી ! શાહઝાદી સાથે શાદી થવાનો સંભવ કદી પણ હોઇ શકે નહીં ! ! આ નામની શાદી કરી આપશે તો એમ સમજીશું કે જાણે શાદી થઇજ નથી ! અને આપણને કોઇ પ્રકારનો સંબંધ છેજ નહીં ! ! પરંતુ અફસોસ તો એ થાય છે કે—કમબખ્ત હારૂન પોતાની પરીપયકર જેવી ખુબસુરત બ્હેનની જોબનવંતી જીંદગી વીના કારણે બાળી નાંખવા ચાહે છે ! ખેર ! જ્યાં સેંકડો મઝલુમોપર ઝુલમ ગુજરે છે ત્યાં એકનો ઓર વધારો !

આ વીચીત્ર પ્રકારના નીકાહ કરી આપવાની હારૂને જે હઠ

લીધી હતી તે તે પાર પાડવાની તજવીજમાંજ હતો, પરંતુ આ બાબત ખાસ ખાનગીજ રાખવાની હોવાથી તેણે આ વીષે કોઇને પણ ખબર નહી આપતા એક નીકાહ પડાવનાર મુલ્લાં અને ખાસ બીજા એ માણસોને જામીન માટે બોલાવી તે ત્રણેને કહ્યું કે, "હું એક એવી ખાનગી વાત કહેવા ઇચ્છું છું કે–તે વાતની તમારા જાની દોસ્તને પણ બીલકુલ ખબર પડવી જોઇએ નહી, નહીતર યાદ રાખજો કે–આ દુનીઆમાં તમોને રેહવું ભોંભારે થઈ પડશે ! !" તેઓએ અર્ઝ કરી કે, "બાદશાહ સલામત ! આપણી કોઇ પણ ખાનગી વાત અમોને અદ્યાપીપર્યંત બાહેર પાડી નથી, છતાં પણ સોગંદપુર્વક કહીએ છીએ કે–આપ નામદાર જે કંઈ હુકમ ફરમાવશો તે પ્રમાણે વરતી તે બાબત અમો તદન ખાનગી રાખવાને બંધાઇએ છીએ !"

આવો સંતોષકારક જવાબ સાંભળીને હારૂને તેઓને રાત્રીની નમાઝ અને ખાણાં વીગેરેથી ફારેગ થવા બાદ પોતાનાં અયશ–ઇશરતના જલસામાં આવવાનો હુકમ કીધો. બાદશાહનાં આ હુકમને માથે ચડાવીને તેઓ ચાલતા થયાં જે પછી હારૂને જાઅફર અને અબાસાને પણ યોગ્ય વખતે તે જલસામાં હાજર થવાનો પયગામ મોકલી આપ્યો ! રાત્રીનાં પહેલો હારૂન પોતેજ ઇશરતનાં જલસાવાળાં ભવ્ય મેહલમાં ગયો ! મુકરર કીધેલા વખતની પહેલાં બાદશાહ આવેલા હોવાથી લૌંડી, ગુલામ કે નાયીકા ગાનારીઓ વીગેરે કોઈ પણ ત્યાં હતું નહીં, માત્ર બે ચાર ખીદમતગારો તે વખતે ત્યાં હાજર હતાં. બાદશાહને આટલો વહેલો આવેલો જોઈ તેઓ હાંફલાં ફાંફલા થઇ ગયા અને તુર્તજ જલસાની બેઠકો વીગેરે ગોઠવવા લાગી ગયાં, જે પછી થોડી વારે લૌંડીઓ, ગુલામો અને ગાનારીઓ હાજર થઈ ! હારૂને એ સર્વેને રજા આપતાં તેઓને કહ્યું કે, "જાઓ અહીંઆં

તમારૂં કંઈ કામ નથી ! તમો સર્વે પોતપોતાનાં રહેઠાણે ચાલતા થાઓ ! ખબરદાર કોઈ પણ બાહેર પણ ઉભાં રહેશો નહીં ! !" બાદશાહનાં આ વીચીત્ર પ્રકારનાં હુકમને તાબે થઈ તેઓ ચાલતા થયા. જે પછી જાઅફર, અબ્બાસા અને નીકાહ પડાવનાર મુલ્લાં તથા બે જામીન દાખલ રખાતાં માણસો આવ્યાં. અબ્બાસાને ખાસ જુદા મકાનમાં બેસાડવામાં આવી જ્યારે હારૂને જાઅફરને પોતાની નઝદીક બેસાડયો, અને મુલ્લાં તથા તે બે આદમીઓને પોતા સામે બેસાડીને હારૂને કહ્યું કે, "સહવારનાં તમોને જે ખાનગી બાબત વીષે કહેવામાં આવ્યું હતું તે આ છે ! !" આમ કહીને હારૂને જાઅફર અને અબ્બાસાનાં નામનાંજ નીકાહ કરી આપવાની બાબત ખુલાસાવાર કહી સંભળાવી ! ! આ સાંભળીને તે ત્રણે જણાંઓ હૈરતમાં પડી ગયા. ત્રણે જણાઓ એક બીજાના મોં સામું જોઇને મનમાં ને મનમાં અફસોસ કરી ફક્ત એટલું કહી શકયાં કે, "હુઝુરે આલી ! આપ જે ચાહો તે કરી શકો છો ! અને અમો આપ નામદારનાં ફરમાન બરદાર હોવાથી હુઝુરના હુકમ પ્રમાણે વર્તવા એક પગે તૈયાર અને ખડા છીએ ! !" આ પછી બાદશાહે જાઅફર પાસે ઇકરાર કરાવ્યો કે– મારી હાઝરી સીવાય તમારે અબ્બાસા સાથે કોઇ પણ જાતની વાતચીત કરવી નહીં, તેમજ કોઈ પણ પ્રકારનો સંદેશો કે પયગામ પણ મોકલવો કે મંગાવવો નહિ ! ! છેવટે હારૂને એ ત્રણેને રજા આપીને પોતાની બેગમ ઝુબીદા તેમજ ગાનારીઓ અને લૌંડીઓ વીગેરેને બોલાવી ગાનતાનનો જલસો રાબેતા મુજબ ચાલુ કર્યો ! !

આ પછી બાદશાહે અબ્બાસાને પોતાની રૂબરૂ બોલાવી. અબ્બાસા ઘણાજ ખીજ અને નખાયેલા ઉદાસ ચહેરે બહુજ ધીમે ધીમે પરદાપોષીના આગલા ધારા પ્રમાણે બુરકો ઓઢી અદબ આદાબ

બજાવી લાવી બેઠી! તેથી હારૂને અબ્બાસાને પુછ્યું કે, "કેમ બ્હેન! હવે શા માટે પરદો કરો છો?" આનો અબ્બાસાએ કંઇ પણ ઉત્તર આપ્યો નહિ! તેથી ચાલાક ઝુબીદા તુર્તજ સમજી ગઇ કે– હારૂને પોતાનો કકકો ખરો કરી નીકાહ પડાવી આપ્યાં હશે તેથી તેને જવાબ વાળવાનું ઘણું દીલ થયું, પરંતુ તક ન મળવાથી ચુપજ બેઠી! અબ્બાસાનું ચુપ રહેલું એવું હતું કે સમજદાર અક્કલમંદ પુરૂષ તુર્તજ પામી જાય કે આ શાદીથી અબ્બાસાની ઉદાસી અને ગમનો ગોયા આરોજ નહતો!!

અબ્બાસાને હારૂને પુછેલા આ સવાલથી તમામ ગાનારીઓ અને લૌંડીઓ વીગેરે અજબ થઇ ગઇ અને એક બીજીનું મોં ત્રાંસી આંખે જોવા લાગી પરંતુ હારૂનના રૂવાબથી ખાનગીમાં એક બીજાને ઇશારા કરવાની મજાલ નહતી! તેથી જલસામાંનો પ્રત્યેક મનુષ્ય પોતાની અક્કલ મુજબ વીચારના દરીઆમાં ગોથાં ખાવા લાગ્યો!

અબ્બાસા ચુપજ રહી તેથી હારૂને બીજી વખત અબ્બાસાને પુછ્યું કે, "કેમ બ્હેન! શું હજુ પણ પરદો રાખવો લાઝીમ છે કે? હું તમોને ખુદાનાં રસુલ અને ખુદ મારા કસમ આપી કહું છું કે બુરકો કાઢી નાંખો!!" જ્યારે હારૂને સોગંદ આપી અત્યંત આગ્રહ કીધો ત્યારે અબ્બાસાએ લાચારીથી બુરકો કાઢી નાંખ્યો અને જરા આઘુ ઓઢી માથું નીચે નમાવી બેઠી! અબ્બાસા કંઇ જેવી તેવી સાધારણ સ્ત્રી હતી નહિ, પરંતુ તે હાશમી ખાનદાન ઉપરાંત અરબ અને વળી એક શાહઝાદી હોવાથી તેનાં રંગરૂપ અને ખુબસુરતીનું તો પુછવાપણુંજ હોયજ શાનું? આ સીવાય જુવાનીનો ફાટેલો અને કુંફાડા મારતો જોશ તેનાં તનબદનમાં તનમનાટ મચાવી રહ્યા હતો તેથી જ્યારે તેણે પોતાનાં મુખપરનો પરદો ખસેડ્યો કે તુર્તજ

આફ્તાબ મીસાલ સોનેરી અને રતાશ મારતાં રૂખસારોપરનું તેજસ્વી અને ચળકાટ મારતું તેજ એવું તો ચમક્યું અને ઝબકી ઉઠ્યું કે જાઅફરને તેનાં નાજુક ચહેરા અને ગુલાબી ગોટા જેવાં લાલ ગાલો પર દૃષ્ટી પડવાથી એવું લાગ્યું કે જાણે વીજળીનો ચમકાર થયો ! ! વીજળી તો ચમકી—ઝબકી છુપી જાય છે; પરંતુ આ વીજળીનો તેજસ્વી ચળકાટ અને ઝળકાટ સામોજ ઠેરી રહ્યો !! આવા વખતે જાઅફર તો શું પરંતુ મોટો પરહેઝગાર મહાત્મા પુરૂષ હોય તેનું પણ દીલ કાબુમાં રહેવું મુશકેલ થઇ પડે ! જાઅફર તો અબ્બાસાનાં સ્વરૂપવાન ચહેરો જોઇને ગોયા દંગજ થઇ ગયો અને દીલમાં કહેવા લાગ્યો કે, આ તે ઇન્સાન છે કે બેહેસ્તની હુર !! અબ્બાસા સામે જોઇ રહેવા છતાં તેનું દીલ ધરાયું નહિ, પરંતુ હારૂનનાં ખોફને લઇને તેણે નજર ફેરવી લીધી, પરંતુ આ વખતે તેનાં આત્માનો ઘોડો એટલો તો તેઝ થયો છે કે તેની લગામ બન્ને હાથોએ ખેંચે છે !! હારૂન જેવાં ઝાલીમ બાદશાહનો ડર હોવા છતાં જાઅફર પોતાના દીલને કાબુમાં રાખી શકતો નથી, પરંતુ આંખના ખુણામાંથી તીરછી નજરે અબ્બાસાને નીહાળે છે !! પેલી બાજુ અબ્બાસા માથું નમાવી બેઠી છે તે જાઅફરની જેમ એસઅરીથી જાઅફર તરફ જોતી નથી, કારણ કે તેણે ઇશરતના જલસામાં બુરખાની જાળીમાંથી તે કેટલીક વખત જાઅફરને જોઈ ચુકી છે !! છતાં પણ દીલમાં તો જોવાનો શોખ ઉભર્યો છે, પરંતુ આ વેળાએ તેની અફસોસીની ગોયા સીમાજ નથી ! તેના ચહેરાપર એટલી તો ગમગીનીની છાયા પ્રસરી ગઇ છે કે તેના કપાળપર કરચલીયો પણ પડી ગઇ છે !!

આવી રીતે જાઅફર અને અબ્બાસાની બેહદ ગમગીની અને દીલગીરીભરી હાય અફસોસી વચ્ચે ગાનતાનનો આ જલસો પુરો

થયો, જે કહેવાની જરૂર નથી કે-પરણનાર જોડાને તો ગમગીનીનો ગજબનાક જલસોજ પુરવાર થયો!! બગદાદનો બાદશાહ પણ દીલમાં ઘણુંએ સમજ્યો કે-જાઅફ્ર અને અબ્બાસા સખ્ત હયરાન પરેશાન છે!! છતાં પણ આ પરેશાની બે ચાર દીવસોમાં મટી અને જતી રહેશે તેમ ધારી જલસાને બરખાસ્ત કરાવી સર્વેને રજા આપી દીધી અને પોતે પોતાના મહેલે સીધાવ્યો!! અફ્સોસ! જાઅફ્ર અને અબ્બાસાનાં શુદ્ધ અને ઉત્સાહભર્યા નિર્મળ હૃદયોપર આઘાત કરી તેઓના દીલમાં કુહાડા મારી તેઓને રાત્રિ દીવસ દીલની બીમારીમાં ગિરફ્તાર કરી બાદશાહે પોતાનો સ્વાર્થ સાધી લીધો!!

## પ્રકરણ ૧૫ મું.

## નિરાશામાં આશાની ઉમેદ.

વ્હાલા વાંચક! બાગેદાદમાં હારૂન જેવાં ઝાલિમ અને ક્રુર બાદશાહનાં ગાનતાનના જલસાની તેં સહેલ કરી! અને બાદશાહની મુર્ખાઇથી જાઅફ્ર તથા અબ્બાસાની દયાજનક હાલત પર તું ગમગીન થયો, અને આખરે તમામ જલસો દીલગીરી અને અફ્સોસ સાથે ઉઠી જતાં તેં નજરે નજર જોઈ લીધો! ત્યારે ચાલ હવે આપણે તે લોકોનાં મકાને જઇને તેઓનો કેવો હાલ થયો તે પણ જોઇ લઇએ.

જાઅફ્ર પોતાનાં મહેલે ગયા પછી ઉદાસ અને ગમગીન દીલે સુતો, પરંતુ અબ્બાસાની આબાદ રમણીય અને મનમોહક મુર્તિ તેની દ્રષ્ટી આગળ તરતી હતી, અને વારંવાર અબ્બાસા આવતી હોય તેવા વિચિત્ર ભણકારા તેને આવવા લાગ્યા. હવે અબ્બાસાને ખા-

નગી મળવું કે નહિ ? અને મળવું તો શી રીતે ? એવા વીચારમાં જાઅ-ફર ગુંચવાઇ ગયો. આવા તથા બીજા કેટલાક વીચારો આવવાથી જ્યારે જાઅફરને કોઇ પણ પ્રકારે નિદ્રા આવીજ નહિ, ત્યારે તેણે પોતાના જીગરજાન દોસ્ત અબદુલ્લાહને બોલાવ્યો અને પોતાના થએલા નિકાહની અને અબ્બાસાના રંગરૂપની સર્વે હકીકતથી તેને વાકેફ કીધો. પછી તેને પુછ્યું કે, "હવે આ વિષે તું શું મત આપે છે ?" અબદુલ્લાહે કહ્યું કે, "હજુ નિકાહ થએ તો એકજ દીવસ થયો છે, તેટલામાંજ તમો શામાટે ઉતાવળાં અને ગાભરાં થાઓ છો ? જરા સબુર કરો ! એ સબુરનાં ફળ મીઠાં છે !! મારા ખ્યાલમાં એમ આવે છે કે પાંચ દશ દીવસ પછી અથવા તો મહીના—બે મહીના પછી હારૂન વીચારીને આખરે મેળાપની રજા જરૂર આપશે અને પોતાની બહેનને એમજ કુંવારી અવસ્થામાં વિધવાની જેમ બેસાડી નહિ રાખે તેમજ આ નિકાહ તોડાવી નાંખીને પણ બીજા સાથે નીકાહ નહિ કરી આપશે !!"

જાઅફરે કહ્યું કે, "અઝીઝ દોસ્ત ! આપની બાબત મારા લક્ષમાં આવે છે ખરી પરંતુ કદાચિતને આપના ધારવા પ્રમાણે ન બન્યું તો આપણે કઇ બાબતપર મુસ્તકીમ રહેવું ?" અબદુલ્લાહે કહ્યું કે, "મારો તો એવો મત થાય છે કે—તમારે અબ્બાસાનો જરા પણ ખ્યાલ રાખવોજ નહિ, અને એમજ સમજી સંતોષ અને સબુર પકડવી કે—જાણે તેને જાણતાંજ નથી તેમજ તેની સાથે નિકાહ પણ થયાં નથી, યાદ રાખજો કે—કદાપી જો તમે હારૂનની મરજી વિરૂદ્ધ અબ્બાસા સાથે ખાનગી મેળાપ કર્યો તો તુર્તજ તમારે મુલ્કે અદમની મુસાફરી કરવી પડશે યાને તમો નાહકનાં બેઇજ્જત થઇને પોતાની જાન ગુમાવી બેસશો." જાઅફર પણ પોતાના મિત્રને મળતો થતો

બોલ્યો કે, "મેં પણ પ્રથમથી એજ વીચાર કર્યો છે!" આ વાતચીત તથા બીજી આડીઅવળી વાતોમાં અર્ધી રાત્રિ નીકળી ગઇ જે પછી પાછલી રાત્રિનાં જાઅફર નિદ્રાને વશ થયો !!

એક તરફ જાઅફરનો આવો હાલ થયો ત્યારે બીજી તરફ અબ્બાસા પણ પોતાના મહેલમાં ગયા પછી તેણે તમામ લૌંડીઓ અને ખિદમતગારોને રજા આપીને ફક્ત મરજાનને પોતા પાસે રાખી સુઈ ગઇ, પરંતુ કોઈ પણ પ્રકારે તેને નિદ્રા આવતી નથી! આખી રાત્રિ પાસા ફેરવવામાંજ પસાર થઇ જાય છે! અબ્બાસા પોતાનાં દીલ સાથે કહેવા લાગી કે:—

**અગરચે દુર હો મેરેસે ભલા વોહ મહતાબ,**
**નીંદ ઉડ જાતી હય ઉસ દીનસે મેરી ખાને ખરાબ!**

આવા વીચારોમાં અબ્બાસા જાઅફરનો મેળાપ કેવી રીત કરવો તેનાજ વિચારમાં ડુબી રહી હતી તેવામાં મરજાને પુછ્યું કે, "કેમ શાહઝાદી! આજે બહુજ ઉદાસ છો? શું ઇશરતના જલસામાં આપની તબીયતની વિરૂદ્ધ કોઇ બાબત નીકળી હતી?" આ સાંભળીને અબ્બાસાએ જલસામાં બનેલી તમામ હકીકત કહી સંભળાવી આ સાંભળીને મરજાન પણ બહુજ શોકાતુર થઇ. તેથી તેણે કહ્યું કે, "શાહઝાદી! વધારે અફસોસ ન કરો! મને ઉમેદ છે કે—બાદશાહ સલામત આખરે પસ્તાઇને મેળાપની રજા અવસ્ય આપશેજ! કદાચિતને રજા નહિ જ આપે તો આપણે બહુજ ખાનગી રીતે મેળાપ કરવાની ગોઠવણ કરી શકીશું! કારણ કે—નિકાહ થયા પછી તેમાં લાંબો વાંધો નહિજ આવે અને તેમ ખાનગી મેળાપ કરવાથી ગંભીર પ્રકારનું કામ કર્યું નહિજ ગણાય" આવી વાતો કરીને મરજાને તેને ઘણો દીલાસો આપ્યો અને આવી રીતે મુશકેલીએ તે રાત્રી

પસાર થઈ ગઇ ! સહવારનાં તમામ લૌંડીઓ અને ખિદમતગારો અબ્બાસા કને જઈ બેઠાં. અબ્બાસાનો ચહેરો રડી રડીને લાલચોળ થઈ ગયો હતો અને સહવાર છતાં પણ પલંગપરથી ઉઠી ન હતી, મરજાન આસ્તે રહીને પગ ચાંપતી હતી અને દીલાસો આપ્યા કરતી હતી; પરંતુ અબ્બાસા કોઈ રીતે પલંગ પરથી ઉઠતી ન હતી, મરજાન અબ્બાસાને નાસ્તો કરવા જેમ જેમ ઉઠાડવા અને સમજાવવા લાગી તેમ તેમ તેની આંખ્યોમાંથી આંસુઓની ધારાઓ વ્હેતી હતી; આવો હાલ જોઇને તમામ મેહલમાં ગમગીનીની ઘમઘોર ઘટા છવાઈ રહી. આખરે મરજાને રૂમાલ વતી અબ્બાસાનાં આંસુઓ લુછી નાંખીને ધીમે રહીને તેને બેઠી કરી પરંતુ આથી અબ્બાસાનું દીલ વધારે ભરાઇ આવ્યું અને રોકયું રોકાણું નહીં તેથી એકદમ ડુસકે ડુસકે રડવા લાગી. આ જોઇને એક લૌંડી બોલી કે, "અરે ! જલદી કરો ! દોડો ! કોઇ બાદશાહ સલામતને ખબર કરો કે શાહઝાદીને કંઇ થઇ ગયું છે." આ સાંભળીને અબ્બાસાએ રડતાં રડતાં હાથ હલાવીને કહ્યું કે, "ખબરદાર ! કોઇએ પણ હુઝુર આગળ બીલકુલ જવું નહીં ! તેમજ કોઇને પણ જરાએ વાત કરવી નહીં !! મને કોઇ પ્રકારનું દર્દ નથી, માત્ર દીલ ગભરાય છે !!" આ હુકમ સાંભળીને તમામ લૌંડીઓ અને ખિદમતગારો વગેરે ચુપ થઇ ગયા. જે પછી અબ્બાસા નાસ્તો લઇ પાછી પોતાના પ્યારા જાફરનાં મેળાપ માટેનાં વીચારો કરવા લાગી; જેમ કરતાં તે ગમગીનીનાં દરીઆમાં ગોથાં ખાવા લાગી.

---

# પ્રકરણ ૧૬ મું.

## બેચયન અબ્બાસા !

સુર્યનો ઉદય થઇ ચુકયો હતો, અને સહવારની ગુલાબી ઠંડીનો ખુશનુમા વખ્ત દીલને રાહત બક્ષતો હતો. ઠંડી મંદ મંદ પવનની લ્હેકીઓનો ઝીણો સુસવાટ સુર્યનાં તે તેજસ્વી કીર્ણોમાંથી સડસડાટ કરતો હતો ત્યારે જાઅફર જાણે કે અબ્બાસાનાં ગુલાબી ગોરાં ગાલોપર ચુંબન દઇ ગોયા પ્યાર કરતો હોયની તેમ જણાતું હતું. અબ્બાસાનો મહેલ એવો તો ઠાઠમાઠ અને ભપકા સપકાથી આરાસ્તા કરવામાં આવ્યો હતો કે તે જોઇને સર્વે કોઇ ચકિત થઇ જતા હતા, જેથી તે બેહીસ્તનાં ગોયા તે બાગમાંથી બાહેર નીકળવાનું દીલ પણ થતું ન હતું ! ! આ મહેલની ચોતરફ નાદર અને અમુલ્ય ચીઝોનું ગોયા એક સંગ્રહસ્થાન એવી તો ખુબીથી ગોઠવવામાં આવ્યું હતું કે તે જોવાથી દીલ ધરાતું ન હતું. આવી ખુશનુમા સહવારે કૃત્રિમ તેમજ કુદરતી રીતે શોભાયમાન થયેલાં આ દીલખુશ ભવ્ય મેહલમાં પણ અબ્બાસાને ઘડીભર ચેન, સુખ કે આરામ નહતો. તે આખો દીવસ અને રાત્રિ અફસોસી અને ગજબનાક ગમગીનીમાં પસાર કરતી હતી. ઇશ્કની બીમારી તેનાં તનબદનમાં ઉંડી પ્રવેશ થઇ ચુકી હતી અને જાઅફરની પ્યારી મનોહર મુર્તિનો મેળાપ તેજ અબ્બાસાનાં દર્દમંદ દીલની માત્ર એકજ રામબાણ દવા હતી.

આવી ગમી અને શોકનાં મહાસાગરમાં અત્યારે અબ્બાસા ડુબી હતી અને કહેતી હતી કે;

"ઇશ્કમેં તેરે જલી જાતી
હું મેં અય જાઅફર !
વસ્લકા આબ છિડકદે
જરા તુ સામને આ કર !!"

તે ઘણો વખત આમજ ચુપ બેસી રહી અને પોતાનાં ખીલતી યુવાનીના ઉછળતાં બાહેરથી તનમનાટ મચાવી રહેલાં બદનને તાવી રહી હતી. કેટલોક સમય આવી રીતે ગુઝરી ગયા પછી તે પોતાના દીલની બાબત મરજાનને કહેતાં બોલી કે, " એ મરજાન ! હવે તને મ્હારા દીલની ખાનગી બાબત કહી દેવામાં કોઇ પણ પ્રકારનો વાંધો નથી; કારણ કે તું હવે મારી વિશ્વાસુ બની છે, અને મને ખાત્રી છે કે મારાં દીલની આ બાતીન અને છુપી વાતો તું કોઇને પણ કહેશે નહીં. મરજાન ! હું ખરૂં કહું છું કે–ખુદા જાણે, મારા દીલમાં જાઅફરની પ્રેમમય મુર્તિ કયા કારણથી કોતરાઇ ગઇ હશે ? તેની મને ખબર પડી શકતી નથી રાત્રિ–દીવસ તે પ્રીતમ–પ્યારાની પ્રેમી મુર્તિ મારી આંખો સામે તર્યાજ કરે છે. તે પ્યારાનો શુદ્ધ હૃદયનો નીર્મળ પ્યારનો વીચાર મારાં દીલમાં એક કાંટાની જેમ ખટકયા કરે છે, અને એ ખટકો દીલને બેચેઇન બનાવે છે, દીલમાં એવા વીચારો આવ્યા કરે છે કે, ખુદા એવી શુભ તક કયારે આપે કે હું પ્યારા જાઅફરને એકાંતમાં મળી તેની સાથે કંઇ વાતચીત કરૂં ! મરજાન ! અફસોસ છે કે ઇશરતના જલસામાં હંમેશ રાત્રિનાં ભેગાં થઇએ છીએ, પરંતુ ચોર કે કેદીની મીસાલ એક બીજાં સામે જોયા સીવાય બીજું કશું પણ કરી શકતાં નથી એટલુંજ નહીં પણ એક બીજા એક શબ્દ વટીક પણ ઉચ્ચારી શકવાની હીંમત ધરાવતા નથી, ચુપ બેસી રહેવું પડે છે, અને ભાઇ-

જાનને ઈશારાનો કે કોઈપણ પ્રકારનો શક ન જાય તે માટે ઘણી સંભાળ અને સાવચેતી રાખવી પડે છે. પ્રથમ જલસાની અંદર જે મોજમજા મળતી હતી, તેને બદલે હાલમાં તેવી મોજનું નામ પણ નથી; પરંતુ ઉલટો રંજ અને ગમ થયા કરે છે. ભાઈજાને પોતાના સ્વાર્થ અર્થે અમારા પર આયુષ્યભરનો આ જુલ્મ કર્યો પરંતુ અફ્સોસ કે આમ થવાથી એક બીજાને શું અને કેવું નુકશાન ખમવું પડશે તેનો સ્હેજ પણ વિચાર કીધો નહિ. -શારિરીક બીમારી માટે તો રાજ્યમાં હકીમો મવજુદ છે, પરંતુ આ વિચિત્ર પ્રકારના જુલમથી જે દીલની બીમારી મ્હને લાગુ પડતી જાય છે, તેનો તબીબ કોણ છે? અહા ! તે માત્ર જાફરજ છે! પરંતુ હાય અફસોસ કે તેને મળવાની પણ મ્હને રજા કયાં છે?"

મરજાંન—"ઓ બીબી! હું પણ હુજુરેઆલીનાં આવાં વગર વિચાર્યાં અને ઉતાવળાં કાર્ય પ્રત્યે અજબ થાઉં છું કે, આવા હોંશીયાર અને બુદ્ધિશાળી હોઇને કાંઇપણ વિચારતા નહિ હોય? માત્ર પોતાની મજાને ખાતર બીજાનો જીવ લેવો તે કેટલી બધી ગંભીર પ્રકારની ભુલ છે? ખરેખર! **"મોટાં ભુલે ત્યારે ભીંત ભુલે."** "કાગડો દેડકાંને ચાંચ મારે છે, તેથી તેને મન તો રમતજ થાય છે, પરંતુ બાપડા દેડકાંનો જીવ જાય છે!" તેના જેવુંજ આતો બન્યું છે! શાહજાદી હું તમને પૂછવા માગું છું કે—હુજુરની સમક્ષ તમો બન્નેને કોઇપણ પ્રકારની વાતચીત કરવાની છુટ છે કે નહિ?"

અબ્બાસા—"ધુળ પડી તેવી છુટ પર! તે શું કામની!"

મરજાંન—"બીબી! એ તો કહો કે—નીકાહ તો ખાત્રીપૂર્વક થઈ ગયાં છે ને? તેમાં તો કંઇ શક નથી ને?"

અબ્બાસા—(શરમનું માર્યું માથું નમાવીને)—"હા ! મરજાન ! નીકાહ તો બરોબર થઇ ચુક્યાં છે ! એમાં તો કોઇપણ પ્રકારનો શક નથી ! આના કરતાં નીકાહ નહિજ થયાં હોત તો તે વધારે બહેતર હતું ?"

મરજાન—"શાહજાદી ! જ્યારે નીકાહ ખાત્રીપૂર્વક થઇજ ચૂક્યાં છે, ત્યારે શામાટે ગભરાવો છો ? તમોને જાઅફરનો મેળાપ કરવાનાં હજારો મવકાઓ મળશે ! શું હુજુરેઆલી કાયમ તો ચોકી થોડીજ રાખે છે ?"

અબ્બાસા-"ચોકી તો રાખતા નથી, પરંતુ અમો કંઇ જેવા તેવા હલકા ખાનદાનના સાધારણ લોકો નથી કે—શરમ હયાને છાપરે ચડાવી ઝટપટ મેળાપ કરી લઇએ ! ધારો કે શરમ ન રાખતાં મેળાપ પણ કરવા ચાહીએ, પરંતુ તે જાઅફર કબુલ કરે તો પણ અમારો મેળાપ થવો એટલો બધો મુશ્કેલી અને વીટમ્બણાં ભર્યો છે કે, જેની હદ નથી ! કારણ કે, અમો બાદશાહી ખાનદાનનાં કહેવાઇએ છીએ ! નોકર, ચાકર, ગુલામ અને લોંડીઓ વીગેરે તો અમારી તહેનાતમાં રાત્રી દીવસ ખડાં જ છે ! તે ઉપરાંત આ ભવ્ય મહેલની ડેલીઓપર ચોકી પહેરા તો હોય. ના, તેટલુંજ નહિ ઘણાં કુટુંબીઓનાં મહેલો પણ પાસેજ આવેલાં છે ! તેનો ડર તો દીલને ડગમગાવીજ મુકે ! મરજાંન ! તું વીચારી જો કે—આવી હજારો અડચણોને કેવી રીતે લાત મારીને દુર કરી શકાય ? અને પ્યારા જાઅફરનો મેળાપ કરી શકાય ? એ સમજમાં આવી શકે તેવી બાબત નથી ! સાધારણ લોકોને તો આળસમાં મળવું હળવું ઘણું સહેલું થઇ શકે છે, કારણ કે તેઓ તો રાત્રીનાં છુપી રીતે તાળું વાસીને અથવા તો સગાં વ્હાલાંઓને ત્યાં બેસવા જવાના બ્હાને બુરખા ઓઢીને પણ જઇ આવી

શકે, પરંતુ અમારા માટે તેમ કરવું તે અમારી શાહી દરજ્જાથી ઘણું હલકું અને ઉતરતુંજ લેખી શકાય! આ ઉપરાંત સર્વથી મોટી ચીંતા તો એ થાય છે કે—જો આ વાતની ભાઇજાંનને જરા પણ ઇશારા જેટલી ખબર પડી તો અમારા બન્નેની જીંદગી જોખમમાં આવી પડે ! તું જાણે છે કે તેઓનું દીલ પથ્થર કરતાં પણ વધારે સખ્ત છે! અરર ! ઘરની વાત કોની આગળ જઇને કહીએ ? ભાઇ-જાંન, ભાઇજાન, કહી તાઅરીફના શબ્દો બોલ્યા સીવાય ઉપાય નથી. મનમાં તો ઘણુંએ સમજી શકીએ છીએ કે—તેના જેવું કોઇ ઝાલીમ નથી ! શું તેં જોયું કે સાંભળ્યું નથી કે—ભાઇજાન કેવા કેવા નીર્દોષ સાદાતો બની ફાતમા વીગેરેને નાહકના કત્લ કરે છે. અને ઇજા આપે છે ? પરંતુ એટલુ તો અવસ્ય લક્ષમાં રાખવું જોઇએ કે, " જુલમના ઘર ખાલી છે ! " ઝાલીમોને કીયામતને દીવસે સખત સજા કરવામાં આવશે તેમાં કોઇ પ્રકારનો શક નથી ! દુનિયામાં કોઇ ઝાલીમ બાદ-શાહે સુખચઇન અને આરામથી રાજ્ય કર્યું નથી, પરંતુ તેવા બાદશાહોનું આખરે સત્યાનાશ વળી ગયું છે ! દુનિયામાં નેકનામી અને બદનામીજ માત્ર બાકી રહેવાવાળી છે ! અને આ ખેતરમાં સવાબ કે અઝાબ જુદોજ થવાવાળો છે! મરજાન! તું જો કે—ગાનતાનના જલસામાં સામેલ થવું તે પણ એક પ્રકારનો જુલમજ છે ! આ જુલમ બીજાં કોઇપર નથી, પરંતુ માત્ર પોતાના આત્માપર છે ! તે એક જાતનું પાપ છે ! મેં પ્રથમ ગાનતાનના જલસામાં જે મઝા ઉડાવી ગુનાહ કીધા, તેની મને આ સજા થાય છે ! જ્યારે ખુદાએ-તાલા આવી નજીવી બાબતની સજા આપશે ત્યારે આવા બેશુમાર મોટા જુલમનો બદલો કેવી રીતે મુકી દે વારૂ ?

મરજાન—" શાહજાદી સાહેબ જો આપને વાંધો ન હોય તો હું એક બાબત પૂછવા માગું છું !

અબ્બાસા—મરજાન ! તારી સાથે મને કોઇપણ પ્રકારની જુદાઈ હવે રહી નથી. માટે જે પુછવું હોય તે બેલાશક પુછી શકે છે !

મરજાન—જ્યારે આવાં નાનાં ગુન્હાની સજા મળી જાય છે, ત્યારે આવા આવા મોટા જુલમની સજા તુર્તજ શામાટે નહિ મળી જતી હોય ? જો કે અમો બાદશાહ સલામતનું ભલું ઇચ્છનાર છીએ, પરંતુ અત્યારે આવા ખુલ્લા દીલની થતી વાતચીતમાં આ પ્રસંગ પડવાથી મારે પુછવું પડે છે કે—હુઝુરે આલી આવા જુલમો ગુજારે છે, છતાં પણ તેઓને કોઇપણ પ્રકારની હરકત આવી નથી શક્તી તેનું શું પ્રયોજન હશે ?

અબ્બાસા—મરજાન ! તેં ઘણી મોટી બાબત પુછી ! આ ઇલમની બાબત છે ! જો કે તેં કંઇપણ વધારે જ્ઞાન સંપાદન કીધુ નથી, છતાં પણ તું અક્કલમંદ હોવાથી તને કંઇક લક્ષમાં આવશે એમ ધારીને હું આ વીષે ! તારા આગાળ બીયાંન કરૂં છું કે—ખુદાએતાલા જે ગુન્હેગારોને બેહીસ્તમાં જવાને લાયક જાણે છે, તેઓને ઘણે ભાગે આ દુનિયામાં સજા આપી દે છે, કે જેથી તેઓના ગુન્હા મોટે ભાગે અહીંયાંજ બક્ષાઇ જાય છે, અને તેમ કરતાં જે કાંઇ બાકી રહ્યાં હોય તો મરતી વેળાએ સખ્તી પહોંચાડીને માફ કરી આપે છે. પરંતુ જે લોકો બહુજ પાપના કર્મો અને જુલમો કરે છે, અને જેઓ જહન્નમાં જવાને લાયકના થયાં હોય છે, તેઓને અહીંઆં સજા કરે છે, પરંતુ જલદી સજા ન કરતાં લાંબી મુદત વીત્યે સજા પહોંચાડે છે. અને કદાચીત કોઇને તેના ગુન્હાઓની સજા નજ મળી તો મરવા પછી તો તેને મુકનાર જ નથી. મને પોતાને હવે મારી આયુષ્યનો લાંબો વિશ્વાસ નથી ! મારા દીલમાં એવું ઉગી

આવે છે કે–કંતો પ્યારા અને જીગરજાન જાઅફરની જુદાઇમાંજ અને તેના વીરહી–વીયોગમાંજ તલ્પી–તવાઇને તેનાજ ગમમાં ગળી ગળીને હું ટુંક વખતમાં આ નાપાયદાર દુનીયામાંથી રેહલત કરી જઇશ ! અથવા તો કદાચીતને જાઅફર સાથે મેળાપ થઇ ગયો તો પણ એ બાબત છુપી રહેવી મહા મુસ્કેલ હોવાથી આખરે જ્યારે ભાઇજાનને ખબર પડશે ત્યારે તેઓ મને હરગીઝ જીવતી રહેવા નહિ દે એવી મને ખાત્રી છે. આ બન્ને બાબતોથી મને તો મારૂં ભવિષ્ય સારૂં નજરે આવતું નથી, જેથી હું નજદીકના ભવિષ્યમાં મૃત્યુ પામીશ તેવી મને ખાત્રી થતી જાય છે! પરંતુ મરજાંન ! તું તો જીવતી રહી તો જો જે કે હારૂન અને તેની અવલાદના ખરાબ હાલ થવાવાળાં છે ! માંહોમાંહે જંગી ખુનખાર પ્રીતના, બખેડાંઓ અને ખુનરેજી થવાની છે, તેમાં તો કશું આશ્ચર્ય નથી !

મરજાન—અરે શાહજાદી સાહેબા ! આપ શું કહો છો ? ખુદા આપના દુશ્મનોને પણ એવો માઠો દહાડો ન દેખાડે ! અમો આપ શાહજાદીની લાંબુ આયુષ્ય ઇચ્છીએ છીએ ! ઘણાં આલી ખાનદાનની કેટલીક બાળાઓ બાળપણમાં જ રાંડે છે ! કેટલાંક હઠીલાં માતપીતાઓ લાંબી મુદત સુધી સારા નરસાં ઠેકાણાંઓ તપાસવામાંજ લાંબો વખત વીતાડી દે છે ! અને એ રીતે તેઓની પુત્રીઓનું અર્ધું કે પોણું જીવન કુંવારી–અવસ્થામાં પસાર થાય છે, તો તેનું કેમ ? તમો જાણે કે પરણ્યાજ નથી એમ વિચારી પોતાના દીલને બહેલાવો અને ધિરજ ધરી વધારે હાય અફસોસમાં કોમળ કાયા કરમાવો નહીં ! ! કદાચીતને આપે જાઅફર સાથે મેળાપ કર્યો તો બાદશાહ સલામત આપને કતલ કરાવી નાંખે તે કદાપી પણ સંભવેજ નહીં ! કારણ કે તેઓએ પોતેજ નીકાહ પઢાવી આપ્યા છે, પરંતુ માત્ર

પોતાની એક વિચિત્ર પ્રકારની ફાંટાબાજ હઠને લઇને મેળાપની મનાઇ કીધી છે, તેથી જો મેળાપ થયો તો એ કંઇ વાંધો લેવા યોગ્ય બાબત પુરવાર થવાની નથી, તેમ તેથો આપ કોઇ પ્રકારે ગુનેહગાર ઠરી શકતા નથી ! ! માટે આપ નાહકનાં દીલને બાળીને ખાખ ન કરતાં ખુશ ખુશાલ જીગરે હરો ફરો અને અમનચમન ઉડાવો ! ! !

## પ્રકરણ ૧૭ મું.

### પ્યારાને પત્ર !

મરજાંનના ધિરજ આપનારા શબ્દો શાહજાદીપર કંઇપણ અસર કરી શક્યાં નહિ. તે હવે દીનબદીન વધારે બેચઇન અને ઉદાસ રહેવા લાગી, અને તેના ગોરા ગુલાબી ગાલો પરની લાલી ગોયા ઉડીજ ગઇ ! અને તેનાંપર ફીકાસ મારી ગઇ ! ! આંખોમાં અને ગાલોમાં ખાડા પણ પડી ગયા ! આવી બેચેનીમાં અબ્બાસા સખ્ત હેરાન પરેશાન હતી, અને જાઅફરની મુલાકાત માટે વધુ આતુર બનતી જતી હતી ! ! પરંતુ મેળાપ થવો મુશકેલ લાગવાથી તેણે કાગળથી અર્ધી મુલાકાતની મોજ મેળવવાનો વિચાર કીધો, જેથી તેણે મરજાંનને કહ્યું કે, " ઓ મરજાંન ! મને એ અફસોસ થાય છે કે—જાઅફર માટે મને જેટલો સદમો અને રંજ પેદા થાય છે, તેટલો જાઅફરને થતો હશે કે નહિ, તેની મને ખાત્રી થતી નથી, તેમજ તે વિષે તેના તરફથી કોઇ પણ જાતનો ઇશારો મળતો નથી. અફસોસ ! હઝાર અફસોસ ! કે એક વખત એકાંતમાં બે વાતો થઈ

જતે તો તે પણ પુરતું હતું; પરંતુ હાય! એવાં ખુશહાલ નશીબ મારાં કયાંથી હોય?!"

મરજાંન—"મારી શાહઝાદી! શું આ કંઇ મુશ્કેલ બાબત છે? અરે! જો આપ હુકમ આપો તો હું હમણાં તેની પાસે જઇને તપાસ કરી આવું!!"

અબ્બાસા—"ભલે! તારાથી બની શકતું હોય તો તું બેલાશક બહુજ ખાનગી તપાસ કર! આ કાર્ય કરવાથી હું તારો ઘણો ઉપકાર માનીશ!"

મરજાંન—અરે! મારી શાહઝાદી આપ આ શુ બોલો છો? તોબા! તોબા! અહેસાન કેવું અને વાત શી? હું તો માત્ર આપની એક તાબેદાર કનીઝ છું! કનીઝને માટે આવાં શબ્દો વાપરવા યોગ્ય નથી! હું બેલાશક જઇશ!! પરંતુ મને એવો વીચાર આવે છે કે—કદાચીત જાઅફરને મારાપર વીશ્વાસ નહીં આવે! અને તે મારી વાતને ખરી નહીં માનતાં મકાર અને ફરેબ તો સમજશે નહી ને?!"

અબ્બાસા—"તારી આ ધારણા ખરી છે તેથી મારો એવો વીચાર થાય છે કે હું તને એક ચીઠી લખીને આપું, તે તું ઘણીજ માનપુર્વક તાઅઝીમ અને અદબ આદાબથી સાથે મવકો જોઇને જાઅફરને પેશ કરજે!!"

આમ કહી અબ્બાસા તુર્તજ ઉઠી અને કલમ ખડીયો મંગાવી ને ચીઠી લખવાં મંડી! પરંતુ શરમ અને હયાના કારણથી કલમ ચાલી નહીં! શોખ અબ્બાસાને હુકમ કરતો હતો કે—લખ, સારી રીતે લખ, બલ્કે દીલ ખોલીને—ચીરીને લખ, પરંતુ હયા અને શરમ તેને અટકાવવા લાગી કે—હજી વાર છે, એકદમ ઘસરડી કાઢવું વ્યાજબી

નથી !! આવે વખતે અક્કલ અબ્બાસાને કહેવા લાગી કે—મસલેહત જોઇને અને વીચારીને દુરઅંદેશીથી ચો તરફ નઝર ફેરવીને યોગ્ય અને બેહતર લાગે તોજ લખવું ! અને તે પણ વીચાર્યા પછી જ લખવું." આવી આવી અડચણો આડે આવવાથી અબ્બાસાના હાથમાંથી કલમ પડી ગઇ અને હાથ ધરૂજવા લાગ્યા !। પરંતુ પાછી હીંમત એકઠી કીધી અને લખવા માટે કલમ ચલાવવા લાગી, પરંતુ પાછો તેનો તેજ વીચાર આવવાથી તે ધરૂજી ઉઠી ! આખરે શરમ અને હયાની હાર થઇ ! અને ઇશ્કથી તનમનાટ મચાવી રહેતા યોવને તેને હરાવી ને અબ્બાસાને લખવાની હીમત બક્ષી તેથી તે લખવા લાગી કેઃ—

"**અય સાહેબ!** હું આ થોડીક લીટીઓ લખવા માટે લાચાર થઈ છું! જો કે આથી આપનાં મુબારક ખ્યાલમાં ખુદા જાણે કેવા ચીત્ર વિચીત્ર વિચારો ઉછાળા મારશે, અને આપને એમ જણાશે કે—આ એકજ દિવસની દુલહન કેટલી બધી બે હયા અને બેશરમ બની ગઈ છે ! પરંતુ જ્યારે આપે કોઈ પણ રીતે મારી ખબર લીધી નહીં, તેથી રૂબરૂમાં તો નહીં, પરંતુ આ કાગજથી આપની મુલાકાત લેવા અર્થે આ ચિઠી રવાના કીધી છે, કે જે કારણથી આપ નથી મળી શકતાં તે પ્રયોજન હું સમઝી છું, તેજ છે કે બીજું કંઈ? આ બાબત હું જાણવા માગું છું, માટે ખુદાને ખાતર કૃપા કરીને જણાવવા અને જવાબ આપવા તસ્દી ઉઠાવશોઃ

**લી૦ તમારી પ્યારીની બંદગી.**

આ કાગળ લખીને અબ્બાસાએ મરજાંનને આપ્યો, અને સખ્ત તાકીદની સાથે તેને જાઅફર કને રવાના કીધી ! મરજાંનના

ગયા પછી તે દોઆ કરવા લાગી કે, "ખુદાવંદા! ! અમારા ભેદની વાતને તું કોઇને પણ ખબર પડવા દઇશ નહી."

મરજાંન કાગળ લઇને અને બુરખો ઓઢીને બાદશાહી કમ્પાઉન્ડમાંથી બાહેર પડીને વઝીર જાઅફરનાં મહેલ તરફ ચાલી, રસ્તામાં ચાલતી ચાલતી વિચાર કરતી જાય છે કે–"યા અલ્લાહ! ઇશ્ક એક બુરી બલા છે! બીચારી શાહઝાદીની કેવી કફોડી હાલત થઇ પડી છે. ખરેખર! આ સ્થિતિમાં તેની હાલત ઘણી દયાજનક થઇ રહી છે, અફસોસ! બાદશાહ સલામતની અક્કલ ઉપર કે તેણે નિકાહ તો કરી આપ્યાં, પરંતુ સાથે મુલાકાતની મનાઇ કરી દીધી! કે એક જગ્યાએ ભેગાં થવું નહીં, વાતચીત કરવી નહિ અને પાસે બેસવું નહિં. વિગેરે આવી શરતો પણ સાથે કરી લીધી. આવાં નિકાહ અદ્યાપી પર્યંત કોઇનાં થયાં હોય તેવું મારા જાણવામાં નથી. આવા નિકાહ કરતાં કુંવારી અવસ્થા શાહઝાદી માટે કરોડો દરજ્જે સારી અને શ્રેષ્ટ હતી! ખેર! ધણીનો કોઇ ધણી હોઈ શકતો નથી. ઉપરાંત ઝાલીમ બાદશાહોના કામો અક્કલથી થતાં નથી! મતલબીયાં લોકો પોતાના રાઈ જેટલા ભલા માટે બીજાઓનું પાહડ જેટલું નુકશાન કરી દે છે. ખરેખર! એક બકરીનાં બચ્ચાં માટે ઇનસાનનું ખુન કરે છે. મેં શાહઝાદીની શરમે આ કામને નજીવું ગણીને હાથમાં લીધું છે, પરંતુ આ કાર્ય તો હકીકતમાં મહા ભારે છે. આ વેળાએ માલામાલ થઈ જવાની સારી તક હતી, પરંતુ ખેર! જરૂરતનાં વખતે શાહઝાદીનું કાર્ય અટકાવી રાખું તો તે બળતણની જેમ બળી–જળીને ખાખ થઇ જાય! શાહઝાદી પોતેજ ઇનસાફી અને અક્કલમંદ છે, તે મારી મહેનતનો બદલો વાળી આપ્યા સિવાય કદાપી પણ નહિ રહે. હવે મારે વઝીરને ખાનગીમાં એકાંતમાં મળવું

જોઇએ પરંતુ કેવી રીતે મળવું તેનો તો મેં વિચાર સરખો પણ કર્યો નથી." આવો વિચાર મરજાનને થતાંજ તેનાં હાંજા ગગડી ગયાં, અને ધીમે ધીમે ચાલવા લાગી. વળી પાછો તેને વિચાર આવ્યો કે ચાલને કંઇ નહિં, ત્યાં પણ એ ત્રણ માણસો સાથે મને સારી મોહબત છે, કોઈ પણ પ્રકારે કામ કાઢી લઈશ!!" એમ વિચાર કરીને તે પાછી પ્રથમની જેમ ઉતાવળી ચાલે ચાલવા લાગી.

## પ્રકરણ ૧૮ મું.

### મરજાન અને જાઅફર.

જેવી રીતે અબ્બાસાનું દીલ જાઅફરનાં નામની માળા જપ્યાં કરે છે, તેજ પ્રમાણે જાઅફરનાં દીલમાં અબ્બાસાની પ્યારી મનોહર મુર્તી કોતરાઇ ગઇ છે. જેથી તેનું દીલ પણ ઇશ્કની બીમારીમાં બેચેન અને બેકરાર છે. તે પણ અબ્બાસા માટે નિશદીન અફસોસ કર્યા કરે છે, અને તેનાજ વિચારમાં ને વિચારમાં રહ્યાં કરે છે. પરંતુ તેનો કંઇ પણ ઈલાજ ચાલતો નથી, અને દરેક વખત અબ્બાસાની પ્યારી સુરત તેની આંખો આગળ તર્યાજ કરે છે! અને દીલ સાથે વિચાર કરે છે કે—"ઓહો! સુબહાન અલ્લાહ! ખુદાએતઆલાએ તેને કેવી અને કેટલી અનુપમ ખુબસુરતી અને સૌંદર્યતા બક્ષી છે, કે જેની સીમાજ નથી. ખરેખર! પ્યારી અબ્બાસા! ખુદાએ તને મારે માટેજ પેદા કીધી હોય એમ જણાય છે, અને તેથી તકદીરે જોર કરીને તારાં નિકાહ મારી સાથે કરાવી આપ્યાં. પરંતુ

હઝાર અફસોસ કે ઝાલીમ હારૂને મારાં અને તારાં પર મોટો ઝુલ્મ ગુજાર્યો. અરેરેરે! નિકાહ તો થયાં, પરંતુ વાતચીત કે મેળાપ કરવાની પણ રજા નહિં? લાવને અબ્બાસાને એક ચિઠી લખાવીને પુછાવી જોઉં કે, તેના દીલની અત્યારે શું હાલત છે? અરેરેરે! તે બાપડી પણ મારાથી વિશેષ હેરાન હશે!!"

જાઅફર આવા વિચારોનાં વમળમાં વિંટળાઈ રહ્યો હતો અને એકાંતમાં અફસોસીમાં બેઠો હતો તેવામાં એક ખીદમતગારે આવીને અરજ કરી કે, "હુઝુરે–આલી! મરજાંન આપ નામદારની ખીદમતમાં હાઝેર થવા ચાહે છે." મરજાંનનું નામ સાંભળતાંજ જાઅફર જાણે કે બેશુદ્ધિમાંથી શુદ્ધિમાં આવ્યો હોય તેમ તેણે ખુશી થતાં પુછ્યું કે, "તે કયાં છે?" ખાદીમે કહ્યું કે, "હઝુર બાહેર ઉભી છે!" જાઅફરે તુરતજ કહ્યું કે, "જા! જલદી જા! તેને જલદી અંદર મોકલી આપ અને હું તને બોલાવું નહિ ત્યાં સુધી બાહેરજ રહેજે અને કોઈ પણ આવે તો કહેજે કે હમણાં મુલાકાત નહિ થઇ શકે!" આ હુકમ લઇને ખાદીમ બાહેર ગયો અને મરજાંનને અંદર જવા કહ્યું! અને પોતે ચોકી કરવા બેઠો. મરજાંન અંદર ગયા પછી શાહી કાયદા પ્રમાણે ઝુકીને આદાબ બંદગી બજાવી લાવી ઉભી રહી અને જાઅફરે તેને પોતાની સામેની ગાદી ઉપર બેસવા કહ્યું, પરંતુ તે ત્યાં ન બેસતાં ઉભી રહી. જ્યારે જાઅફરે બહુજ આગ્રહ કીધો, ત્યારે ગાદીની નીચેનાં ગાલીચા પર બેસી ગઇ. મરજાંનને જોતાંજ જાઅફરનો કરમાઇ ગયેલો ચહેરો પ્રફુલ્લિત થયો અને ગાલમાં પડેલાં ખાડાઓમાં લોહી ધસી આવ્યું. મરજાંનનાં બેસવા પછી જાઅફરે સવાલ કીધો કે, "કેમ! મરજાંન! કેમ આવવું થયું છે?"

મરજાંને હાથ જોડતાં અને ઠંડો નિસાસો નાંખતાં કહ્યું કે,

" હુઝુરે–આલી! શું કહું? કાંઇજ કહેવાનું નથી. હું તો માત્ર આપને સલામ કરવાનેજ આવી છું." આમ કહેતાંજ મરજાંનની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

" મરજાંન! અરે! કહે તો ખરી કે–શાહઝાદી સાહેબની તબીયત તો સારી પેઠે છે ને?!!" જાઅફરે એક ઠંડી આહ ખેંચતાં કહ્યું.

મરજાંન—" હુઝુરે–આલી! તબીયતનું તો શું પુછવું? આપ ક્યાં નથી જાણુતા કે મને પુછો છો?"

જાઅફર–ભલા! તમારા સીવાય મને કોણુ ખબર આપે? માટે શિકાયત અને બ્હાનાંઓ બતાવવા રહેવા દે, અને હું જે પુછું છું, તેનો જવાબ આપ!!

મરજાંન—" હુઝુર! જ્યારે શિકાયત કરવાનો વખત આવ્યો છે, ત્યારે શા માટે ન કરીએ? પ્રથમ તો આપ નામદાર સાથે વઝીરપણાં સિવાય અમોને કોઇ પણ પ્રકારનો સંબંધ ન હતો, પરંતુ હવે તો આપ નામવર બાદશાહ સલામતના બનેવી અને શાહઝાદી સાહેબાનાં પ્યારાં શવહર બન્યાં છો. માટે અમો હવે બ્હાનાંઓ બતાવવાનાં અને શિકાયત કરવાનાં ખરાં હકદાર થયાં છીએ."

જાઅફરે મોં મલકાવીને કહ્યું કે, " ઓ મરજાન! તું બહુ વાચાળ છે! બેશક શિકાયત કરજે! પરંતુ પ્રથમ મારાં સવાલનાં જવાબ તો આપ જોઇએ."

" મરજાંન—હુઝુર! દીલ ઉપર દીલ હંમેશાં લાગી રહેલું હોય છે, શાહજાદી સાહેબા રાત્રી દીવસ આપની યાદમાંજ રડયાં કરે છે, તેઓને ન ખાવામાં લેહઝત, અને ન તો મેવામાં મઝા મળે છે.

તેઓ જે કંઇ ખાયપીયે છે તે માત્ર દવા તરીકેજ ખાય પીયે છે, અને રાત્રીનાં ચેન અને આરામથી સુતાં પણ નથી. ”

આ સાંભળીને જાઅફરનું દીલ ભરાઇ આવ્યું અને આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, પરંતુ તેને હિંમતથી રોકી પાડી મરજાંન ન જુવે તેમ ચાલાકી અને સફાઈથી લુંછી નાંખ્યાં.

જાઅફર–“ ખેર ! આ વેળાએ ખાસ આવવાનું શું કારણ છે.”

મરજાંન–“ હુઝુર ! શાહજાદી સાહેબા પાસેથી હું એક ચીઠી લાવેલ છું. ”

આમ કહી મરજાને જાઅફરનાં હાથમાં અબ્બાસાનો કાગળ મુક્યો. જાઅફરે તે કાગળને પ્રથમ પોતાની આંખોપર મુકયો અને પછી તેને ચુંબન દઇને વાંચ્યો. આ વાંચીને ઈશ્ક અને મોહબ્બતનો અગ્નિ પ્રદિપ્ત થયો અને દીલ સાથે કહેવા લાગ્યો કે–અહા ! પ્યારી શાહજાદીનો મારાપર કેટલો બધો પ્યાર છે. અહો ! એક શબ્દમાંથી ગોયા ઈશ્ક અને મોહબ્બતની ખુશબો આવે છે ! ખરેખર ! જ્યારે મોહબ્બતની આગ જોશમાં આવી હશે ત્યારે મહા મહેનતે હયા અને શરમને તિલાંજલી આપીને આ ચાર લીટીઓ લખેલ હશે. પરંતુ આથી મારા દીલ અને કલેજાને વધારે બાળવાનું એક બળતણ થયાં સિવાય આ કાગજથી કશો જીવ જેવો ફાયદો થનાર નથી ! !

જાઅફર–“ ઓ મરજાંન ! શાહઝાદીનો કાગળ તો વાંચી જોયો. હવે કંઇ તેઓની સ્થિતિનું વર્ણન કર ! ! ”

મરજાને આ તક જોઇને પોતાથી બની શકયું તેટલું અબ્બાસાની વીયોગી અને વિરહી સ્થિતિનું ખુલાસાવાર વર્ણન કહી સંભળાવ્યું, અને જાઅફરની જુદાઈમાં પ્રેમઘેલી અબ્બાસા જળ વિનાની

માછલી જેમ કેવી રીતે તરફડે છે, અને ઇસ્કની બીમારીમાં ખાવું પીવું અને એશઆરામ કેવો ઝેર સમાન થઇ પડયો છે, વીગેરેનું વર્ણન સારી અને અસરકારક ભાષામાં કહી સંભળાવ્યું. આ સાંભળીને જાઅફરની આંખોમાંથી આંસુઓની ધારાઓ વ્હેવા લાગી. ગોયા આંખોનાં મેઘમંડળમાંથી વૃષ્ટિ થઈ રહી, આખરે જ્યારે રડી રહ્યા પછી જાઅફરનું દીલ ખાલી થયું, ત્યારે તેણે મરજાનને કહ્યું કે, "વહાલી મરજાન! તું અબ્બાસાને સમજાવીને કહેજે કે—ફોકટનો આવો રંજ અને ગમ કર્યાથી શું ફાયદો થવાનો છે? જેવી રીતે તે મારા મેળાપ માટે અધિરી બની રહી છે તેવી રીતે હું પણ આતુર બની રહ્યો છું, પરંતુ મને બાદશાહ સલામતનો એટલો બધો ડર રહ્યા કરે છે કે જેની હદ નથી. કદાચીતને જો આપણે મેળાપ કર્યો અને બાદશાહ સલામતને ખબર પડી તો અબ્બાસાને ખચીત માનવું કે આપણા જીવોની સલામતી નથી!!" આ પ્રમાણે કહ્યા પછી જાઅફરને દીલમાં એવો વિચાર આવ્યો કે—અબ્બાસાને ખુશ કરવા એક વખત રૂબરૂમાં ખાનગી વાતચીત કરવાની તક મેળવવાની કોશેશ કરવા કહેરાવવું. આવો વિચાર આવવાથી તેણે આ બાબત તે કાગળના જવાબમાં જણાવવાનો ઇરાદો કીધો. પરંતુ પાછો એકદમ એવો વિચાર આવી ગયો કે—કદાચીતને હારૂને મારી કસોટી કાઢવા અર્થે પોતાની બ્હેન અબ્બાસા આગળ એક કાગળ લખાવીને મોકલ્યો હશે! આવો વિચાર આવવાથી તેને અબ્બાસાનાં કાગળનો જવાબ આપવો વ્યાજબી લાગ્યો નહિ, અને અબ્બાસાનો આવેલો કાગળ પણ ફાડી નાંખ્યો.

આ પછી તેણે મરજાનને કહ્યું કે:—"આ કાગળના જવાબમાં શાહઝાદીને મારી બંદગી અને સલામ પહોંચાડજો."

મરજાંન—હુઝુર ! આટલો બધો અન્યાય ન કરો ! પ્રથમ કાગળ લખવામાં આપે પહેલ કરવી જોઈતી હતી, તે તો કરી નહિ અને આખરે લાચારીએ શાહઝાદી સાહેબાએ શરમને છાપરે ચડાવી અણ્-હદ મોહબ્બતનાં જોશમાં આપને કાગળ લખવાની મહા ભારે હિંમત કીધી. માટે આપે આનો જવાબ લખી આપવો એ એક રીતની ગોયા ફરજ છે.

મરજાનની આ સીફારીશથી પણ જાઅફરે જવાબ લખી આ-પવાનું કોઇ રીતે પ્રસન્ન કીધું નહિં. જેથી તેને ખાલી હાથે પાછી ફેરવી. નાશીપાસ થયેલી મરજાન નિરાશ અને તુટેલ દીલે ઘણી અફ-સોસીની સાથે બાદશાહી આદાબ બજાવી લાવી પાછી અબ્બાસાનાં મહેલ ભણી રવાના થઇ ગઇ.

## પ્રકરણ ૧૯ મું.

### ઇન્તેઝારીમાં !

ઇશ્કની બીમારીમાં ફસી પડેલી અબ્બાસા પોતાના ભવ્ય મહે-લની કુશાદે અગાસીપર પોતાનાં પ્યારાનાં પત્રની ઇન્તેઝારી ભરી રાહ જોયાં કરતી હતી અને કેહતી જતી હતી કે,

" કર ચુકી હું ખત રવાને,
જો લીખીથા પ્યારસે;
કયું નહીં અબતક ફિરા,
કાસિદ દરે દિલદારસે.

એક એક મીનીટ તેને ગોયા એક વર્ષ જેટલી લાંબી અને કંટાળા ભરેલી લાગતી હતી, છાતી ધડક ધડક થતી હતી, અને પોતાનાં પ્યારાનો પત્ર વાંચવાથી શું લાગણી થશે અને તેનો શું અને કેવો જવાબ ફરી વળશે ? તેના વિચારમાં તે અત્યારે ગરક થઇ ગઇ હતી, અને જળ વીનાની માછલી જેમ તે અત્યારે તરફડીયાં મારતી હતી, આવી અતીશય ઇન્તેઝારીમાં તે બેઝાર અને બેચેન હતી. તેમાં મરજાનને પાછી આવતાં વધુ વખત થવાથી તે મરજાનને સંબોધીને કેહવા લાગી કે,

" અય સખીરી કયું રૂકી,
રેહતી હય તું વહકી વહાં;
ચૈન ના પડતી હય મુજકો,
અશો અશરતસે યહાં ! ! "

આવી રીતે કંટાળા ભરેલો કેટલોક વખ્ત આવી સખ્ત બેઝારીમાં ગુઝાર્યા પછી મરજાન આવી પહોંચી, જેને જોતાંજ અબ્બાસાએ ગભરાઇને હાંફલાં ફાંફલાં થઇને પૂછયું કે, " મરજાન ! તું શું ખબર લાવી ? " મરજાને જાઅફર સાથે થયેલી તમામ વાતચીત અને પોતે લઇ ગયેલ કાગજ જાઅફરે ફાડી નાંખીને તેનો જવાબ વટીક નહિ લખવાની નાલાયકી બતાવી હતી વીગેરે વીગત અબ્બાસાને ખુલાસાવાર કહી સંભળાવી. આ સાંભળીને અબ્બાસાનું દીલ શોકના સમુદ્રમાં ડુબી ગયું અને તે ઝારબેઝાર રડવા લાગી ! જાઅફરની આવી બેપરવાઇથી તે જ્યાદા અજબ થઈ અને રડતાં રડતાં તેના વિષે શીકાયત કરવા લાગી ! પરંતુ મરજાને દીલાસો આપતાં કહ્યું કે, " આપનાં કરતા જાઅફરને આપનીપર હજાર ઘણો પ્યાર છે, પરંતુ તેને આપનાથી પણ વધારે બાદશાહ સલામતનો ખોફ છે,

તેથી એકદમ ઉતાવળાં થઇને ખીલાફ અને ઉદ્ધતાઇભર્યું નુકશાનકારક પગલું ભરી શકે તેમ નથી !"

જાઅફરની જુદાઇમાં તરફડતી અબ્બાસાપર મરજાનનાં આ દીલાસાની કંઇપણ અસર થઇ શકી નહિ ! તેનો તો પ્રથમ કરતાં રંજ અને ગમ બમણો થઇ પડયો ! તે વારંવાર જાઅફરની આવી બેદરકારીને યાદ કરીને રડવા લાગી અને મરજાંનની સાથે આ પ્રમાણે મસલત કરીને ઇશ્ક અને મોહબ્બતનાં જોશમાં જાઅફરપર ચીઠીઓ લખીને મોકલ્યા કરતી હતી, પરંતુ જાઅફર પણ પ્રથમની જેમ અબ્બાસાની ખેરીયત વીગેરે પુછી અફસોસ કરતો અને રડીને છુપો મેળાપ કરવાનો વખત નક્કી કરવા ઇચ્છતો હતો ! અબ્બાસાના કાગળોના જવાબ પણ લખી મોકલવાની તે ઇચ્છા રાખતો હતો, પરંતુ હારૂનનો રોઅબ અને ઝુલ્મમાટભરી હકથી તે એટલો બધો ડરી ગયેલો રહેતો હતો કે—તે જવાબ લખી મોકલવાની હિંમત કરી શકતો ન હતો ! તેથી તે પહેલાંની જેમજ કાગજ ફાડી નાંખીને મરજાંન સાથે પોતાનાં "સલામ" કહેવરાવ્યા શીવાય તેને એક પણ ઉપાય ન હતો ! આ પ્રમાણે અબ્બાસાએ પોતાના પ્રાણપ્યારા જાઅફરપર ત્રણચાર વખત કાગળો લખી જોયા, પરંતુ અબ્બાસાની કમનશીબીએ જાઅફર તેનો જવાબ લખી આપવાને એકના બે થઓ નહિ ! આ પ્રયોગમાં આવી રીતે વારંવાર નિષ્ફળ જવાથી અબ્બાસાની દીલગીરી, હાય અફસોસી અને ગમનો ગોયા એક દરીઆજ ખડો થયો, તેથી તે હવે નીરાશ અને નાસીપાસ થઇ ગઈ ! આ વિષે મરજાંનની સલાહ પૂછતાં તેણે કહ્યું કે, "કાગજ લખવાથી હવે કંઇ ફાયદો થનાર નથી ! કારણ કે જાઅફરને મારા પર મારા જેટલો પ્યાર લાગતો નથી, માટે હવે આપણે પયગામ મોકલવાનું બંધ કરવું

જરૂરનું છે !" આ સાંભળીને મરજાને કહ્યું કે, "શાહજાદી સાહેબા! આપનું કહેવું કેટલેક દરજ્જે વ્યાજબી છે, પરંતુ ગમે તેવાં આપ હુશીયાર અને અકકલમંદ છો, તો પણ આખર કરીને આપ એક અબળા–સ્ત્રી જાતી છો ! મેં આપનીજ પાસેથી કીતાબો અને કીસ્સાઓ વાંચતાં સાંભળ્યું છે કે–સ્ત્રીઓ "નાકેસુલ અકલ છે !" અર્થાત્ સ્ત્રીઓની અક્કલ ઓછી હોય છે, અને પુરૂષોની અક્કલ સ્ત્રી કરતાં હજાર ઘણી વધારે હોય છે ! જાઅફર કંઇ જેવા તેવા સાધારણ પુરૂષ નથી, પરંતુ તેઓ એક બગદાદના જબરદસ્ત બાદશાહના માનવંત વજીર અને રાજ્યના શાણા સુકાની છે ! કે જેઓના હાથમાં સર્વે મુલકોની ચાવી અને તદબીર છે ! બીજાંઓનાં શહેરોપર કોઇ ચડાઇ કરે તો તેઓને કેવી રીતે દાબી દેવા, સુલેહ કરવી કરાવવી અથવાતો જંગે–મેદાનમાં લડાઈ કરવી વિગેરે મહાભારત ભગીરથ પરાક્રમો તેઓના હાથથીજ થાય છે ! તેઓ કંઈ આપણા દીલમાં જે વાત આવી તે પ્રમાણે તુર્તજ વર્તવાની ઉતાવળ કે ઉદ્ધતાઇ કરે તેવા સ્વભાવના હોતા નથી ! પરંતુ લાંબા ગુહ્ય અને ઉંડા વિચારો કર્યાં પછી આસપાસનાં સંજોગોનો ચારે તરફ ખ્યાલ કરી ફાયદા અને નુકશાન સમજ્યા જાણ્યા પછીજ જે કાર્ય રાજ્યને વધારે ફાયદાવાળું અને લાભકારક હોય છે, તેજ કરે છે, માટે તમારી સાથે એકાંતમાં મેળાપ કરવો અથવા કાગળ લખી આપવો એ કંઇ બાળકોની રમત કે જેવો તેવો વિષય નથી ! તેથી તેઓની આ વલણ ઉપરથી તમારે તેઓ વિષે કશું માઠું લગાડવા જેવું નથી ! પરંતુ તેઓ એક વખત ઈશારામાં એવું બોલી ગયા હતા કે–તેનો ભાવાર્થ એ થઈ શકે છે કે–તેઓને એવો શક રહે છે કે કદાચીતને આવા કાગળો બાદશાહ સલામતે દબાણ કરીને

આપના પાસેથી પરીક્ષા અર્થે લખાવી લીધા હોય! આવો વિચાર અને શક આવવાથી તેઓ જવાબ લખી શકતા નથી! આપના કાગળોને તો નામદાર વઝીર સાહેબ આંખોએ લગાડીને ચુંબન કીધા પછી જ ખોલીને વાંચે છે! તો શાહજાદી સાહેબ! વિચાર કરો કે તેઓનો આપનાપર કેટલો બધો પ્યાર હોવો જોઇએ?"

આ સાંભળીને અબ્બાસાએ કહ્યું કે, "ખરેખર! મરજાન! આ સાંભળીને મારા દીલનો શક દુર થયો છે! અલબતા જાઅફરનો વ્હેમ ખરો છે કે—બાદશાહ સલામત આ પ્રમાણે તેઓની કસોટી માટે મારી પાસે કાગળ લખાવે તો તેમાં કશું અજબ નથી! પરંતુ જ્યાં સુધી તેઓ મારી સાથે મેળાપ કરીને રૂબરૂમાં વાતચીત ન કરે ત્યાં સુધી મને તેમના પ્યારની સંપૂર્ણ ખાત્રી તો નહિજ થાય!"

મરજાન—"ઓ બીબી! આ વિષે આપને ગભરાઇ જવાનું કશું કારણ નથી! આપની આ ઇચ્છા પણ ઇન્શાઅલ્લાહ ખુદાવંદે તાલા પુરી પાડશે, માટે નચીંત રહો!"

## પ્રકરણ ૨૦ મું.

### દાઅવત.

અબ્બાસા જ્યારે કાગળ લખીને પણ પોતાની મુરાદને પામી નહિ, ત્યારે ઉંડા મહાન ગહન વિચાર સાગરમાં ગરકાવ થઇ ગઇ! પોતાના પ્યારા જીગરજાન જાઅફરની ગુલમાતભરી જુદાઇમાં તે જળ વિનાની માછલી જેમ તરફડીયાં ખાવા લાગી! અને બોલવા લાગી કે,

**ફુરકતમેં તુમારી મુઝે આરામ નહીં હે,**
**દિન રાત તડપને કે સિવા કામ નહીં હે.**

આખરે કેટલોક વખત આ પ્રમાણે વિચારની ચીંતાભરી ચુપકીદીમાં અબ્બાસાએ વિતાડી દીધો, જે પછી તે પાછી મરજાનને પૂછવા લાગી કે,—"એ મરજાંન! તું તો હમેંશાં દીલાસાની વાતો કર્યા કરે છે! તેં મને કહેલ હતું કે જાઅફરનો મેળાપ કરવો તે મુશ્કેલ નથી, પરંતુ હવે તો ઘણી મુશ્કેલીઓ આવી નડી! વિચાર કર કે મેં જાઅફરને કેટલાક કાગળો પણ મોકલી જોયા, પરંતુ તેના જવાબમાં તે બે શબ્દો વટીક લખી આપી શકતો નથી! તો ભલા તેની મુલાકાતની ઉમેદ શા આધારે લખી શકાય? ખેર આવીજ રીતે હાય અફસોસીમાં આ આયુષ્યના ઝુલ્લમાતભર્યા જુદાઇના દિવસો પુરા થઇ જશે!"

મરજાંન—"એ શાહજાદી? દરેક કાર્યમાં ઉતાવળ કરવી સારી નથી!" કહેવતમાં કહેવાય છે કે, "ઉતાવળનું કામ શયતાનનું છે, અને ધીરજ અથવા સબુરવાળું કામ રહેમાનનું છે!" માટે આપણે સખ્ત વિચાર પછી કોઇ એવો પ્રસંગ હાથ ધરીએ કે જેથી વજીર સાહેબનો મેળાપ કરવાની સારી અને સ્હેલી તક આપણને મળી આવે!

અબ્બાસા—"વારૂ, એવો કયો પ્રસંગ આપણે હાથ ધરવો જોઇએ?"

મરજાન—"મારા લક્ષમાં એમ આવે છે કે, આપ પોતાના બાગવાળા નવા મહેલમાં હુજુરેઆલી અને વજીર સાહેબને દસ દીવસ સુધી આમંત્રણ આપો કે તેઓ ત્રણ વખત આપને ત્યાં જમે અને રાત્રીના ગાનતાનનો જલસો પણ આપનાજ મહેલમાં મેળવે કે રાત્રીના

એ ત્રણ કલાકો સુધી જલસાની મોજમજા ભોગવી ત્યાંજ સુઈ રહે! હુજુર તથા વજીર માટે જુદા જુદા મહેલમાં સુવા તથા આરામ કરવાની ગોઠવણ કરવી કે એ દશ દીવસ સુધીમાં વજીર સાહેબ કોઇ તક સાંધીને આપની ખીદમતમાં હાજર થશે! કારણ કે ત્યાં ચોકી પહેરાની વિશેષ ગડબડ રહેવાનું કશું કારણ નહિ રહે!"

અબ્બાસા—(ખુશી થઇને) "ઓ મરજાંન! તેં ઘણી સારી યુક્તિ શોધી કાઢી! પરંતુ જાઅફરને આમંત્રણ આપી તેને બોલાવવા નું ભાઇજાન હારૂનને કહેવું મને યોગ્ય ભાસતું નથી! કારણ કે તેથી કદાચીતને તેઓ આપણી ચાલાકી તુર્તજ સમજી જાય તેથી કબુલ ન કરે! અથવા કદાપી કબુલ કરે તો પણ બહુજ હોંશીયારીથી આપણા પર બારીક છુપી નજર રાખ્યા કરે તો આપણું કામ પાર પડયા સીવાયનું રહી જાય! અને આપણું પોકળ પણ જાહેર થઇ જવાનો સંભવ છે! માટે આ યુક્તિ પણ મનેતો નકામી લાગે છે!"

મરજાન—(મોં મલકાવીને) "ઓ મારી શાહજાદી! આપનો વ્હેમ પણ વ્યાજબી છે, પરંતુ જો આપ ફક્ત હુજુરેઆલીનેજ આમંત્રણ આપો તો મને વિશ્વાસ છે કે તેઓ વજીર સાહેબને પણ આમંત્રણ આપવાનું અવશ્ય કહેશેજ! તો તે વેળાએ આપે કંઇપણ ખુશી કે ગમી જાહેર થવા ન દેતાં સ્હજ થોડો ઘણો ભાર રાખીને કબુલ કરી લેવું! જેથી તેઓને કોઇ રીતનો વ્હેમ કે શક શુબોહ નહિ જશે અને કોઇ જાતની ચાંપતી તપાસ રાખશે નહિ આમ થવાથી આપની દીલની મુરાદ બર આવશે!"

અબ્બાસાને મરજાંનની આ વાત ઘણી પ્રસન્ન આવી, તેથી તેજ રાત્રે ગાનતાનનો જલસો પુરો થયા પછી તેણે હાથ જોડીને

હારૂનને અર્જ કરી કે, “વ્હાલા ભાઇજાન ! આપ નામદારે મારે માટે હાલમાં બાગની અંદર જે મહેલ બંધાવી આપ્યો છે, તેમાં નામદારનાં પવિત્ર પગલાંઓ કરાવવાની આપની આ નાચીઝ બ્હેનની અરજી છે ! માટે મારી મરજી છે કે—આપ દશ દીવસો સુધી મારે એ બાગે બેહસ્તના મહેલમાં તશરીફ ફરમાવી મહેમાન દાખલ રહો અને ગાનતાનનો જલસો પણ ત્યાંજ મેળવો !”

પ્રથમથીજ હારૂન અલરશીદ અબ્બાસાને બહુ ચાહતો હતો અને મોટે ભાગે તેની વાતનો અનાદર કરતો ન હતો. આ ઉપરાંત જાફર સાથે તેના નીકાહ કરી આપ્યા પછી અબ્બાસાને ઘણો રંજ અને સદમો થવાથી તેને ખુશી કરવા માટે હારૂને તે બાગમાં એક ખાસ ઉમદા મહેલ અબ્બાસા માટે બંધાવી આપ્યો હતો. અને અબ્બાસાને કોઈ પણ જાતની હાજત હોય તો તે પુરી કરવા હમેશાં આતુર રહેતો હતો, તેથી હારૂને તુર્તજ જરાપણ આનાકાની કર્યા સીવાય અબ્બાસાના આ આમંત્રણને ઘણી ખુશી અને માન સમેત કબુલ રાખ્યું ! જેમ કરતાં તેણે મોં મલકાવીને કહ્યું કે, “કેમ મારી પ્યારી બ્હેન ! આપ શું મને એકલાનેજ દાઅવત આપો છો ? મારાં વ્હાલા વઝીરને દાઅવત નહિ આપો ?”

અબ્બાસાએ હર્ષ અને શોકની મીશ્ર લાગણીઓને દબાવતાં હાથ જોડીને અર્જ કરી કે, “ભાઈજાન ! આપના મહાભારે મુશકેલ ફરમાનને હું માન સાથે તાબે થાઉં છું ! વા ભલા આ કંઇ પુછવા જેવી બાબત હોય ખરી ? આપની મરજી તેઓને દાઅવત દેવાની થતી હોય તો તેમાં મારે કશો વાંધો લેવાનો નથી !”

“તમને આ વિષે વાંધો લેવાનો નહિજ હોય તો હું ખીદમતગાર સાથે જાફરને આપની ત્યાંની દાઅવત કહેવડાવી મોકલું

છું !" પોતાના આ બોલવાથી અબ્બાસાપર શું અસર થાય છે, તે જોવા હારૂને ધીમા સાદે અબ્બાસા સામે ટીકતાં ઉપર મુજબ કહ્યું.

અબ્બાસા શરમની મારો નીચું જોવા લાગી અને માંડ માંડ ધીમા સ્વરે તે એટલુંજ બોલી શકી કે,—"ભાઈજાન ! ભલે આપ તેઓને દાઅવત કહેવડાવી શકો છો !" આટલું મહા મહેનતે બોલતાં અબ્બાસાનો ચહેરો ઓશકથી લાલ મારી ગયો અને બદનમાંથી પરશેવો જારી થયો. હારૂન આ પ્રત્યક્ષ જોઇ શક્યો ખરો, પરંતુ તેણે આંખમીચામણા કરી લીધા અને બીજી બાબતોથી અબ્બાસાના દીલને ખુશ કરવા લાગ્યો. પરંતુ તે પછીની હારૂનની વધારે વાતચીત અબ્બાસાને મનતો ખાલી કંટાળારૂપ બકવાટ થઇ પડયો, જેથી તે હારૂનની રજા લઇને પોતાના મહેલ તરફ રવાના થઇ ગઈ!

---

## પ્રકરણ ૨૧ મું.

## વિયોગી–વિરહ !

રાત્રે જલસાથી આવ્યા પછી અબ્બાસાએ હારૂન સાથે દાઅવત સંબંધી થએલી તમામ વાતચીત મરજાનને કહી સંભળાવી, જે સાંભળી મરજાન ઘણી ખુશી થઇ અને કહેવા લાગી કે, "ઓ મારી શાહજાદી ! આપણી મુરાદ બર આવવાનાં ચીન્હો જાહેર થવા લાગ્યાં છે, અને કુદરત આપણને મદદ કરતી હોય તેમ જણાય છે !"

અબ્બાસા—હા ! ખરેખર ! તેનાં આચાર તો કંઈ સારા જણાય છે ! પરંતુ ખુદા જ્યારે ઉમેદ બર લાવે ત્યારે ખરૂં !

આ પછી દાઅવતની કેવી રીતે વ્યવસ્થા કરવી એ , તમામ બાબત વિષે બે કલાક સુધી વાતો ચલાવ્યા પછી તેઓ બંને નિંદ્રાને વશ થયા !"

સહવારના અબ્બાસા પોતાની ખાસ સવારીમાં બેસીને ખાસ ખાસ સવારો, કનીઝો અને લોંડીઓ વિગેરેને લઇને પોતાનાં આલીશાન બેહીસ્તના બાગમાં ગઇ ! એ બાગની ખુબીનું વર્ણન થઇ શકે તેવું નથી ! છતાં પણ ટુંકમાં એટલુંજ કહેવું બસ થશે કે બાગની વચ્ચોવચ આરસપહાણનો એક વિશાળ મહેલ બાંધેલો છે, જેને બે મજલા છે, અને તેની બંને બાજુએ કેટલેક દુર દુર બે સુંદર મહેલો આવી રહ્યાં છે, જે બાગની સુંદરતામાં ઔર વૃદ્ધિ કરે છે ! બાગની અંદર કેટલેક ઠેકાણે પાણીના ફુવારાઓ ઉડી રહ્યા છે, જેમાંથી પવનની લ્હેરકીઓનો ઝીણો સુસવાટ અત્યારે અબ્બાસાના કરમાઇ ગયેલા ગાલોને ઠંડી લ્હેરથી પ્રફુલ્લીત કરે છે ! પરંતુ આ વખતે જાઅફરની જુદાઇમાં જળી મરતી અબ્બાસાને પોતાનાં પ્યારાને મળવાની અધીરાઇ અને બેસબરીમાં આવાં બગદાદના બાગે બેહીસ્ત જેવા બગીચામાં લેશ માત્ર પણ આનંદ કે ઉલ્લાસ મળતો નથી ! અહા ! આવા ભવ્ય અને રમણીય મહેલો અને બાગોમાં રહેતી અને વિહાર કરતી અબ્બાસા અત્યારે મહા શોક અને વિચાર સાગરમાં ડુબી રહી છે ? તેને મનતો જાઅફર સીવાયને આ સઘળી સાહેબી તુચ્છમાં તુચ્છ ભાસે છે ! આ બાગની અંદર જાણે કે જાઅફરની પ્યારી સુરત જોવાનેજ તે આવી હોયની તેમજ તેને આવતો જોવાની રાહ જોતી હોયની તેમ તે વિશાળ બાગની આસ-

પાસ પોતાની ચાતુર્યતા ભરેલી ચકોર અને ચપળ નજર દોડાવે છે ! પરંતુ અફસોસ આવા ભવ્ય અને વિશાળ મહેલો કે બગીચાઓમાં જાફરનો ચ્હેરો તો શું પણ તેનો પડછાયો પણ અબ્બાસાને નજરે આવતો નથી !

આ ઉપરાંત આ બાગે—બેહીશ્તની અંદર એક નેહર પણ બંધાવેલી હતી, જેમાં નાની ખુબસુરત હોડીઓ રાખવામાં આવેલી છે, જે સાંઝને વખતે પ્રેમ-મસ્ત જોડાંઓને માટે નીર્દોષ રમતગમતનું એક હરવા ફરવાનું સબળ સાધન થઇ પડે છે !

આ બાગમાં આવ્યા પછી અબ્બાસાએ બપોર સુધીનો દાઅવતનો તમામ સરસામાન તૈયાર કરાવી રાખ્યો. દાઅવતમાં ભાત ભાતનાં લ્હેજતદાર પકવાનો તૈયાર કરવામાં આવ્યાં, જેના વધારે વખાણ ન કરતાં એટલુંજ કહેવું બસ થશે કે—આ એક શાહી ખાણુંજ તૈયાર થયું હતું ! ના, તેટલુંજ નહિ પણ તે ખુદ બાદશાહની બ્હેને પોતાના ભાઇ માટે ખાસ તૈયાર કર્યું હતું ! પરંતુ ખરૂં પુછો તો આ ખાણું પોતાના જીગરજાન જાફરની જુદાઈ અસહ્ય થવાથી તેના મેળાપનો ત્રાગડો રચવા અર્થેજ અબ્બાસાએ પોતાના પ્યારા પીયુ માટે પકાવ્યું હતું ! તો પછી વ્હાલા વાંચક ! આ ખાણાની ખુશબોદાર ઉમદા લ્હેજત અને અમૃત સમાન મીઠાશનું તો શુંજ પૂછવું ?

નીમેલા વખતે વખતસર હારૂન અને જાફર ખાણું ખાઇ રહ્યા બાદ દરબારમાં ગયા. અબ્બાસા અને ઝુબીદા પણ બાદશાહ ગયા પછી જમીને એકાંતમાં આપસ આપસમાં વાતો કરવા લાગી ગઇ ! જેમ કરતાં ઝુબીદાએ વાત છેડતાં કહ્યું કે, "ઓ શાહજાદી આપે આપની શાદીની ખુશાલીમાં આપના ભાઈ અને વજીરને તથા

અમો સર્વેને દાઅવત દીધી લાગે છે !" અબ્બાસાએ એક ઠંડી આહ ખેંચતાં કહ્યું કે, "ભાભી સાહેબ ! તમોને તો જ્યારે ને ત્યારે મશ્કરીનીજ વાતો સુજે છે ! ભલા મારી શાદીની ખુશાલીમાં હું દાઅવત કરૂં કે તમે ? અફસોસ ! કે અજબની બીના છે કે તમો આ નીકાહને ખુશીના નીકાહ સમજો છો ! અને બળતામાં તેલ રેડતાં પાછા ઉપર ચડીને કહેવા નીકળો છો કે મને આ શાદીથી ખુશાલી થઈ છે ! શું તમોને ખબર નથી કે તમારા શોહરે મારી આ શાદી નહિ પણ બરબાદી અને ખાનાખરાબી કીધી છે ?" આ સાંભળીને ઝુબીદાનું મોં ફીકું પડી ગયું અને તે પણ અફસોસ કરીને કહેવા લાગી કે, "ઓ શાહજાદી ! આપનું કહેવું વ્યાજબી અને સાચું છે, પરંતુ બાદશાહને માટે આ પ્રમાણે મારે કહેવું ઘટારત નથી !"

જે પછી સાંજના હારૂન અને જાઅફર બાગમાં આવ્યા, અને રાત્રીનું ખાણું લીધા પછી ગાનતાનનો જલસો તેજ મહેલમાં શરૂ કરવામાં આવ્યો. આ પ્રમાણે રાત્રીનો કેટલોક ભાગ વ્યતીત થયા પછી સર્વે સુવા માટે ચાલ્યા ગયાં. અબ્બાસાએ બાગની વચ્ચોવચ આવેલા સુંદર અને વિશાળ મહેલમાં હારૂન અને ઝુબીદા માટે એક સુવાનો કુશાદે હોલ ખાસ આરાસ્તા કરાવ્યો હતો અને તેમાં શાહી તોરનો એક સુનેરી અને હીરા—માણેક જડીત પલંગ રાખીને તેને રેશમી, મખમલી, અને ઝરીયાંન ગાદલાંઓ અને પરદાઓ તથા મચ્છરદાની વિગેરેથી સુંદર અને મનમોહક રીતે શણુગાર્યો હતો. જ્યારે જમણી બાજુના તેવાજ કુશાદે અને શણુગારેલા અને ખાસ શોભાયમાન કરેલા મહેલમાં તેણે પોતાના પ્યારા અને જીગરજાન જાઅફરને માટે પણ એક આરાસ્તા કીધેલો પલંગ ગોઠવેલો હતો, અને પોતે ડાબી બાજુએ આવેલા મહેલમાં સુવાનું રાખેલું હતું.

ટુંકમાં એ કે જ્યારે એ પ્રમાણે સર્વે લોકો પોતે પોતાની જગ્યોએ નીંદ્રાવશ થઈ ગયાં ત્યારે અબ્બાસાને આટલી મોડી રાત્રી થવા છતાં પણ નીદ્રા આવતી નથી ! પરંતુ તે પલંગપર સુતી સુતી વીચાર કરે છે, અને મરજાંન પગ ચાંપતી જાય છે ! આ પ્રમાણે કેટલોક વખત મરજાંને અબ્બાસાના પગ દાબ્યા કીધા, પરંતુ જ્યારે મરજાંને જોયું કે—અબ્બાસાને ઉંઘ આવતી નથી તેથી તે પુછવા લાગી કે, "ઓ શાહજાદી ! હું તો સમજી હતી કે—આપને નિંદ્રા આવી ગઇ હશે, પરંતુ આપ તો જાગો છો, છતાં પણ કેમ કંઇ વાતચીત કરતા નથી ?" અબ્બાસાએ એક મોટી હાય ખેંચતા કપાળપર હાથ મારતાં કહ્યું કે, "હાય ! શું વાત કરૂં ? કપાળ મારૂં ! હું તો મારા દીલ સાથે વાતચીત કરી રહી છું !"

"કયા કહું હાય મોહબ્બતકી
કદર તુજ કો નહીં !
દીલકો સો બાર મનાને સે,
સબર મુજકો નહીં !"

"આપણે જાઅફરનો મેળાપ કરવાની ઘણી સારી યુક્તિ રચી ખરી, પરંતુ આપણે તેમાં ફતેહમંદ થઇએ તેવી કોઇ બાબત નજરે પડતી નથી, કારણ કે જાઅફરમાં એવી હીંમત નથી કે, તે અહીંઆં સુધી ચાલ્યો આવે ! તેમજ આપણાથી પણ હદ બહારની બેશરમી થઈ શકતી નથી. આ તો મેહમાનીનો એકજ દિવસ પસાર થયો, પરંતુ બાકીનાં નવ દીવસો કેવી રીતે ખુટશે ?"

મરજાન—"ઓ મારી શાહજાદી ! આપ ઉતાવળાં થઇ ગભરાઇ જાવ નહિ ! ખુદાએતાલાએ ઇન્સાનને ઘણી લાંબી આશા

આપેલી છે, તેજ આશાપર તે આખર સુધી પોતાની આયુષ્ય પુરી કરે છે!"

"કંઇ લાખો નીરાશામાં
અમર આશા છુપાઈ છે!
ખફા ખંજર સનમનામાં
રહમ ઉંડી લપાઈ છે!"

"માટે આપ હજુ એકજ દીવસની અંદર નીરાશ ન થાઓ! ખુદા ચાહશે તો બે ચાર દિવસમાં કોઈ પણ રસ્તો જડી આવશે માટે આપ વધારે અફસોસ કરવો મુકી આરામ અને રાહતથી રહો!"

આ પછી અબ્બાસા નિંદ્રાને વશ થઇ ગઈ અને મરજાંન પણ પોતાના બીછાનાએ જઇને સૂઇ ગઇ. સ્હવારે ઉઠયા પછી અબ્બાસાએ બીજા દિવસની દાઅવતનો નવી જાતનો સામાન તૈયાર કરાવ્યો અને મરજાંનને કહ્યું કે, "આપણે દશ દિવસ હંમેશા એવાં તો ભાતભાતનાં લ્હેજતદાર પકવાનો અને ખાણાં બનાવવા કે એક વખત જે પકાવેલ હોય તે ફરીને પકાવવું નહિ!"

આ પ્રમાણે ધારા મુજબ દાઅવત થતી હતી અને ગાનતાનનો જલસો પણ જામતો હતો. આવી રીતે દાઅવતના ત્રણ દિવસો પસાર થઇ ગયા, અને જેમ જેમ એક એક દિવસ જવા લાગ્યો, તેમ તેમ અબ્બાસા વધારે ને વધારે બેચેન થવા લાગી અને તેને કોઈ પણ પ્રકારે નિંદ્રા આવતી નહતી, તેથી મરજાંન અબ્બાસાનું દીલ બહેલાવવા અને તેને જાઅફર વિષે વધારે ખ્યાલ નહિ લાવવા માટે કહેતી હતી કે, "ઓ શાહજાદી! મને કોઇ પણ નસીહતકારક વાર્તાનો કીસ્સો સંભળાવો કે જેથી આપણને નિંદ્રા આવી જાય!"

મરજાનની આ વિનંતી સ્વીકારી અબ્બાસા હમેશાં રાત્રે સુતી વેળાએ એકાદ નસીહત ભરેલો કીસ્સો કહેતી હતી. આખો દિવસ તો દાઅવતનો સરસામાન તૈયાર કરવામાં, ખાવા પીવામાં, અને ઝુબીદા વિગેરે મહેમાનો સાથે વાતચીતમાં પસાર થઇ જતો હતો, અને રાત્રીનો થોડો ભાગ તો ઇશરતના જલસામાં અને બાકીનો નિંદ્રા આવે ત્યાં સૂધીનો વખત કીસ્સા કહાણીઓ કહેવામાં પસાર થતો હતો, આ પ્રમાણે એક અડવાડીયું ગુજરી ગયું અને હવે દાઅવતમાં માત્ર બેજ દિવસો બાકી રહ્યા હતા, તેથી અબ્બાસા હવે એકદમ બેચેન થઈ ગઇ અને બીજું કંઇ સુજ નહિ પડતાં આવી ઝુલમાત અને મુસીબત ભરેલી જીંદગી ગુજારવા કરતાં આએ નાપાયાદાર દુનિયામાંથી કુચ કરી જવામાં રાહત સમજીને તેણે આપઘાત કરવાનો પાકો નિશ્ચય કીધો !

## પ્રકરણ ૨૨ મું.

### આપઘાતની તૈયારી !

ઇશ્ક વો શય હે કે,
પત્થરકો દમમેં આબ કરે.
લગાય દિલવોહી
જીસ્કો ખુદા ખરાબ કરે.

ઇશ્ક એક બહુજ બુરી બલા છે ! ઇશ્ક ઇન્સાનને કત્લ કરે છે, તેને માઠી સ્થિતિએ પહોંચાડે છે, અને આ તેજ ઇશ્ક છે કે,

જેથી સ્ત્રીઓ પરદો નહિ કરતાં ઉઘાડે મોંએ ઠાઠમાઠથી રેશમી અને ઝરીયાન પોષાક તેમજ હીરા માણેક જડીત સોનેરી ઘરેણાં-ઓથી પોતાના બદનને શણગારે છે, અને આનું પરીણામ એ આવે છે કે, તેઓ શરમને છાપરે ચઢાવીને પુરૂષો સામે હરે ફરે છે! ખ-રેખર અબ્બાસાનો આવો ખરાબ હાલ થયો તે પરદો નહિ કરવાનુ કારણ છે! નીકાહતો નામનાજ હતાં! શું નીકાહ થયા સીવાય આવો બનાવ નહિ બનતે? અલબત્તા અવશ્ય બનતે? જ્યાં ચાર આંખો ભેગી થાય ત્યાં પછી પૂછવાનુંજ શું હોય? અબ્બાસા જેવી નાજુક નાઝનીન અને હુર જેવી ખુબસુરત પરીપયકરને વળી એક સ્વરૂપવાન શાહજાદીને જોવાથી તેનો આશાક કોણ ન થાય?

" ઉસ પરીરૂને જો એક તીર નઝારા મારા,
ઉસ્કે લગતેહી જીગર હો ગયા પારા પારા!"

આ પ્રમાણે જ્યારે નવ દિવસો પુરા થયા અને માત્ર એકજ દિવસ બાકી રહ્યો ત્યારે રાત્રે ગાનતાનના જલસામાંથી આવીને અ-બ્બાસા એકદમ બેચેન અને બેકરાર બની ગઇ! તેને એવો વિચાર આવ્યો કે આવતી કાલે હારૂન અને જાઅફર ખાણું લઇને રજા લઈ ચાલ્યા જશે, તેથી તેનું દિલ ભરાઇ આવ્યું અને તે ઝારબેઝાર રડવા લાગી! આ જોઇને મરજાંન તેને સબર આપતાં બોલી કે, "ઓ શાહઝાદી! અરે! આપ તો સમજદાર છો, અને આવી રીતે નાના બાળકની પેઠે શામાટે બની જાવ છો? પ્યારી બીબી! વારે વારે રડવું સારૂં નથી! ખુદા વાસ્તે હવે એ વિચારને દિલમાંથી દુર કરો! આપણે લાચાર છીએ, માટે ધીરજ ધરો!"

અબ્બાસાએ રડતાં રડતાં કહ્યું કે, "ઓ મરજાંન! તું શું એમ સમજે છે કે હું બેઅખ્તીયારથી રડું છું? ના, હવે ધીરજ

ધરવાની મારામાં શક્તિ નથી ? તું એ વિચારને દીલમાંથી દુર કરવાનું કહે છે, પરંતુ તારે જાણવું જોઇએ કે એ વિચાર દીલમાંથી દુર થવો મુસ્કેલ છે ! હવે તે વીચારને બદલે આ જાન નીકળવો સહેલો થઇ પડયો છે !"

મરજાન આ સાંભળીને પોતાના દીલ સાથે વિચાર કરવા લાગી કે એ ખુદાવંદા ! હવે હું શું કરૂં ? કાંઇપણ ઉપાય ચાલતો નથી ! આવી રીતે દિલમાં વિચાર કરતી તે ચૂપ થઇ ગઇ !

અબ્બાસા—"કેમ મરજાન ! આ વખતે કોઇ ઉંડા વિચારમાં પડી ગઈ છે !"

મરજાંન—"શાહજાદી ! શું કહું ? બસ મારા જે કાંઇ ઉપાયો હતા, તે હું અજમાવી ચુકી છું ! હવે મને કંઇ સુજ નથી પડતી કે શું કરવું ?"

અબ્બાસા—મને તો હજુ એક યુક્તિ સુજે છે ! કે હું મારો પોતાનો જાન આપીને આ બુરી અને જુલમાત ભરેલી બલામાંથી સદાની મુકત થઇ જાઉં ! બસ ! હવે હું એમજ કરીશ ! તે સીવાય મારો કોઈ ચારો નથી !"

મરજાંન—"અરે બીબી ! ખુદાને. યાદ કરો ! તોબા તોબા કરો આપ આવી તે શું વાત કરતાં હશો ? આવા પ્રેમને તીલાંજલી આપો ! ખુદા ખાતર આવો ગજબ કરી નાંખશો નહિ !"

અબ્બાસા—"એ મરજાન ! મને સમજાવવામાં હવે કાંઈ ફાયદો થનાર નથી ! હવે મારી સ્થિતિ ઘણીજ બદતર થઇ ગઇ છે ! બસ ! હવે હું જે કંઇ કરૂં તે કરવા દે !"

આ પ્રમાણે અબ્બાસા બોલી રહી કે તેના હૃદયમાં ઘણાજ ઝડપથી ધબકારા થવા લાગ્યા અને તે વિચાર—સાગરમાં ડુબી ગોથાં

ખાવા લાગી ! ચ્હેરાનો રંગ વારે વારે બદલવા લાગ્યો અને એકદમ સખત બેચેની થવાથી પલંગ પર સુતી હતી, તે ઉઠીને બેઠી થઇ અને દીલ સાથે કહેવા લાગી કે, બસ ! હવે વધારે વાર ઢીલ કરવી વ્યર્થ છે ! હવે તો જેમ બને તેમ જલદી ધારેલું કામ તમામ કરી આ અસહ્ય વેદનામાંથી મુક્ત થવું જોઇએ !

" જીકો જીનેસે નહીં ચૈન
તો જીના કયા હય ?
દીલકો દિલબર નહીં જાને
તો કદરદાં કયા હય ? "

આમ વિચાર થવાથી તે છરી લેવા દોડી, પરંતુ પાછો વિચાર આવ્યો કે—કદાચી તને મરજાંન આડી પડશે અને કોઇ રીતે ધારેલું કાર્ય કરવા આપશે નહિં, તેથી તેણે મરજાનને કહ્યું કે, " એ મરજાન ! આ વેળાએ તું ધીમે અને સાવચેત પગલાંએ ભાઇજાનનાં મહેલ પાસે જા અને તપાસ કરીને આવ કે તેઓ જાગે છે કે સુઇ ગયાં છે ? કદાપી કોઇ ચોકીવાળો પુછે તો કહેજે કે—અબ્બાસાની તબીયત ખરાબ થઇ ગઈ છે. માટે હુઝુરને ખબર દેવાને આવી છું. પરંતુ હુઝુર નિદ્રાવશ થયાં હોય તો કંઈ પણ ખબર આપવાની જરૂરત નથી. "

મરજાન—" પ્યારી શાહઝાદી ! આવા કવખતે મને ત્યાં મોકલવાથી આપનો શો ઇરાદો છે ? તે મારા સમજવામાં આવ્યું નહિ. "

અબ્બાસા—" આ વેળાએ મારા દીલમાં એવો વિચાર આવે છે કે, જો ભાઇજાન જાગરૂત હોય તો તેની પાસે જઇને બે ઘડી વાતચીત કરૂં ! એટલે મારી બેચેની દુર થાય ! "

આ સાંભળીને મરજાને વિચાર કર્યો કે, અબ્બાસાનું મન મુઝાઇ ગયું લાગે છે, માટે આવી વાતો કરે છે. આ વખતે હુઝુર પાસે જવુ વ્યાજબી નથી, તેમજ આ વેળાએ તેઓ જાગતા પણ ન હોય, પરંતુ આ વખતે જો સાચી સલાહ આપીશ તો તે શાહજાદીને પ્રસન્ન નહિં આવે અને ગુસ્સામાં કંઇ ને કંઇ આડું અવળું બોલી નાંખશે, માટે ચાલને જરા દુર જઇને પાછી આવું અને તપાસ કર્યા સિવાય કહું કે—હુઝુર તો સુઇ ગયાં છે." આવો વિચાર કરીને તે તુરતજ ઝુકીને સલામ કરી રવાના થઇ.

મરજાનના જવા પછી અબ્બાસાને એકાંતનો મવકો હાથ આવવાથી તે તુર્તજ છરી લેવા ગઈ, પરંતુ નસીબજોગે તેને છરી શોધી મળી નહિ, આખરે વધારે તપાસ કરતાં છરી મળી આવી, જે લઇને તે પોતાના પલંગપર આવી અને શરીર પરનો તમામ પોષાક ઉતારીને પલંગપર મુક્યો ! શરીરપર માત્ર એકજ કપડું રહેવા દઇ પેટમાં છરી ભોંકી આપઘાત કરવાનો ઇરાદો કરીને છરી હાથમાં લેવા જતી હતી, તેવામાં છરી પોપાક ઉતારતાં તેમાં ભરાઇ ગઇ જેથી જલદી હાથમાં આવી શકી નહિં.

અબ્બાસા આ તરફ છરી વડે પોતાનું કામ તમામ કરવા બહુજ ઉતાવળમાં પડી રહી છે, ત્યારે બીજી તરફ મરજાન બહાર નીકળીને હારૂનના ઉતારા તરફ ધીમે અને સાબુત કદમે જતી જાય છે, પરંતુ તેવામાં બાહેર નીકળતાં તેને થોડીવારે વિચાર આવ્યો કે મને આવા વખતે શાહજાદીએ હારૂન પાસે મોકલી છે તેનો જુદોજ મતલબ લાગે છે ! જો કે તે ઘણી હોંશીયાર અને ધર્મના કાનુનો પાળવામાં ચુસ્ત છે, તોપણ ગુસ્સો એવી ચીજ છે કે જ્યારે તે હદની બાહેર વધી જાય છે, ત્યારે ઇનસાનની અક્કલ બરોબર કામ બજાવી શક્તિ

નથી ! આ વેળાએ અબ્બાસાએ વાતચીતની અંદર આપઘાત કરવાનું કહી આપ્યું છે, તો રખેને તેટલાજ માટે બહાનું કરીને મને ખસ્તી કરી હશે ! હાય હાય ! મેં બહુ ભૂલ કીધી ! તેને એકલી મુકવીજ ન હતી ! આવો વિચાર આવતાંજ તે રસ્તામાંથી પાછી વળી અને છાતીમાં બહુજ જોરથી ધડકારો થવા લાગ્યો અને પોતાને ઠપકો આપીને કહેવા લાગી કે, એ મરજાંન ! તેં આ કેવી મોટી ભૂલ કીધી છે ! હવે તો ખુદા ખેર કરે ! આ પ્રમાણે કહેતી કહેતી તે બહુજ ઉતાવળાં પગલાંએ દોડતી દોડતી જલ્દી પાછી ફરી અને દરવાજામાં પગ મુકવા જાય છે, તેજ વખતે બરોબર અબ્બાસાને પણ પોષાકમાં ભરાઈ રહેલી છરી મલી આવી, તેથી તે ઝટપટ પોતાના પેટમાં ભોંકી દેવા જાય છે, તેવામાં જ મરજાંને એકદમ એક છલાંગ મારીને તેનો હાથ બહુજ જોરથી પકડી લીધો અને કહેવા લાગી કેઃ—

"પકડ કર હાથ વોહ બોલી
દીવાની હે તુ અબ્બાસા ?
લીયે હે ઝેરી ખંજર કો,
ઉઠાતી હાથ કો હે કયા ?
સબર કર જુલ્મ કયા
કર ડાલતી હય પ્યારી સુલતાના !
સબર કર તુ સબર કર
ચીખતી દૌડી હે મરજાં ! "

"ઓ શાહજાદી ! આપે મારી સાથે પણ દગો કીધો ને ? અરે હું આપના ફરેબમાં સ્હેલાઇથી આવી ગઇ અને આપને આવા મધ્યરાત્રિના વખતે એકલા છોડીને ચાલી ગઇ! ખરેખર ! ખુદાએ સારૂં કર્યું. કે, મને એ વીષે વિચાર આવ્યો અને તુરતજ રસ્તામાંથી

પાછી ફરીને આપની ખીદમતમાં હાજર થઈ ગઇ! બીબી આપને આ શું ઘેલું લાગ્યું છે કે આપ આટલા બધાં શાણા અને સુશીલ થઇને આવું ગુનાહનું કામ કરવા તૈયાર થયા છો? શું આપને ખબર નથી કે આપઘાત કરનારને ખુદા બક્ષી નહિ આપે!"

અબ્બાસાએ સખત બેચેનીમાં કપાળ કુટતાં અને વિલાપ કરતાં કહ્યું કેઃ—

"કરૂં કયા સખીરી મંય
સમજતી હું સભી બાતેં
મગર લાચાર હો ગઇ હું,
સનમકી યાદ મેં આકે!"

"અય મરજાન! ખુદા ખાતર તું મારો હાથ મૂકી આપ અને મરવા દે! અફ્સોસ! હવે હું કોઈ કાળે જીવી શકું એમ નથી! જાઅફરની જુદાઈ હવે મને અસહ્ય થઇ પડી છે! અને તે મારાં દીલને રાત્રી દિવસ સાલ્યા કરે છે! હાય! હાલમાં મારા કીસ્મત એવાં રૂઠયાં છે કે, ધાર્યું કાર્ય સફળ થતું નથી! તને બહાનું બતાવી મોકલી તો છરી મળી નહિ, તેથી હું સમજી કે તેં છુપાવી હશે, પરંતુ જ્યારે તે કેટલીક વારે મળી ત્યારે પોષાક ઉતારતી વેળાએ તેમાં વીંટળાઈ ગઇ તેથી પાછી પોષાકમાંથી સોધી કાઢી અને તેનાથી આ ભારરૂપ થયેલી જીંદગીનો છેડો લાવવા જતી હતી, તેવામાં તેં આવી મારો હાથ પકડી લીધો! ખેર! હવે તું વધારે ગડબડ કરીશ નહિ, કારણ કે હવે મારાથી વધારે સબર રાખી શકાશે નહિ! જુદાઇના સદમાઓનો જુલમાત વધારેવાર સહન થઇ શકશે નહિ! માટે ઓ મરજાંન! હવે તું જાણ કે તારી આ શાહજાદી આ દુનીઆની ઘડીભરની મહેમાન છે! ચાલ, દૂર થઇ જા! અને મારૂં કામ

સુખેથી તમામ કરી લેવા દે! હવે મને "બીસ મીલ્લાહ" બોલી અને કલમો પઢવા આપીને પ્યારા જાફરના નામ પર કુરબાની કરવા આપ!"

"ચલી જા જલ્દ યહાંસે તું
ભુલાયા હૈ તુજે કીસને?
બીગાડા કામ સબ મેરા વોહ
મુઝે બેજાર કી જીસને!"

"પરંતુ તે પ્રથમ ઓ મરજાન! મારી તને વસીયત છે કે પ્યારા જીગરજાન જાફરને મારા ઘણા ઘણા પ્યાર અને સલામની સાથે કહેજે કે મેં આપની મોહબ્બતના જલતાં આતશમાં મારી જાન પણ અર્પણ કરી દીધી તો આપ મને "દોઆએ ખેર"થી યાદ કરવાને કદી પણ ભુલશો નહિ! બસ જા! હવે દુર હઠ! અને જીગરજાન જાફરની જુલમાત ભરેલી જુદાઇવાળી આ જીંદગીની જોતને બુઝાવીને હવે તેનો અંત આણવા દે!" આવા જોશ અને શોરથી ઉસ્કેરાયેલી અબ્બાસા ખંજરને સંબોધીને કહેવા લાગી કે,

"ચાક કર ડાલ તું કલેજે કો,
મેરે પ્યારે હબીબ અય ખંજર."



# પ્રકરણ ૨૩ મું.

## મેળાપ માટે કનીઝ !

મરજાંને શાહજાદીને આવી ગભરાટ ભરેલી અને સખત બેચેન સ્થિતિમાં ઉગારવા વિચાર કર્યો કે જે પ્રમાણે શાહજાદીએ મને બહાનું બતાવીને હુજુર પાસે જવા કહ્યું હતું, તે પ્રમાણે હું પણ કંઇ નવું ધતીંગ ઉભું કરીને શાહજાદીને આપઘાત કરવાથી બચાવી લઉં! આવા વિચારથી તેણે અબ્બાસાને કહ્યું કે, "એ મારી શાહજાદી! જો આપનો આવોજ પાકો ઠરાવ છે. અને કોઇ રીતે મનાવ્યા માનતા નથી તો ભલે આપની ખુશી પ્રમાણે અમલ કરો! પરંતુ તે પ્રથમ મારા લક્ષમાં એક બાબત આવે છે! તે જો આપ લક્ષ દઇને સાંભળવા ઇચ્છતા હો તો હું અર્જ કરૂં!"

અબ્બાસા—"મરજાન! તારે જે કહેવું હોય તે બેલાશક કહે! પરંતુ તું એટલું તો યાદ રાખ કે હું આપઘાત કરીને આ આયુષ્યનો અંત આણ્યા સીવાય તો રહેનારજ નથી! માટે ફોકટની વાતો મુકી આપ અને મને મારૂં કામ કરવા દે!"

મરજાન—શાહજાદી! મેં તો પ્રથમથીજ કહેલ હતું કે-આપ આપની હઠ કોઇ રીતે મુકનાર નથી! કારણ કે આપ પણ આખર કરીને એક શાહજાદી અને બગદાદના બાદશાહનાં બ્હેન છો! તો ખેર! હું આપને એક બીજી વાત કહેવા ઇચ્છું છું! માટે સાંભળો તો! અર્જ કરૂં!

અબ્બાસા—"ભલે ખુશીથી! જે કહેવું હોય તે જલ્લદીથી કહી આપ!"

મરજાન–" એ શાહજાદી ! જ્યારે આપને મરવુંજ છે, તો પછી અહીંઆં ન મરતાં વજીર સલામતની ખીદમતમાં જઇનેજ તેઓની મુલાકાત કરીનેજ એમનાં કદમ પર જીવ અર્પી દીયો કે તે પણ પોતે પોતાની બેપરવાઇનું પરીણામ નજરો નજર જોઇ લે ! અને આખરી વખતે નામદાર વજીર સાહેબ સાથે આપને વાતચીતો કરવાની જે મુરાદ છે, તે આ રીતે પુરી થઇ શકશે ! "

આ સાંભળીને અબ્બાસાનો ગુસ્સો નરમ પડી ગયો, અને તેને મરજાંનની વાત ઘણી પ્રસન આવી તેથી તે બોલી કે, " એ મરજાન ! ખરેખર ! તેં ઘણી સારી વાત કહી ! ભલે એમ કરીએ ! પરંતુ આપણે જાઅફરની પાસે કેવી રીતે જઇ શકીશું ? "

મરજાન–" આપની જો મરજીજ હોય તો અહીંઆંથી એકદમ સીધા જાબીફરના ઉતારેજ જઇએ ! ત્યાં જવામાં કોઇ જાતનો વાંધો નથી ! "

અબ્બાસા–" કદાચને ચોકી પેહરાવાળો તો નહિ ટપારે ને ? "

મરજાન–" આપ કનીઝના જેવો બુરકો ઓઢી લ્યો ! અને મારાં પાછળ પાછળ ચાલ્યાં આવો ! કદાચીતને કોઇ પૂછશે તો હું જવાબ દઇશ કે એ તો વજીરની કનીઝને તેઆની પાસે મુકવા જાઉં છું ! વજીરને પણ હુંજ જઇને કહીશ કે શાહજાદી સાહેબે હાલમાં આપને માટે એક ખુબસુરત કનીઝ ખરીદી છે ! તેને આપની ખીદમતમાં લાવી છું ! "

મરજાનની આ વાત અબ્બાસાને ખુબ પ્રસન્ન પડી તેથી તેણે તેજ વખતે બહુજ ભારે મખમલી અને ઝરીયાંનનો ઉમદા પોષાક સજ્યો અને તે ઉપર ઉમદા ઝવેરાતના ઘરેણાંઓથી પોતાના નાજુક બદનને શણગાર્યું ! અબ્બાસા એક તરફથી મરવા જાય છે ! પરંતુ

બીજી તરફથી જોતાં એવું જણાય છે કે—એક નવી તુર્તજની પરણેલી દુલહન દુલ્હાને ઘેર જતી હોયની! આવા કૃત્રીમ ઠાઠમાઠથી અબ્બાસા પોતાના નાજુક અને સફેદ ગોરા બદનને શણગારવામાં ગુંથાઇ છે! છતાં પણ તેના દીલમાંથી આપઘાત કરી આ જીંદગીમાંથી છુટી જવાની બાબત દુર થઇ શકતી નથી!

—:o:—

## પ્રકરણ ૨૪ મું.

### જાઅફર!

જેવી રીતે અબ્બાસા જાઅફરની જુદાઇમાં જળી મરતી હતી, તેવી રીતે જાઅફર પણ ગાનતાનના જલસામાંથી આવ્યા પછી હમેશાં રાત્રીના બે ત્રણ કલાક સુધી અબ્બાસાની યાદ કે ઇશ્કમાં અફસોસ કર્યાં કરતો હતો અને કહેતો હતો કેઃ—

છુટ જાયે ગમ કે હાથોંસે
જો નિકલે દમ કહીં
આક અયસી જીંદગી પર
હમ કહીં ઓર તુમ કહીં

જાઅફર આવી બાબતમાં પોતાના ખાસ મીત્ર અબદુલ્લાહની વારંવાર સલાહ લેતો હતો. પરંતુ અહીંઆ તો અબ્બાસાએ માત્ર જાઅફર અને હારૂનને આમંત્રણ આપીને નોતર્યાં હોવાથી તેને અબદુલ્લાહ સાથે દીલ ખોલી વાતચીત કરવાની તક મળતી નહતી. જાઅફર પોતાનાં દીલ સાથે વિચાર કરતો હતો કે—શાહજાદીએ અમારી

જે દાઅવત કીધી છે, તેમાં કાંઇ પણ છુપો ભેદ કદાચીત એવો પણ હોય કે રખેને આ દાઅવતની ખુશાલી અને મોજમજાના પ્રસંગોમાં મનમોજી હારૂન ખુશી થઇને અમોને એક બીજા સાથે મેળાપ કરવાની રજા આપે ! જો આ વિચાર કરીને શાહજાદીએ દાઅવત આપી હોય તો તેમાં તેણે સજ્જડ થાપ ખાધેલી છે, કારણકે હારૂન જેવા એક રંગીલા હઠીલાં મનુષ્યો આ દુનીઆમાં થોડાંજ હશે ! કદાચીતને શાહજાદીને પોતાના ભાઇની હઠીલાઇની ખબર હોય અને તેથી કદાપી એવો પણ વિચાર કર્યો હોય કે—કોઇ સારો મવકો મેળવીને હું કોઇ વખતે તેના મહેલમાં ચાલ્યો જાઉં ! અથવા તો શાહજાદીએ એવો પણ વિચાર કરેલો બનવા યોગ્ય લાગે છે કે કદાચ તે પણ મારી રજા મંગાવીને રાત્રીના કોઈ તક સાધીને મારી પાસે ચાલી આવે ! આવા આવા વિચારોએ એક રાત્રીના જાઅફરને ખુબ ઘેરી લીધો ! તે પણ શાહજાદીનો વફાદાર અને સાચો આશાક હતો ! આ ઉપરાંત તેને આ દાઅવતના દિવસોમાં હંમેશાં ગાનતાનના જલસાઓમાં શાહજાદીની વારંવાર મુલાકાત થવાથી અને એક બીજાના ચ્હેરા પર સામાસામી દ્રષ્ટી પડવાથી તેની ઇશ્કે અને મોહબ્બતની અગ્નિ પ્રદીપ્ત થઇ હતી ! તેથી તે કોઈ વેળાએ શાહજાદીના મહેલમાં જઈ તેનો મેળાપ કરવાનો વીચાર કરતો હતો, પરંતુ પાછા કેટલાક ઉંડા વીચારોમાં પડવાથી સબર કરતો હતો. છેવટે દાઅવતનાં આખેરનાં નવમે દીવસે જ્યારે અબ્બાસાને આપઘાત કરવાનો નીશ્ચય કરતાં આપણે જોઇ આવ્યાં, ત્યારે તેજ દીવસે જાઅફરની પણ બેચેની વધી ગઇ અને તે દીલ સાથે કહેવા લાગ્યો કે, હવે દાઅવતની આ છેલ્લી રાત્રી છે ! કાલે તો ખાણું ખાઇને આપણે સર્વે પોતપોતાને ત્યાં ચાલ્યા જશું ! ! ખરેખર અબ્બાસાનાં ત્રણ ચાર કાગળોના જવાબ

નહીં આપવાથી તે મારા પર બહુજ ગુસ્સે ભરાઇ હશે ! ! માટે આ દશ દીવસમાં એક વખત પણ મુલાકાતનો લાભ નહિં આપું તો તેના ગુસ્સા, ગમગીની અને બેચેનીનો ગોયા પારજ રહેશે નહિં. માટે અય જાઅફર ! ચાલ હિંમત પકડ, અને તારી મનહરણી માઅશુક અબ્બાસાનો મેળાપ કરી આવ. આ પ્રમાણે હિંમત એકઠી કરીને તેણે શાહઝાદીને મળી આવવાનો નિશ્ચય કીધો, પરંતુ તેને પાછો વિચાર થયો કે—કદાચીતને શાહઝાદીને ત્યાં બીજી કોઇ ઓરતો મેહમાન દાખલ આવી હશે તો ખાનાખરાબી જરૂર થવાની માટે પહેલે માણસ મોકલીને મરજાંનને બોલાવીને પુરતી તપાસ કરી લેવી જોઇએ. પરંતુ અફસોસ ! કે શાહઝાદીને બાગમાં બોલાવીને મેહમાની તો કરી છતાં પણ એક વખત કાગળ પણ લખ્યો નહિં. અફસોસ ! કાગળ તો ઠીક ! પરંતુ તબીયતના સમાચાર પણ પુછાવ્યા નહિં. એ અબ્બાસા ! ખરેખર મેં તારો મેળાપ કરવાની સર્વે યુક્તિ અને ઉપાયો શોધી જોયાં, પરંતુ અફસોસ છે કે—હઠીલા હારૂનની આવી ઝુલમાત ભરેલી હઠ અને રાજ્યનીતિ સામે તેનાં ખાનદાનની એક શાહઝાદી ઉપરાંત તેની બ્હેનનો આવી રીતે ચોરી છુપીથી મેળાપ કરવો તે હું વ્યાજબી માનતો નથી, માટે મારી મોહબ્બતમાં તારાં ગોવનનાં જોશ ભર્યા વેગને વૃથા ગુમાવનાર અબ્બાસા તુંજ હવે જલદી રેહમ લાવીને આપણી મોહબ્બતનાં દરીયાને જોશમાં લાવ.



# પ્રકરણ ૨૫ મું.

## મેળાપ !

જ્યારે અબ્બાસા સુંદર પોષાકનો શણગાર સજીને તઇયાર થઇ રહી, ત્યારે તે આપઘાત કરવાની તેઝ છુરી પોતાના ખીસામાં છુપાવી કનીઝોને લાયકનો બુરખો ઓઢીને મરજાનની સાથે રવાના થઈ. આગળ મરજાન અને પાછળ અબ્બાસા ચાલતી હતી ! આમ કરતાં તેઓ મહેલનાં પાછલાં છુપાં રસ્તે થઇને ગયાં. જ્યારે તેઓ જાઅફરના મહેલની નજદીક પહોચ્યા ત્યારે પહેરેગીર સીપાઇએ પુછ્યું કે, "એ કોણ છે ?" ત્યારે મરજાને હાથ ઉંચો કરી ઈશારત આપી કે ચુપ રહે !! જે પછી તેણે તે સીપાઇ નજદીક જઇને કહ્યું કે, હું વઝીર સલામત માટે કનીઝ લઇ જાઉં છું." આ સાંભળીને તે ચોકીદાર ચુપ થઈ ગયો !! જે પછી તેઓ મહેલના દરવાજા પાસે આવી પહોંચ્યા અને હળવેથી દરવાજો ખખડાવ્યો, ત્યારે અંદરથી ખાસ હુઝુર બાહેર આવી તેણે મરજાંનને તુર્તજ ઓળખી લીધી અને પુછ્યું કે, "મરજાન ! તું અત્યારે કેમ આવી છે ?" મરજાને કહ્યું કે, "હું હુઝુર માટે એક કનીઝ લાવી છું ! પરંતુ તારે હુઝુર પાસે જઇને માત્ર એટલુંજ કહેવું બસ થશે કે મરજાન હાઝર થવા ચાહે છે !!" આ સાંભળીને હુઝુરી જાઅફર પાસે તુર્તજ દોડી ગઇ અને અર્ઝ ગુઝારી કે. "મરજાન હાઝર થવા ઇચ્છે છે !!" મરજાનનુ નામ સાંભળતાંજ જાઅફરને ઘણી ખુશાલી થઈ અને તેને તુર્તજ હુકમ આપી દીધો કે, "તેને જલ્દી હાઝર કર !" આ રજા મળવાથી મરજાંન અને અબ્બાસા બંને અંદર દાખલ થયાં. મરજાંન

રીવાજ પ્રમાણે અદબ આદાબ બજાવી લાવી અને સલામ કરી ઉભી રહી ! ત્યારે જાઅફરે ઇશારો કરવાથી હુઝુરી તુર્ત દરવાજો બંધ કરી બાહેર ચાલી ગઇ !! જે પછી જાઅફરે મોં મલકાવીને મરજાને પુછયું કે "ઓહો ! મરજાન ! આજ કયાંથી ભુલા પડી ગયા ?"

મરજાંન—"હુઝુર ; શાહજાદી પાસેથી આવી છું !"

જાઅફર—ઘણો વખત થયાં તમોએ મારા પાસે આવવું જવું છોડી આપ્યું છે ? શું કંઇ ખફા નઝર તો નથી થઇને ? કોઇએ મનાઇ હુકમ તો નથી આપ્યો ને ?

મરજાંન—"નહિં હુઝુર ! આપ એ શું ફરમાવો છો ? આ ગરીબ નાચીઝ લોંડીની શું તાકાત છે કે તે આપના પર ખફા થઇ શકે ? મને કોઈએ મના પણ કરી નથી."

જાઅફર—"ઓ મરજાંન ! આ તમારી સાથે પાછળ કોણ આવેલ છે ? અને શા માટે તેનું અહીંઆં આવવું થયું છે ?"

મરજાંને હાથ જોડીને અર્જ કરી કે, "હુઝુર ! કોઇ નથી ! એ તો એક ખુબસુરત કનીઝ છે, કે જેને થોડા દીવસ થયાં શાહઝાદી સાહેબે આપને ભેટ આપવા માટે ખરીદી લીધી હતી !! કાલે દાઅવતનાં દીવસ પુરા થતાં હોવાથી તેઓએ આપ માટે મોકલી છે, માટે આ નાદાર ભેટનો સ્વિકાર કરવા મહેરબાની કરશો.

જાઅફર આવી વિચિત્ર પ્રકારની બાબત સાંભળી ચકિત થયો અને થંડી આહ ખેંચતાં તેણે કહ્યું કે, "શાહઝાદી સાહેબની મોટી મહેરબાની ! પરંતુ મને કનીઝની કાંઇ પણ ગરજ નથી !! બસ ! મરજાંન ! મારા દીલમાંથી મોજમજા, આનંદ ઉલ્લાસ, અને એશ–આરામની વાતો ઉડી ગઇ છે ! અને તેની જગ્યા ઇશ્કની બીમારીની અસહય પીડાએ અને ગજબનાક ગમગીનીએ લીધી છે. શાહઝાદીની

ઝુલમાત ભરેલી જુદાઇમાં મારૂં તમામ લોહી સુકાઇ ગયું છે. તનબદન તવાઇ ગયું છે, અને જીગર જખ્મી સરીખું છે."

"માટે ઓ મરજાન! આ કનીઝને પાછી લઇ જા, અને અને શાહઝાદી સાહેબને મારાં ઘણુાંજ પ્યાર અને મોહબ્બતનાં સલામ સાથે એટલું કહે જે કે—આપની ભેટ પહોંચી છે, પરંતુ તે મને કોઇ પણ ઉપયોગમાં આવે તેમ ન હોવાથી હું કાંઇ પણ પ્રકારની નારાઝી સીવાય પાછી ફેરવું છું, તો તે માટે મને મોટાં :દીલે માફ કરશો ! !"

જાઅફર અને મરજાન વચ્ચે આ પ્રમાણે વાતચીતો થાય છે તેવામાં અબ્બાસાના પગો ઉભા રહીને દુઃખવા આવ્યાં અને સર ફરવા લાગ્યું, તેથી તે વધારે વખત આજ પ્રમાણે ઉભી રહી નહિ શકવાથી ત્યાં આગળ પડેલી એક ખુરશી પર બુરખા સહીત બેશી ગઇ! ! આ જોઇને જાઅફર મરજાનને પુછવા લાગ્યો કે, "ઓ મરજાન! શાહઝાદીએ એવી તે કેવી કનીઝ મોકલી છે કે—તે કોઈ જાતનો વિવેક પણ નથી જાણતી? અને પ્રથમ સલામ પણ કીધા સીવાય આ પ્રમાણે ખુરશી પર બેસી ગઇ? આ ઉપરથી સમજાય છે કે—તે શરમની મારી સલામ પણ નહિ કરી શકી હોય!! પરંતુ હમણાં તો જો કે—તે રજા સીવાય ખુરશી પર બેશી ગઇ. ના, તેટલું નહિ પણ નીચે પણ ન બેસતાં એક ખુરશી પર ચડીને બેશી ગઇ છે. શું આ એક કનીઝનાં લક્ષણો હોઇ શકે ખરાં?"

આ ઉપરથી મરજાને જાઅફરના મોમાં આંગળી રાખી તેને વધારે આગળ બોલતો અટકાવ્યો તેથી જાઅફરનાં શકમાં વધારો થયો તેથી તે પલંગપરથી ઉઠીને અબ્બાસાની સામે જઇને ઉભો રહ્યો!! જ્યારે અબ્બાસા તો એમને એમ ખુરશી પર બેશી રહી.

જે પછી જાઅફર અબ્બાસાને પુછવા લાગ્યો કે, " શાહઝાદીએ તમોને મારી પાસે શા માટે મોકલ્યા છે, તે કંઇ કહેશો ખરાં."

આ સવાલનો જવાબ પણ અબ્બાસાએ કશો આપ્યો નહિ, ત્યારે પછી લાચારીએ જાઅફરે અબ્બાસાએ ઓઢેલો બુરખો તેના સ્વરૂપવાન ચહેરા પરથી હઠાવી લીધો, કે તુર્તજ જાઅફરને તે ખુબસુરત પરીપયકર જેવો અબ્બાસાનો સૌંદર્યના ભર્યો અને ચંદ્રમાના ચાંદ જેવો સફેદ ગોરો ગુલાબી ચહેરો તમામ કીસમનાં ઠાઠમાઠ અને શણગાર સહીતનો દ્રષ્ટિગોચર થયો. બુરખાના ઘમઘોર વાદળાંઓ હઠી ગયાં અને તે તેજસ્વી ચહેરાના નુરનો નુરાની પ્રકાશ જાઅફરની આગળ ઝગમગી રહ્યો. અબ્બાસાનો ચૌદમી રાતનાં ચાંદ સરીખો સ્વરૂપવાન તેજસ્વી અને ચકોરી ચક્ષુઓ વાળા ચહેરાનું સ્વરૂપવાન સ્વરૂપ નીહાળતાં જાઅફર હેરાન અને ચકીત થઇ ગયો. એક તરફથી ખુશી અને ખોફ, અને બીજી તરફથી તાઅજુબ–હયરતની સામટી લાગણીઓએ તેનાં દીલને ચોતરફથી ઘેરી લીધું. તેથી જાઅફરના હોશ–હવાસ ઠેકાણે રહ્યાં નહિં.

" ચલી વોહ ડાલકે બુરકા,
લીયે હુઈ સાથ લોંડીકો;
ગઇ જબ પાસ જાઅફરકે,
હુવા હૈરાન દીલમેં વોહ ! ! "

છતાં પણ જાઅફર એક જવાંમર્દ હોવા સાથે વઝીર હોવાથી અને મોટાં ગહન વિષયોમાં તેને સમયસુચકતા વાપરીને કામ કરવું પડતું હોવાથી તેણે પોતાના દીલને તેના કાબુની બાહેર છટકવા દીધું નહિ. તેથી તે દીલને બરાબર સંભાળીને બોલ્યો કે, " ઓહો ! શાહઝાદી સાહેબ ! આપ અત્યારે કયાંથી ? " આ સાંભળીને અબ્બા-

સાએ કશો પણ જવાબ વાળ્યો નહિં, તેથી તેણે થોડા વખત પછી પાછું પુછ્યું કે, “ શાહઝાદી ! તમે કેવી રીતે અહીંઆં આવી શક્યાં ?” જ્યારે આનો પણ અબ્બાસાએ કશો પણ જવાબ વાળ્યો નહિં, ત્યારે જાઅફરે મરજાંન તરફ ફરીને પુછ્યું કે, “ ઓ મરજાંન ! જો તમોને મારા જીવનો કશો પણ ખ્યાલ ન હતો, તો તે વિષે મારે કશું કહેવાનું નથી, કારણ કે મારા જીવવામાં કે મરવામાં લાંબો ફરક નથી. પરંતુ તમારે જરા શાહઝાદીનો તો ખ્યાલ કરવો જોઇતો હતો ? શું તમોને ખબર નથી કે—જો બાદશાહ સલામતને આ બાબત ખબર પડે તો અમો બન્નેને જરા વખત પણ જીવતા રહેવા દે ખરા ? ખુદા જાણે અહીંઆં આવતાંજ સુધીમાં આ વિષેની ખબર ત્યાં પહોંચી જાય તો તેમાં કશી પણ નવાઈ નથી.

મરજાન—(હાથ જોડતાં)—“ હુઝુર ! એ વિષે આપ કંઇ પણ ખોફ ન રાખો !! કારણ કે—અમો કંઇ પાલખી કે સ્વારી પર આવ્યા નથી, પરંતુ છુપાઇને પાયદળ આપની હુઝુર આવ્યાં છીએ, તેથી ખુદાની મહેરબાનીથી કોઇને પણ ખબર પડી શકી નથી, શાહઝાદી સાહેબાનો જીવ જોખમમાં હોવાથી આપની સમક્ષ હાજર થવાની ગોયા ફરજ પડી ગઇ છે. ”

આ સાંભળીને જાઅફરે અજબ થતાં કહ્યું કે, “ અરે મરજાન ! તું આ શું બોલી ગઇ ? તેની મને કંઇ સમઝ પડી શકી નહિં. ”

મરજાંન—“ વઝીર સાહેબ !, ખુદાએ ઘણી મહેરબાની કીધી, નહિતર શાહઝાદી સાહેબનાં દર્શન થવાને બદલે આપને તેની મઈય-તનાં દીદાર થતે. ”

આ વાત સાંભળીને જાઅફરે એકદમ અજબ થતાં કહ્યું કે, “ અરે મરજાંન ! આ તે તું શું કહે છે ? ”

મરજાંન—"હુઝુર ! ખરેખર મારી વાત ખરી છે, આજે શાહઝાદી સાહેબા ગાનતાનના જલસામાંથી આવ્યાં પછી તેઓ આપની જુદાઈ સહન નહીં થઇ શકવાથી બેચેન અને બેશુદ્ધિ જેવી હાલમાં તેઓને કંઇ પણ બીજું નહિ સુઝતાં તેઓ આપઘાત કરવાને તૈયાર થઇ ગયા."

આ મુજબ કહીને તે રાત્રીએ અબ્બાસાએ કેવી રીતે આપઘાત કરવાની તૈયારી કરેલ હતી, તે વિષેનો વિગતવાર અહેવાલ મરજાંને કહી સંભળાવતાં કહ્યું કે, "હુઝુર ! શાહઝાદી સાહેબા તથા આપની નેક નામીથી અને ખુદાની મહેરબાનીથી આ કનીઝ તેઓને અહીંઆં સુધી લાવવામાં ફતેહમંદ થઇ છે, પરંતુ હજી તેઓના દીલમાંથી તે ખ્યાલ દુર થયો હોય તેમ જણાતું નથી, માટે હવે આપ ચેતતા રહેજો. તેઓ આપને મળવા આવ્યા નથી, પરંતુ આપનાં દુર્લભ દર્શનનો લાભ લઇને આપનીજ સમક્ષ જાંન દેવાને આવ્યાં છે.

જાઅફર—"ઓ મરજાંન ! તેં આમ કરવાથી અમારા પર ઘણો આભાર કીધો છે, હું આ માટે તારી ઘણી સારી કદર બુઝી નથી અને ખુદા તને પણ આનો સારો બદલો આપશે, હવે તારે કોઇ જાતનો ખોફ ખાવો નહિં; કારણ કે હવે શાહઝાદી આપઘાત કરશે નહિં.

આમ કહીને જાઅફરે અબ્બાસા તરફ ફરીને કહ્યું કે, "પ્યારી શાહઝાદી સાહેબા ! કેમ હવે તો જરા વાતચીત કરો ! જરા મારી સામે દૃષ્ટિ તો કરો ?"

અબ્બાસા આ સર્વે વાતચીત ખુરશીપર બેઠી બેઠી છાનીમાની સાંભળ્યા કરતી હતી, પરંતુ શરમ અને હયાની મારી માથું નીચું નમાવીને કાંઈ પણ જવાબ આપતી ન હતી, છતાં પણ હાલમાં તેનાં

સુકાઇ ગયેલા ચહેરા પર જરાતરા ફેર પડવા લાગ્યો હતો અને તેથી થયેલી ખુશીને લઇને તે ફીક્કાસ મારી ગયેલા ગાલો પર જરા તેઝ અને લાલાસ આવતી જણાતી હતી, છતાં પણ જે કામ માટે આવેલ હતી તે કામમાં હજી દઢ અને મુસ્તાક હતી અને થોડી વારમાં આપઘાત કરવા તૈયાર હતી! પાણીના ફુવારા મીસાલ આંખોમાંથી અફસોસીમાં તે અત્યારે નિસાસાઓ ભરતી હતી.

આ જોઇને જાઅફરનું દીલ એકદમ ભરાઇ આવ્યું, અને તેની આંખોમાંથી પણ ગોયા આંસુઓનો વસરાદ વરસવા લાગ્યો, અને પોતાની આ રડાપીતની હાલતમાં તે અબ્બાસાને બંને હાથ જોડીને કહેવા લાગ્યો કે, "મારી પ્યારી શાહઝાદી! ખુદા ખાતર હવે આપ રડવું મુકી આપો!! આપની પ્યારી, નુરાની અને ચંદ્રમા સમાન પ્રકાશીત ચક્ષુઓમાંથી હું આ પ્રમાણે આંસુઓની ધારાઓ વ્હેતી જોઈ શકતો નથી. હાય! અફસોસ! હું આપની આવી ગભરાટ ભરેલી ગજબનાક ગમગીનિની સ્થિતિ બીલકુલ દેખી શકવાની શકતી ધરાવતો નથી."

અબ્બાસાએ પોતાના નાજુક હાથો વતી જાઅફરે જોડેલા હાથો જુદા પાડતાં અને રડતાં રડતાં કહ્યું કે, "હાય! આપ મને શામાટે દોષિત કરો છો? હાથ તો મારે જોડવા જોઇએ કે આપે? ખેર! હવે હું રડવાનું મુકી આપું છું." આ પ્રમાણે કહેતાં અબ્બાસાને વધારે રડવું આવ્યું અને આંસુઓની ધારાઓ પ્રથમ માફક વહેવા લાગી.

જાઅફર—"પ્યારી શાહઝાદી! આપ કબુલ થયા છો કે હું રડીશ નહિં, છતાં પણ આ પ્રમાણે રડવું શા માટે ચાલુ રાખ્યું છે."

અબ્બાસા—"રડવું યા ન રડવું તે કોઇને હાથ થોડુંજ છે? રડવું હળવે હળવે બંધ થઇ જશે, આતો રડવું છે, કંઇ હસવું

તો થોડુંજ છે કે મરજી મુજબ ઝટપટ બંધ થઇ જાય ? અફસોસ ! આપના જુલમની ગોયા હદજ નથી ! નથી મેળાપનો લાભ આપતા કે નથી કાગળનો જવાબ વટીક આપતા ? ખેર ! પણ રડીને દીલનાં અરમાન પુરા પાડું છું, તે પણ આપને પાલવતું લાગતું નથી !

જાફર—"મારી વ્હાલી શાહજાદી ! ખરેખર ! મારી ઘણી ભુલ થઇ છે ! બેશક આપના નાજુક દીલને મારા તરફથી ઘણો રંજ પહોંચ્યો છે ! પંરતુ બેઅદબી માફ કરો ! શાહજાદી ! આપને તે સદમો કોનાથી પહોંચ્યો ? તે આપ સારી રવેસે જાણો છો ! તેથી મને જો નીર્દોષ ગણવા ચાહો તો તેમ પણ ગણત્રી કરી શકો ખરાં ! છતાં પણ હું તો મારી ભૂલની દીલોજાનથી માફી માગી લઉં છું !"

આ સાંભળીને અબ્બાસાએ જરા મોં મલકાવીને મરજાંન તરફ ફરતાં કહ્યું કે, "કેમ ! મરજાંન ! સાંભળે છે કે—વજીર સાહેબ તો નિર્દોષ બની જાય છે તે ? બે ત્રણ વખત કાગળો લખ્યા તોપણ શું જવાબ ન આપવા તે ભુલ ગણાય નહિ ? અને મારા કાગળોને ફાડીને ચુરેચુરા કરી નાખવા તેમાં પણ શું તેઓનો વાંક નથી કે ? આવી ભુલોના તો ભંડાર ભરાયા અને મારો જાન જવાની પણ તૈયારી થઇ છતાં પણ વજીર સાહેબ હજુ અજાણ્યા બનીને નિર્દોષ થઇ છુટવા માંગે છે, અને પોતાની ભુલ સમજતા નથી એ કયા વજીર સાહેબનો ઇનસાફ છે ? ખેર ! દુનીયાનો હાલ આવોજ છે કે ભલે આપણે તો મરી ફીટીએ અને જાન પણ દઇ દેવા તૈયાર થઇ જઇએ પરંતુ તેઓને આપણી દરકાર કે પરવા પણ રતીભાર શેનીજ હોય !"

અબ્બાસાનાં આ વાકયો અને કટાક્ષ બાણોથી જાફરનું દીલ વીંધાઇ ગયું અને શરમનું માર્યું માથું નીચે નમાવી લીધું ? તેના બળતા જળતા દીલમાંથી જે ગરમ વરાળની કટાક્ષ ભરેલી વાણી

નીકળતી હતી, તે જાઅફરના દીલમાં કારી તીર જેમ પેસી જવા લાગી અને તેની વાણીના વાક્ય પ્રહારો જાઅફરના ઝખમી થયેલા જીગરમાં વધારે ઝખમ કરવા અને ખુંચવા લાગ્યા તેથી તેની આંખો-માંથી આંસુઓનો ગોયા વર્ષાદ વર્ષવા લાગ્યો !

આવી સ્થિતિમાં તેણે મરજાંને કહ્યું કે, "ઓ મરજાંન ! શાહજાદી સાહેબા મારા માટે જે કંઇ ફરીયાદ કરે છે, તે વ્યાજબી છે ! આ વેળાએ હું તેઓના આવા કટાક્ષ ભરેલા વેણ સાંભળવા-ને સજાવાર છું ! છતાં પણ હું તને કસમ આપીને પૂછું છું કે–તે વેળાની મારી સ્થિતિનું તેં શાહજાદી સાહેબા પાસે વર્ણન કર્યું ન હતું ? કે હું તેઓનો કાગજ લઇને તાઅઝીમની સાથે માથે ચડાવ્યા પછી ચુંબન કરીને જ વાંચતો હતો ? અને કાગળ વાંચીને ફાડી નાંખવાનું માત્ર એટલુંજ પ્રયોજન હતું કે–તેથી શાહજાદી સાહેબની ઇજત સચવાએલી રહે ! અને તે કાગળ કોઇને હાથ વટીક પણ ન પડે ? તે વખતની મારા દીલમાં મોહબ્બત હતી કે નહિ તેનો સાક્ષી માત્ર ખુદાજ છે ! મને શાહજાદીને મળવાનો ઘણોજ શોખ હતો. પરંતુ હું જે કારણથી અટકી બેઠો હતો તે કારણ સ્પષ્ટ છે ! અને તેમાં કોઇપણ પ્રકારની ભુલ થઈ નથી ! છતાં પણ હું મારી ભુલ એક તકરાર ખાતર કબુલ કરી લઉં છું !" આ પછી જાઅફરે અબ્બાસા તરફ ફરીને કહ્યું કે, "હવે જે બની ગયું છે તે નહિ બન્યું થનાર નથી ! માટે મારી ભુલ માફ કરો અને માફ ન કરવી હોય તો જોઇએ તે સજા કરી લ્યો !"

આ સાંભળીને અબ્બાસાએ મોં મલકાવીને કહ્યું કે, "જી હા ! ખરેખર ! ખરી વાત છે ! સજા આપ કરી શકો કે હું ?"

અબ્બાસાના આવા પ્યાર અને મોહબ્બત ભરી મીઠાશના શબ્દો

સાંભળીને જાઅફરનું દીલ એકદમ બેકરાર થઈ પડયું ! જેથી તેણે તુર્તજ અબ્બાસાનો નાજુક અને પ્યારો હાથ પોતાના હાથમાં લઇને પોતાની છાતીપર મુકી દીધો ! અને કહેવા લાગ્યો કે, "પ્યારી શાહજાદી ! ખુદા તમોને સલામત રાખે ! તમારે મારાથી કંઇપણ જુદાઈ રાખવી નહિ ! વિશ્વાસથી ખચીત કરીને માનજો કે મારા દીલમાં તમારો ખ્યાલ હરહાલમાં હરદમ રમ્યાજ કરે છે ! "

જાઅફરના પ્યારના આવા શબ્દો સાંભળીને અબ્બાસાએ શર્મનું માર્યું પોતાનું માથું નીચે નમાવી દીધું અને મરજાન તરફ ઇશારો કરીને કહ્યું કે. "મરજાન ! સાંભળે છે કે ? અફસોસ ! હુઝુરની આ વાતોમાં કંઇપણ સત્ય હશે ખરૂં ?"

મરજાન—"અરે શાહજાદી ! તોબા તોબા કરો ! આપ આ શું ફરમાવો છો ?"

જાઅફર—"મરજાન ! નહિ, નહિ ! શાહજાદી ખરૂં કહેતા હશે હું જુઠું કહેતો હઇશ ! "

અબ્બાસા—"ઓ મરજાન ! હુજુરનું કહેવું જરાપણ સત્ય હતે તો તેના ચીન્હ શું નહિ દેખાતે ?

જાઅફરે આંખમાં આંસુ લાવીને કહ્યું કે, "ઓ શાહજાદી ! અફસોસ ! આપને તો કોઇપણ વાતે વિશ્વાસ આવતો નથી ! "

અબ્બાસા—"વિશ્વાસ શાનો આવે ? શું અમોને કંઇ ગેબનું જ્ઞાનતો થોડુંજ છે ? કેમ મરજાન ! તું કંઇ બોલતી નથી ! હું ખરૂં કહું છું કે નહિ ?"

મરજાને હાથ જોડીને અર્જ કરી કે, "શાહજાદા ! સાહેબ આપે ઘણી વખત કહેલું છે કે ખરી બાબતને છુપાવવી નહિ, અને કોઇ ખાસ જરૂરના કામ સીવાય ખોટી સાક્ષી પુરવા નહિ, તેથી હું

એટલું તો કહ્યા સીવાય રહી શકતી નથી કે—જે પ્રમાણે આપ ફરમાવો છો, તે પ્રમાણે નથી, પરંતુ વઝીર સાહેબ આ બાબતમાં તો બીલકુલ લાચાર અને લાઇલાજ હતા, તેથી આપના મેળાપ માટે પહેલ કે હીમત કરી શક્યાં નહીં !! હવે ગઇ ગુઝરી વાતને યાદ કરીને અફસોસ કરવો અયોગ્ય છે. માટે મહેરબાની કરીને બળતાં દીલપર તેલ છાંટવું મુકી દો !! હવે ઘણો થોડો વખત બાકી રહ્યો છે !! માટે દીલ ખોલી બે ચાર મોહબ્બતની વાતચીતોમાં મશગુલ થઇ પાછાં આપણે મહેલે ચાલો !!! ”

અબ્બાસા—“ એ મરજાંન ! જ્યારે તેઓનાં દીલમાં મોહબ્બતે ઘર કીધું છે, તો પછી કસમ ખાઇને જબરાઇથી વીશ્વાસ બેસાડવાનું શું પ્રયોજન છે ? તેઓને એટલું જ કહેવું બસ હતું કે દિલ એક બીજાનું આકર્ષણ કરે છે !! તેં મને પાછા મહેલે જવા કહ્યું તો શું તું એમ માની બેઠી છે કે હું આ પાંચ દશ મીનીટની નજીવી મુલાકાતથી મારો વીચાર માંડી વાળીશ ?!! ના ! મરજાંન ! તેમ જરાએ સમજવાનું નથી !! હવે હું હુઝુરને છેલ્લી સલામ કરીને તેઓનાં નામપરથી કુરબાન થઇ જાવું છું ! ”

આ સાંભળીને જાઅફરે આશ્ચર્ય થતાં અબ્બાસાને પુછ્યું કે, “ એ શાહઝાદી ! તમોએ આ શું કહ્યું ? અફસોસ ! આટલા બધા ખુલાસા થવા છતાં પણ તમારો ગુસ્સો નહીં ઉતર્યો એ અજબ છે !! હજારો મુસીબતો અને વીંટમ્બણા પછી તમારી મુલાકાત થઇ છે, તો બે ઘડી જરા મોહબ્બતની મીઠાશ ભરેલી વાતચીતોની ખુશ ગુફતેગોમાં મુને ગીરફતાર કરો અને આ જંજાલથી ભરેલી ઝુલમાટભરી જીંદગીમાંનાં હજારો સદમાઓનાં હાદેસાઓ અને હાડમારીઓને હઠાવીને આ જીંદગીનો જરા આનંદનો લ્હાવો અને સુખચેન ભર્યો એશ આરામ તો લ્યો અને લેવરાવો ! રસીલી શાહઝાદી ! ! ”



# પ્રકરણ ૨૬ મું.

## રંજ પછી ખુશી.

અબ્બાસાએ જાઅફરની આ વાતપર લક્ષ ન આપતાં કહ્યું કે, "હુઝુર! હવે ખુશ વાતચીતોથી દીલને બેહલાવવાનો અને આ જીંદગીને લ્હાવો અને મઝા ઉડાવવા જેવો મુબારક મેળાપ જો ખુદાએતઆલાને મંઝુર હશે તો બેહીસ્તમાંજ થશે! પરંતુ હવે આ ફાની દુનીયાની અંદર ફરી વખ્ત મેળાપ થવાની આશા રાખવી મીથ્યા છે!" આમ કહીને અબ્બાસા ખીસ્સામાંથી પેલી છરી કાઢીને પોતાના પેટમાં ભોંકવાને જતી હતી. તેવામાંજ જાઅફરે અને મરજાંને તેનો હાથ પકડી લીધો! અને તેમ કરતાં જાઅફર કહેવા લાગ્યો કે, "પ્યારી શાહઝાદી! જુઓ! આટલી બધી હઠ પકડો નહીં! અને યાદ રાખો કે—જો તમે આમજ કરશો તો હું તમારી પહેલાં મારાં જીવનો ત્યાગ કરીશ! અને તમો તો જાંન ખોવા બેઠાંજ છો, એટલે આ બંને ખુનોનાં ગુનાહો તમારાં શીરપર ચોંટશે!" આ પછી જાઅફરે મરજાંન તરફ ફરીને કહ્યું કે, "કેમ મરજાન! તું કોઇ પણ રીતે શાહઝાદીને સમજાવતી નથી?"

મરજાંન—"હુઝુર! મેં આ વીષે મારાથી બનતી કોશેશ કરવામાં કાંઈ પણ કચાસ રાખી નથી! તેથી છેવટે તેઓને આપની હુઝુરમાં લાવી છું! માટે આ બાબતમાં મારૂં મન મુંઝાય છે, કે હવે મારે કેવી રીતે કામ લેવું? પરંતુ હુઝુર! આપ સરકારે એટલું તો ખચિતજ કરીને માનવું કે—શાહઝાદીની સાથે હું પણ મારો જાન

ખોઈ બેસીશ ! શાહઝાદી સાહેબ ઘણાં ભણેલ, ગણેલાં અને હોંશીયાર છે, પરંતુ આ વેળાએ તેઓની મતી ખુદા જાણે શું કારણથી મુંઝાઈ ગઇ છે કે—તેઓ કોઇનું કહ્યું માનતાંજ નથી !"

અબ્બાસા—"મારે માટે તમારે કોઇએ પણ જીવ આપવો લાઝીમ નથી, કારણ કે—મારી બદલીમાં વઝીર સાહેબને બીજી ઓરત મળશે, એટલે મરજાંનને આ કરતાં પણ સારી નોકરી નસીબ થશે ! માત્ર હુંજ એક દુ:ખીયારી છું, કે જેનું કોઇ પણ ઠરઠેકાણું નથી !! બસ ! હવે આવી ઝુલ્માતભરેલી જીંદગીમાંથી છુટી જવાનું મારૂં દીલ થાય છે ! !"

જાઅફર—"પ્યારી શાહઝાદી ! હવે વધારે વાતો કરવાની કંઈ પણ જરૂર નથી ! પ્રથમ મનેજ રઝા આપો કે, હું તમને મારો જીવ અર્પણ કરી તમારૂં આ પ્રમાણે થતું કમનસીબ મોત જોવાને જીવતોજ ન રહું ! પરંતુ અફસોસ! આમાં મારી ભુલ થાય છે ! હું શા માટે તમારી રઝા લેવાને થોભું ? લ્યો જુવો ત્યારે હું હમણાં મારૂં કામ ખલાસ કરૂં છું !!"

આમ કહીને જાઅફરે અબ્બાસાનાં નાઝુક હાથોમાંથી જોર કરીને છરી છીનવી લીધી ! અને પોતે પોતાના પેટમાં ભોંકવા લાગ્યો કે તુર્તજ એકદમ અબ્બાસાએ પોતાનાં બંને નાઝુક હાથોથી તેનો હાથ પોતાના બનતા જોરથી પકડી લીધો ! મરજાંને પણ જાઅફરનો હાથ થોભી લીધો ! આમ કરતાં તે ત્રણેની આંખોમાંથી આંસુઓની ધારાઓ વ્હેવા લાગી અને અબ્બાસા કાંઇક વીચાર પછી જાઅફરની સામે માથું નમાવીને રડતી રડતી અને ધરૂજતી ધરૂજતી બોલી કે,

"હાય ! અફસોસ ! આપ આ શું કરો છો ? ખુદા ખાતર

આવો ગઝબ ન કરો !! અને પોતાનો અમુલ્ય જાનનો આ પ્રમાણે નાહકનો અંત ન આણો !!"

આ સાંભળીને જાઅફરે એક હાથથી અબ્બાસાનું માથું ઉંચું કરીને અને જરા રડતાં રડતાં કહ્યું કે, "શાહજાદી ! આપ પોતે તો મરો છો, ત્યારે મને શા માટે વારો છો ? હવે તમો મને મરવાની ના પાડશો તોપણ હું તો હવે બસ મરવાનોજ ! માટે એ પ્યારી શાહજાદી ! મારો હાથ મુકી દો અને મને હવે વધારે સમજાવીને શરમીંદો ન કરો !!"

અબ્બાસાએ બહુજ નમૃતાપુર્વક માથું નીચું નમાવીને અને એક હાથે સલામ કરતા કહ્યું કે, "હુઝુર ! ખેર ! જે થઇ ગયું તે હવે નહીં થયું થનાર નથી ! માટે જો આપની આવીજ મરઝી છે, તો હું પણ પોતાનું ખુન કરી આપઘાત કરતી નથી અને હવે સોગંદપુર્વક કહું છું કે—એ વીષે મારા દીલમાં ખ્યાલ વટીક લાવીશ નહીં!"

જાઅફર—"શાહજાદી ! હું તો પ્રથમજ કહી ચુકયો છું કે જો આપને ન મરવું હોય તો ખેર ! પરંતુ હું તો હવે જીવતો રહી શકતો નથી ! માટે હવે આપને છેલ્લી સલામ કરીને હું આ દુનીયામાંથી કુચ કરી જાઉં છું !"

મરજાને જાઅફરને સમજાવતાં કહ્યું કે,

"એ હુઝુર ! જ્યારે શાહજાદી સાહેબ પોતાની હઠ મુકી કબુલ થાય છે, અને આપનું ફરમાન આંખ માથાં પર ચડાવે છે, ત્યારે હવે આપ પણ અમારી ઇલ્તેમાસ ધ્યાનમાં લ્યો અને તે પ્રમાણે વર્તવાને કબુલ થાવો !"

જાઅફર—"મરજાંન ! ખરેખર કહું છું કે—હવે કોઇનું સમઝાવ્યું મારા પર કાંઇ પણ અસર કરી શકવાને સર્વથા અશક્યજ

છે ! આ વેળાએ મારૂં મોત આવી રહ્યું હોય તેવી મને ખાત્રી થતી જાય છે, માટે તમારે કાંઇ પણ વધારે વાત કરવી મુનાસેબ નથી !"

અબ્બાસા—"હુઝુર ! આપને એવી તો ખાત્રી નહીંજ હોય કે—હું આપનાં પછી જીવતી રહી શકીશ ! તો જ્યારે આપ આપઘાત કરી આપનું ખુન કરશો તો તુર્તજ બલ્કે આપની સાથેજ અમો પણ અમારો જીવ આ પાપી અને ખાકી ખોળીયામાંથી કાઢી નાંખીશું ! જે પ્રમાણે આપનાં ખુનનો ગુનાહ મારાંપર આવતે તે પ્રમાણે હવે આપ અમારાં ખુનનું કારણ થશો ! માટે ખુદા ખાતર માફ કરો અને છરીને હાથમાંથી ફેંકી દો !"

આ વેળાએ અબ્બાસાએ ઠંડા દીલથી એવાં આજેજી ભરેલાં શબ્દો કરગરીને કહ્યાં અને જાઅફરની સામે એવી તો તીક્ષણ દ્રષ્ટી કરી કે—જાઅફરનો ગુસ્સો પણ શાંત પડી ગયો અને શાહઝાદીની ખુશ આવાઝવાળી મીઠી ઝબાનની તલેસમાતી—એજમતી અસરથી આપઘાત કરીને પોતાની આયુષ્યનો અંત આણવાનાં નીશ્ચયનાં નીશાનો જોશ ગોયા એકદમ ઉતરી ગયો ! તેથી જાઅફરે એકદમ અબ્બાસાને છાતી સરસી ચાંપતાં અને છરીને હાથમાંથી દુર ફેંકતાં કહ્યું કે, "પ્યારી શાહઝાદી; ખાત્રીથી માનજો કે—આ વેળાએ મેં પણ આપની જેમ ખુન કરી આપઘાત કરવાની તઇયારી કીધી હતી, પરંતુ હજુ મોત દુર હોવાથી એક બીજાનો ગુસ્સો દુર થયો ! ખેર ! હવે માત્ર બેજ ઘડી રાત્રી બાકી રહી છે, માટે હવે કંઇ પણ ફીકર કર્યા સીવાય બીજી ખુશ ગુફતેગોમાં ગીરફતાર થઇને જલદીથી પોતાના મહેલે પાછાં રવાના થઈ જાવો ! ! !'

આ સાંભળીને મરજાંન સમઝી ગઇ કે—હવે જાઅફર અને અબ્બાસાનો ગુસ્સો એકદમ ઉતરી ગયો છે, અને હવે એક બીજા

વચ્ચે પ્યાર અને મોહબ્બતની વાતોની શરૂઆત થઈ ચુકી છે ! પરંતુ અબ્બાસા હયા અને શરમની મારી કંઇ પણ વધારે બોલી શકતી નથી ! તેથી અબ્બાસા જાઅફર સાથે ખુલ્લાં દીલથી કશાં પણ આંકોશ સીવાય ખુશ ખુશાલ વાતો કરી આનંદ અને મોઝમઝા મેળવી શકે તે માટે અને તેને જાઅફર સાથે મળવા હળવા અને બોલવાની તક આપવા માટે મરજાંને જાઅફરને આડાંઅવળાં બ્હાનાં બતાવતાં કહ્યું કે, "હુઝુર ! બાહેર જે ખવાસ બેઠી છે, તેની સાથે મારે ઘણી સારી મોહબ્બત હોવાથી જો આપ રઝા આપો તો હું તેની પાસે એક કલાક બેસી આવું ! અને પછી આપ અવાઝ આપશો ત્યારે પૂછી આવીને શાહઝાદી સાહેબને મહેલમાં લઇ ચાલીશ ! પરંતુ હુઝુર ! એ પણ લક્ષમાં જરૂર રાખશો કે હવે માત્ર થોડોજ વખ્ત આપણા હાથમાં રહ્યો છે !"

જાઅફરને તો આજ જોઇતું હતું ! એટલે તેને તો "ભાવતું હતું અને વઇદે કહ્યું !" એવુંજ થઇ પડયું ! તેથી તેણે તુર્તજ મરજાંનને કહ્યું કે, "ઓ મરજાંન ! ભલે તારી ખુશી ! પરંતુ વ્હેલી આવજે !"

જાઅફરની આ રઝા મળવાથી મરજાંન એકદમ બાહેર નીકળી અને દરવાજો વાસીને જાઅફરની ખવાસ પાસે ગઇ અને આડીઅવળી વાતોએ વળગી ! જેમ કરતાં પેલી ખવાસે મરજાંનને પુછયું કે, "ઓ મરજાંન ! આ નવી કનીઝ કયાંથી આવેલી છે ? અને કોણે મોકલેલી છે ?!" મરજાંને જવાબમાં કહ્યું કે, "એ કનીઝ ખાસ શાહઝાદી સાહેબે ખરીદ કરેલી છે !! તે હુઝુરને જોવા માટે મોકલવામાં આવી છે !! કે જો તેઓને પ્રસન્ન પડે તો રાખે !! નહીતર પાછી મોકલી આપે ! પરંતુ મને તો એમજ લાગે છે કે આ કનીઝને હુઝુર નહીંજ રાખતાં પાછી શાહઝાદી સાહેબને મોકલાવી આપશે !"

# પ્રકરણ ૨૭ મું.

## પ્રેમ-મસ્ત ! !

મરજાનના જવા પછી જાઅફર અને અબ્બાસા તે મહેલનાં આરાસ્તાં કીધેલાં સુંદર અને શોભાયમાન શયનગૃહમાં એકલાજ પડ્યા, એટલે લાંબા વખ્તની જુદાઇમાં જળી બળી અને તપી રહેલા આશક માઅશુકો થોડા વખ્ત માટે નચીંત થયાં અને તેથી તેઓના બન્નેનાં દીલની બેચેની અને બેકરારી ગોયાં ઉડીજ ગઇ ! હવે તેઓ એક બીજા સાથે મોહબ્બત અને પ્યારની ખુશખુશાલ ગુફ્તેગોમાં ગીરફ્તાર થયાં ! ! જાઅફર અને અબ્બાસાનાં નીકાહ થયાંને આજ લાંબી મુદત થવા છતાં પણ આજ દીન સુધી તેઓને આવી શાંન્તીથી એકાંતમાં મેળાપ કરવાનો કે વાતચીતો કરવાનો પ્રસંગ નહિ પડ્યો હોવાથી, તેઓએ આ વેળાએ દુલ્હા, દુલ્હનની પહેલી મુલાકાત જેવોજ આનંદ અને મોઝમઝા ભોગવી ! પરંતુ આમ થયાં પહેલાં જ્યારે મરજાંન તેઓને એકલાં છોડીને પોતાની મોહબ્બતવાળી ખવાસને મળવાનું બહાનું બતાવીને વીદાય થઇ ત્યારે પહેલાં તો ત્યાં શાન્તીજ પથરાઇ ! પ્રથમજ મળેલી આવી અલોકીક એકાંતમાં બન્નેમાંથી કોઇ પણ વાતચીત શરૂ કરવાની પહેલ કરતું ન હતું ! ! આશક માઅશુકના બન્ને હૃદયોમાં જોરથી ધબકારા થતા હતાં અને દીલ બહુજ ઉછાળા મારી રહ્યું હતું ! ! આટલી લાંબી મુદતે પોતપોતાની મુરાદે પહોંચવાની ખુશાલ ઘડી નશીબ થવાથી હવે વધારે વખ્ત આ પ્રમાણે ધીરજ ધરવાની તેઓમાં બીલકુલ શક્તિ રહી ન હતી ! તેથી આખરે

પહેલી રાત્રીની આ અલૌકીક અને વીચીત્ર પ્રકારની ચુપકીદી જાઅ-ફરે તોડી અને તેણે અબ્બાસાનો હાથ પકડીને મોં મલકાવતાં કહ્યું કે, "કેમ ? પ્યારી શાહઝાદી ! મહા મુશ્કેલીઓ અને હાડમારીઓનાં ભોગે આપણા જીવની ગોયા પરવા વટીક નહીં કીધા પછી અને બાદશાહ સલામતનાં ખોફને બહાદુરીથી મારી હઠાવ્યા પછી આજે આંટલાં લાંબા સમય પછી આપણને મેળાપ કરવાની મુબારક તક ખુદાએતઆલાએ મેળવી આપી છે ! પરંતુ તે મેળાપમાંનો એક કલાક તો આપઘાતો કરવાની બાબતોમાં પસાર થઇ ગયો ! હવે માત્ર બેજ કલાકો બાકી રહ્યાં છે ! માટે હવે તેને પણ શરમ અને હયાનાં દુઃખદાયક પંઝામાંથી શા માટે નથી હઠાવી દેતાં ? ! અને આ આનંદ અને મોઝમઝા લુંટવાનાં મુબારક મવકાને શા માટે હાથમાંથી જવા દ્યો છો ?"

આ સાંભળી અબ્બાસાએ મોં મલકાવીને કહ્યું કે, "હુઝુર ! શું વાતચીત કરૂં ? ! ફરીયાદ કરવાની તો આપે ના પાડેલ છે ! માટે જે કંઇ પુછો તેનાં જવાબ આપવાને હું બેલાશક તૈયાર છું !" આમ કહીને અબ્બાસાએ જાઅફરના ખોળામાં માથું નાખી દીધું ! તેથી જાઅફરે પણ તેને ગોદમાં લઇને તેનાં ગુલાબી ગોટા જેવાં રતાસ મારતાં રૂખસારો પર પ્યારનું ચુંબન કીધું અને કહ્યું કે,

### શેઅર.

**"શર્મ કો દુર કરો પાસ હમારે આજા,**
**અબતો દિલદાર મેરે દિલકો બનાદે તાઝા !**
**ગોદ મેંય મેરી જરા આન કે બેઠો દિલબર,**
**વસ્લકા જામ હમેં પી, કે પીલાઓ દિલબર!!"**

આખરે એક બીજા અરસપરસ પ્યાર, મોહબ્બત અને મીઠી મશ્કરીની ખુશ ગુફ્તેગોમાં ગીરફ્તાર થયાં!!

આવી મોઝમઝાનાં અલોકીક આનંદમાં દોઢ કલાક કેમ પસાર થઈ ગયો તે **પ્રેમ-મસ્ત** બનેલાં જોડાંને જરાયે જણાયું નહીં! આખરે જ્યારે આટલો વખત પસાર થયો ત્યારે અબ્બાસાએ વિચાર્યું કે-હવે ઘણો વખત પસાર થઇ ગયો છે! માટે હવે જરૂર મહેલે પાછું ફરવું જ જોઈએ! તેથી તેણે જાઅફરને કહ્યું કે, "પ્યારા! મરજાનને બોલાવો તો હું પોતાના મહેલે પાછી ચાલતી થાઉં! કેમકે હવે સ્હવાર પડવા આવી છે: માટે અંધારામાં ચાલ્યું જવું તે બેહતર છે!"

જાઅફર-"ઓ પ્યારી શાહઝાદી! હવે પાછાં ક્યારે મળશો?"

અબ્બાસા-"હુઝુર! જ્યારે જીવ દેવાની તઇયારી કરી ત્યારે આપનો મેળાપ થયો! હવે શું આપ બીજી વખત પણ મને જાંન દેવાની તઇયારી કરાવવા ખુશી છો?"

જાઅફર-"ઓ મારી પ્યારી શાહઝાદી! હવે એ બાબત રહી નથી કે જાંન દેવો પડે! હવે તો ખરૂં પુછો તો મારા જીવનું વધારે ઝોખમ છે, કે કદાચીતને આજનાં મેળાપની બાદશાહ સલામતને ખબર પડી તો મને તો જીવતો જ રહેવા નહીં આપે! ખેર! આઠ, દશ કે પંદર દીવસે મેળાપનો મોકો શોધી કાઢીશું!!"

જ્યારે આ પ્રમાણે થોડો વખત પસાર થઈ ગયો ત્યારે મરજાંને હળવેથી દરવાજો ખખડાવ્યો, તે સાંભળીને જાઅફરે કહ્યું કે, "મરજાંન! અંદર આવ! કેમ નથી આવતી?!"

રજા મળવાથી મરજાંન અંદર ગઈ. આ પછી મરજાંને જા-

અફ્રર અને અબ્બાસાને ઝુકીને સલામ કરી અને ઘણા જ ધીમા સ્વરે મોં મલકાવીને તે બન્નેને મુબારકબાદી આપી ! આ સાંભળીને જાઅફરે પણ જરા મોં મલકાવ્યું અને તેણે એક ઉમદા અને ભારે કીંમતનો હાર મરજાંનને બક્ષીસ આપ્યો ! આ જોઇને અબ્બાસાએ ખુશાલ જીગરે હસતાં હસતાં કહ્યું કે, "ઓ મરજાંન ! તું હુઝુર માટે આજે કનીઝ લાવી છે, તેનું તને આ ભારે ઇનામ આપવામાં આવ્યું છે ! !"

આ સાંભળીને મરજાંને હાથ જોડીને અર્ઝ કીધી કે, "ઓ મારી શાહઝાદી ! આપ આ શું બોલો છો ? ! આપતો અમારા સરદાર અને મહેરબાન શાહઝાદી છો ! અને આ હાર તો આપનાં મુબારક પગલાંઓ અત્રે કરવાનો ગોયા સદકો છે !"

જાઅફરે કહ્યું કે, "આ હાર તો ખરૂં પુછતાં તો શાહઝાદીને બચાવી લીધાં તેની એક નાદર બક્ષીસ છે !"

અબ્બાસા–"જો તેમજ હોય તો આ બક્ષીસ આપે નહીં, પરંતુ મારે આપવી જોઇતી હતી !"

જાઅફર–"તે વખત તો બલા, મુસીબત અને કામનો હતો ! એટલે ઇનામ આપવાનું તો કયાંથી બની શકે ? !"

આવી વાતચીતો થયાં પછી અબ્બાસા પાછો બુરખો ઓઢીને તઇયાર થઇ ગઇ ! અને જાઅફરની રઝા માંગવા લાગી ! ખરેખર ! જ્યારે જુદાઇની ઘડી માથાપર આવીને ઉભી રહી ત્યારે તે વખ્ત તે પ્રેમ–મસ્ત જોડાંને તો સખ્ત મુસીબતનોજ થઇ પડયો ! અને જાઅફર અને અબ્બાસાને મન તો તે વીખુટાં પડવાનો સમય કીયામતનાં જ જેવો ગજબનાક થઇ ગયો ! અફસોસ ! આખરે મહા મુશ્કેલીએ અને પ્રથમની જેમ આંખોમાં ભરાયેલાં આંસુઓની ગજબનાક

ગમગીની ભરી સ્થીતીમાં તે વીયોગી-વ્હાલાંઓ એક બીજાં સામે ટગર ટગર જોતાં જોતાં એક અફસોસીની હાય મારતાં વીખુટાં પડયાં!

વો કયા મતકી ઘડી ઓર વો બલાકા સામના
જબ કોઇ માશુકસે મિલકર જુદા હોને લગે.

---

## પ્રકરણ ૨૮ સું.

---

### ગર્ભવંતી!!

---

દાઅવતનાં દીવસો પુરા થયા પછી અને અબ્બાસાનો છેલ્લો મેળાપ થયાં પછી જાઅફર પાછો પોતાની પ્યારીની જુદાઇમાં જળવા બળવા લાગ્યો અને ઉદાસ અને તુટેલે હૃદયે જ્યારે તે પોતાનાં મહેલે જઈને પલંગપર સુતો ત્યારે અબ્બાસાનો ચહેરો હજી સુધી તેની આંખો સામે ર્ફ્યા જ કરતો હતો!! અને અબ્બાસા જાણે કે તેની પાસે આવીને ઉભી હોય તેવાં તેને વારંવાર ભણકારા આવ્યાં કરતાં હતાં! અબ્બાસાનો હવે કેમ અને કેવી રીતે મેળાપ થઇ શકે તે વિચારે તેને ચીતભ્રમ કરી મુકયો ? કારણ કે એક વખ્ત થયેલાં થોડાં વખતનાં ટુંક મેળાપથી ભોગવેલો અઇશ—આરામ અને મોઝમઝા યાદ આવી જવાથી તેને આવો અઇશ—આરામ ભોગવવાની અને અબ્બાસાની પ્યારી સુરત નીહાળવાની અને પ્રથમનાં જેવો કોઈ બીજો મેળાપ કરીને તેના જેવો અલોકીક આનંદ ભોગવવાની તેને બહુ જ તીવ્ર જીજ્ઞાસા થઈ આવી ! તેથી તેને તે રાત્રીનાં કોઇ પણ પ્રકારે નીદ્રા આવી નહીં ત્યારે તેણે પોતાનાં ખાસ દોસ્ત અબદુલ્લાહને બો-

લાવ્યો અને તેની આગળ અબ્બાસાની જુદાઈથી પોતાની થઇ પડેલી બેચેન હાલત દીલ ખોલીને સંભળાવી અને તે વિષે તેનો મત માંગ્યો ત્યારે અબદુલ્લાહે કહ્યું કે, "પ્યારા દોસ્ત ! હજુ તો મેળાપ થયાને એકજ દીવસ પસાર થયો છે, તેટલામાં જ આટલા ઉતાવળાં અને બેચેન શા માટે બની જાવો છો ? સબુર રાખો ! "ધીરજનાં ફળ હંમેશાં મીઠાં હોય છે !" માટે મારૂં એમ માનવું છે કે—થોડા સમયમાં બાદશાહ સલામત જોઇ વીચારીને છેવટે મેળાપ કરવાની રજા જરૂર આપશે ! અને પોતાની બ્હેનને આવી જ હાલતમાં કુંવારી કે વીધવાની જેમ બેસાડી નહી રાખે; તેમજ થયેલા નીકાહ પણ તોડી નહીં નંખાવે !"

અબદુલ્લાહનાં ધીરજ ધરવાનાં આ શબ્દો સાંભળીને જાઅફરને કાંઈક શાન્તી થઇ ! જે પછી આ બંને દોસ્તો વાતચીતો કરતાં કરતાં પાછલી રાત્રીના સુઇ રહ્યા.

એક તરફ જાઅફરની આવી સખ્ત બેચેની છે, ત્યારે બીજી તરફ અબ્બાસા પણ તેવી જ બેઆરામી અને હયરાન પરેશાનીમાં પડેલી છે.

અબ્બાસાએ પોતાનાં મહેલે જવા પછી સર્વે નોકરો ચાકરો વીગેરેને બાહેર જવાની રજા આપી દીધી અને પોતે માત્ર મરજાનને પાસે સુવરાવીને સુવા ગઈ ! ! પરંતુ અફસોસ ! કે નીંદ્રા તો વેરણ થઇ પડી હતી ! તેને કોઈ પણ પ્રકારે નીંદ્રા આવતી ન હતી ! અને જાઅફરનો મેળાપ થતાં જ જાણે કે લાંબા સમયની જુદાઇ થઇ હોય તેવું તેને જણાવા લાગ્યું ! અબ્બાસાની આવી સખ્ત પ્રકારની બેચેની જોઇને મરજાને પુછ્યું કે, "શાહઝાદી ! કેમ આજે બહુ ગમગીન છો ? મને સંપુર્ણ આશા છે કે બાદશાહ સલામત આખરે પશ્ચા-

તાપ કરીને મેળાપની રજા આપશે ! કદાચીતને તેઓ રજા નહીં જ આપે તો પછી આપણે બહુ જ ખાનગી રીતે મેળાપ કરવાની ગોઠવણુ કરી શકીશું !" મરજાંને આ પ્રમાણે અબ્બાસાને દીલાસો આપી તેને શાંત પાડી ! એટલે તે રાત્રી તો તેણે મહા મુસીબતે પસાર કરી !

આ પછી જ્યારે એક મહીનો પસાર થઇ ગયો ત્યારે એક દીવસે બપોરનું ખાણું લીધાં પછી અબ્બાસાનો જીવ મુંઝાવા અને ગભરાવા લાગ્યો ! મરજાંને અબ્બાસાની આવી હાલહવાલ હાલત જોઇને પુછ્યું કે, "ઓ મારી શાહજાદી ! તમારો આવો હાલ કેમ દેખાય છે ?"

અબ્બાસા—"ઓ મરજાંન ! કોણુ જાણે મને શું થઇ ગયું છે કે—મને કંઈ પણુ ભાવતું નથી ! મોળ આવ્યાં કરે છે અને જીવ ઉદાસ અને બેચેન રહ્યાં કરે છે !"

મરજાંન—"શાહઝાદી ! મને એવું માલમ પડે છે કે—કદાચીતને આપને ગર્ભ રહી ગયો હોય ! આવા ચીન્હો ગર્ભના હશે !"

આ સાંભળીને અબ્બાસા શરમાઇ ગઇ અને કહેવા લાગી કે, "ઓ મરજાંન ! તને તો મારી મશ્કરી કરવી સુઝે છે અને મારો તો જીવ નીકળી જાય છે !"

મરજાંને હસ્તાં જવાબ આપ્યો કે, "શાહઝાદી ! મારી શું તાકાત છે કે—હું આપની મશ્કરી કરૂં ! પરંતુ હું ખરી વાત કહું છું કે—આવાં આચાર એક ગર્ભવંતી સ્ત્રીનાં હોય છે !"

આ સાંભળીને અબ્બાસાએ અજબ થતાં શરમાઇ જઇને પુછ્યું કે, "શું મરજાન ! આ ખરેખર ખરી વાત છે ?!"

મરજાન—"શાહજાદી ! ગર્ભ રહે ત્યારે ઘણું કરીને મોળ અને ઉલટી થાય છે !"

આ સાંભળીને અબ્બાસા બહુજ ગમગીન થઈ અને અફસોસ કરીને કહેવા લાગી કે, " મરજાંન! ખરેખર જો આમજ હોય તો હવે મારૂં મોત નઝદીક આવ્યું સમજી લે! કારણ કે હમેલની બાબત છુપી રહેવી મુશ્કેલ છે. કદાચીતને મહા મુશ્કેલીએ છુપું પણ રાખીયે, પરંતુ જ્યારે સંતાનનો પ્રસવ થશે ત્યારે તે બાબત કોઈ પણ પ્રકારે છુપી રહેવી મુશ્કેલ છે, અને તેથી તે વેળાએ મને ખાત્રી છે કે ભાઇજાન મને અને જાઅફરને જરૂર કત્લ કરાવી નાંખશે."

અબ્બાસાનાં આવાં ખેદયુક્ત અને નિરાશાભર્યા શબ્દો સાંભળીને મરજાન તેને ધીરજ અને હિંમત આપતાં બોલી કે, " ઓ મારી શાહઝાદી! આવાં ખોટા વિચારો અને વહેમોને આપના દીલમાંથી દુર કરો. આપ જે બાબત ફરમાવો છો, તે મારી અક્કલમાં આવી શકતી નથી, બાદશાહ સલામત જો કે તામસી સ્વભાવનાં છે ખરાં; પરંતુ તામસીપણાની કે ગુસ્સાની કોઇ હદ હોવી ઘટે! ઉપરાંત આપ તો બાદશાહ સલામતનાં પ્યારાં અને માનીતા બ્હેન થાઓ છો! ના, તેટલુંજ નહિં, પરંતુ આપનાથી અદ્યાપીપર્યંત થઇ હરામ કામ કે કુકર્મ થયું નથી. હુઝુરે પોતેજ નિકાહ પઢાવી આપ્યાં છે, માટે આ વિષે કાંઇ પણ ગમ કે સદમો રાખવો આપને બીલકુલ સજાવનાર નથી, ઈન્શાઅલ્લા હોતઆલા તે માલીક મુખ્તાર સર્વ સારાં વાનાંજ કરશે." આમ કહીને મરજાને અબ્બાસાને દીલાસો આપ્યો તેથી તેના દીલને થોડી ઘણી રાહત થઈ, જે પછી બપોરની ઝોહરની નિમાઝનો વખત થયાથી અબ્બાસા નિમાઝ પઢવાને ઉઠી.

———:o:———

# પ્રકરણ ૨૯ મું.

## મેળાપ માટે મસલત !

જ્યારે બીજે દિવસે સ્હવાર પડી અને સુર્ય પોતાનાં તેજસ્વી કિર્ણોનાં ઝગઝગાટ અને પ્રકાશથી પૃથ્વીને પ્રકાશીત અને ઉજ્વલ કરવા લાગ્યો અને ઠંડા મંદ મંદ પવનનો ઝીણો સુસવાટ જ્યારે અબ્બાસાના મહેલમાં શિતળતા પાથરી રહ્યો હતો, તેમજ ખુશનુમા ઝીણા પવનની લ્હેર્કીઓ મહેલના બગીચાની નાની ડાળો ધીમેથી ઝુલાવી રહી હતી ત્યારે ત્યાં એક પ્રકારનો ગાયનનો ધ્વની સંભળાયો હતો. આવી ખુશનુમા અને ગુલાબી ઠંડા પવનની લ્હેર્કીઓ તનબદનને તાજગી બક્ષતી હતી અને આવા ભવ્ય મહેલમાં વિહાર કરનારને તો પવન અને ખુશબોદાર ફુલોનાં પમરાટથી મિશ્રિત સુવાસ એટલો બધો ખુશનુમા અને ઠંડો લાગતો હતો કે, તે ગોયા બેહીસ્તનાં એક મધમધતાં મધુરા મીઠાશથી બ્હેર્કી ગયેલા બાગમાંથી સીધો ચાલ્યો આવતો ન હોય ! પરંતુ અબ્બાસાને મન તો આ સર્વ તુચ્છ હતું, તેને ન તો ખાવા પીવાનું, કે ન તો આવી ખુશનુમા સ્હવારની ગુલાબી ઠંડીનાં દીલખુશ વખતની મંદ મંદ પવનની લ્હેર્કીઓથી પોતાના દીલને શાન્તિ કરી બહેલાવવાનું દીલ હતું, તેનું સર્વ ધ્યાન તો તેના પ્યારા અને જીગરજાન જાઅફરમાંજ પરોવાયેલું હતું, જાઅફરનો પ્રેમ ભર્યો મેળાપ અને તેના પ્રેમીલા ઓષ્ટનું ચુમ્બન તેજ તેના મનનો દીલખુશ અને ઠંડી લ્હેર્કીઓથી દીલને શાંત કરવાનું એક સર્વોત્તમ સાધન હતું.

સ્હવારના આવા ખુશનુમા અને દીલખુશ વખતે પણ અબ્બાસાને જરા પણ સુખ કે ચેન હતુંજ નહિં, જાફરની જુદાઈમાંજ અને તેની સખ્ત બેકરારી અને બેઝારગીમાં તે આ વેળાએ સખ્ત હેરાન પરેશાન હતી. તેવામાં મરજાંન બાહેરથી હરખભેર આવી અને શાહઝાદીને આવી સખ્ત બેચેનીમાં જોઇને તેને વિચાર આવ્યો કે, કાંઇ પણ વાતચીતથી શાહઝાદીનો મિઝાજ આનંદમાં લાવવો જોઇએ, તેથી તે બોલી કે, "શાહઝાદી સાહેબ! મારા સાંભળવામાં આજે એવી વાત આવી છે કે—બાદશાહ સલામત અને વઝીર સાહેબ દુરની મુસાફરીએ જવાવાળાં છે."

અબ્બાસાએ આશ્ચર્ય થતાં કહ્યું કે, "ઓ મરજાંન! તને આ નવીન સમાચાર ક્યાંથી મળ્યા?"

મરજાંન—"શાહઝાદી! મેં બાદશાહ સલામતની ખવાસ પાસેથી સાંભળ્યું તે એ કે—ગઇ કાલે દરબારની કચેરીમાં મુસાફરી વિષે કાંઇક વાતચીત થઈ છે."

અબ્બાસા—"મરજાંન! તું જલદી જા, અને જલદીથી ખરી ખબર લઈ આવ કે તેઓ ક્યાં જનાર છે? શામાટે જાય છે? અને ત્યાં આગળ કેટલીક રોકાણ થવાની છે?"

આ સાંભળીને મરજાંન બાદશાહની તે ખવાસ પાસે ગઇ અને તેને પુછ્યું કે, "હુઝુરની મુસાફરીની બાબત તારા સાંભળવામાં કેમ અને કેવી રીતે આવી તે ખુલાસાથી કહે." જવાબમાં તેણે કહ્યું કે, "મરજાંન! આ વિષે હજુ સુધી મને પુરી બાતમી મળી નથી, પરંતુ મને એટલી તો ખબર છે કે કોઇ મહાન બાદશાહ સાથે આપણાં બગદાદના બાદશાહને લડાઇ થવાનો સંભવ છે; તેથી હુઝુરને ત્યાં આગળ જરૂર જવું જોઇયે, ત્યાં કેવી રીતે અને ક્યારે

જવાનું થશે તે હજુ આજે મુકરર થશે એમ મારા સાંભળવામાં આવેલ છે."

આ ખબર લઇને મરજાંન અબ્બાસા આગળ આવી અને જેટલી ખબર મળી શકી હતી તેટલી કહી સંભળાવી; જે પછી બીજે દિવસે મરજાંન પાછી ખબર લાવી કે-"બાદશાહ અને વઝીર એક મોટું લશ્કર લઇને આવતાં શનીવારે સ્હવારે લડાઈ માટે રવાનાં થઇ જશે."

આ સાંભળીને અબ્બાસા ઘણી દિલગીર થઈ અને કહેવા લાગી કે, "એ મરજાંન ! ઘણી અફસોસની વાત છે કે, આટલે બધે દુરની લડાઇ પર જવાની મુસાફરીની તૈયારી પણ થઇ ચુકેલી હોવા છતાં વઝીર સાહેએ મને કાંઇપણ કહેવરાવ્યું પણ નહિ, માટે તું આજ રાત્રિના વઝીર સાહેબને ત્યાં જા અને કોઇ તક સાધીને તેઓ-ને કહે કે, આપ મેળાપ કર્યા સીવાય જંગની મુસાફરીએ બીલકુલ જશો નહિં, કદાચ જો આપનો હુકમ હોય તો હું પોતે કોઇ તદ-બીર કરીને મળવા માટે આપની હજુર આવું."

જે વેળા અબ્બાસા મરજાંનને જાઅફર પાસે જવાનો હુકમ કરતી હતી તેજ વખતે જાઅફર પણ તેજ વિચારમાં હતો કે અબ્બા-સાનો છેલ્લો મેળાપ થયા પછી તેના તરફથી કોઇ પણ પ્રકારની કાંઇ પણ ખબર મળી નથી, હવે તો મારે લડાઈની લાંબી મુસાફરીએ જવું પડશે તેથી જો એકજ વખત અબ્બાસાનો મેળાપ થઇ જાય તો ઘણું મઝાનું ! પરંતુ આ માટે કયી યુક્તિથી કામ લેવું જોઇએ ? આવો વિચાર આવવાથી તેણે પોતાના દોસ્ત અબ્દુલ્લાહને બોલાવ્યો અને તે વિષે તેની સાથે મસલત ચલાવી ત્યારે અબદુલ્લાહે જવાબ આ-પ્યો કે, "પ્યારા દોસ્ત ! આપણે હજી સુધી શાહઝાદી પર પયગામ

મોકલ્યો નથી, તેથી મારો એવો મત થાય છે કે—આપણે પયગામ મોકલવો તે કોઈ રીતે યોગ્ય નથી ! કારણ કે—આપણો કોઇ માણસ તેના મહેલમાં જશે ત્યારે વાત છુપી રહેશે નહિં, માટે જો અબ્બાસા તરફથી મરજાંન આવે તો તેને કહેવું કે—પ્રથમની જેમ અબ્બાસા જો કનીઝના વેષમાં આવીને મારો મેળાપ કરી જાય તો પછી લડાઈની લાંબી મુસાફરીએ નીકળી જાઉં."

અબ્દુલ્લાહની આ સલાહ જાઅફરને પસંદ પડી, તેથી તેણે તે મુજબ વર્તવાનો વિચાર કીધો, ત્યાર પછી રાત્રિના મરજાંન, જાઅફર પાસે જવા રવાના થઇ, અને જાઅફર કને અદબઆદાબ બજાવી લાવી ઉભી રહી, ત્યારે જાઅફરે તેને ઘણું માન આપીને પોતાની સામેની ખુરશીપર બેસાડી, જે પછી તેણે પોતાની ખવાસ અને બીજા નોકર—ચાકરોને બહાર જવાનો હુકમ આપી દીધો, એટલે તે કમરામાં માત્ર જાઅફર અને મરજાંનજ રહ્યાં, ખીદમતગારો અને નોકરો વીગેરે ગયા પછી જાઅફરે પુછ્યું કે, "કેમ મરજાંન ! ઘણી ઇન્તેઝારી ભરી રાહ જોવાડયા પછી આજ મારાપર મહેરબાની કરી."

"હુઝુર ! જ્યારે આપ સરકાર મહેરબાની ન કરો અને કોઇ પ્રકારે અમારી ખબર લેવાની પરવાહ ન કરો ત્યારે અમારે તો આપની ખબર પુછવીજ જોઇએ ને." મરજાંને મંદહાસ્ય કરતાં કહ્યું.

જાઅફર—"હા ! તે વાત સાચી છે, અમીર લોકો અને આલી ખાનદાનનાં કુટુંબીઓ પોતાના નોકરો વીગેરે પર મહેરબાની રાખ્યા કરે છે."

આ સાંભળીને મરજાંને હાથ જોડતાં કહ્યું કે, "હુઝુર ! આવું તે શું બોલતાં હશો ? આપ તો અમારા સરદાર છો ! હવે તો આપની સાથે અમારો ઘાડો અને નઝદીકનો સંબંધ જોડાયો છે."

જાઅફ્ફર—"તમો જે કંઇ સમઝતા હો તે માત્ર તમારી લાયકી છે. મરજાંન ! હવે કહે તો ખરી કે શાહઝાદી સાહેબની તબીયત કેમ છે ?"

મરજાંન—"હુઝુર ! તબીયતનું શું પુછો છો ? આપ પોતેજ જાણુતા હશો કે–તે રાત્રિના બાગની ટુંક વખતની મુલાકાત તો સ્વપ્ન જેવી થઈ ગઇ. આ ટુંક પરંતુ યાદગાર મેળાપને જ્યારે શાહઝાદી સાહેબ યાદ કરે છે, ત્યારે તેઓ બોલી ઉઠે છે કે–વઝીર સાહેબની મુલાકાત સાચે સાચી થઇ કે માત્ર સ્વપ્નજ આવ્યું ?"

જાઅફ્ફર—"ખરેખર મારી પણુ તેવીજ સ્થિતિ છે, તે રાત્રિની મુલાકાત મને પણુ કેવળ સ્વપ્ન સમાન ભાસે છે."

મરજાંન—"હુઝુર ! અમોએ સાંભળ્યું છે કે–આપ અને બાદશાહ સલામત કોઇ લાંબી મુસાફરીએ જનાર છો ? શું આ વાત ખરી છે ?"

જાઅફ્ફર—"હા ! મરજાંન ! તે વાત તો ખરી છે, અમારે એક મુલક પર ચઢાઇ લઇ જવાની છે, તેથી ભારે લશ્કર લઇને ખુદ બાદશાહ સલામત, કેટલાક અમીર ઉમરાવો તેમજ આલીમો અને હકીમો સાથે જનાર છે, મારે પણુ હુઝુરની સાથેજ જવું પડશે."

મરજાંન—"મુસાફરી ક્યારે શરૂ થશે ?"

જાઅફ્ફર—"ઇન્શાઅલ્લાહ ! આવતા શનીવારે નાસ્તો લીધા પછી અને બપોરનો વખત પસાર થયાં પ્રથમ અમો કુચ કરી જઇશું ! અને લડાયક સામાન વીગેરે આવતી કાલે સોમવારથી નીકળવા માંડશે !"

મરજાન—"હું ચાહું છું કે–ખુદાએતઆલા આપ સર્વેને લડાઇમાં વીજય આપો ! અને બહુજ જલદીથી ફતેહ કરીને પાછા

ફરો ! આવી મારાં ખરાં અંતઃકરણપુર્વકની દુઆ છે ! પરંતુ હુઝુર આપ લડાઇની લાંબી મુસાફરીએ વીદાય થાવો તે પ્રથમ એક વખત શાહઝાદી સાહેબને મળીને જશો તો વધારે સારૂં થશે ! એટલા માટે જ તેઓએ મને આપની ખીદમતમાં મોકલી છે !"

જાઅફર—"ઓ મરજાન ! તું સારી રીતે જાણે છે કે—હું તેઓને કોઇ રીતે મળી શકતો નથી ! પરંતુ બહુજ છુપી રીતે જો તેઓ કોઈ સારો મોવકો મેળવીને મારો મેળાપ કરી જાય, તો હું પણ રાજી થાઉં ! મરજાન ! ખરૂં કહું તો હું પણ તારાં અત્રે આવ્યાં પ્રથમ એજ વીચાર અને ફીકરમાં હતો !"

મરજાન—"હુઝુર ! જો આપની મરઝી હોય તો આવતી કાલે રાત્રે શાહઝાદી સાહેબ ગાનતાનનાં જલસામાંથી નીકળ્યાં પછી પોતાને મહેલે ન જતાં આપને ત્યાં સીધાં ચાલ્યાં આવે !"

જાઅફર—"મરજાન ! ભલે ! જેમ યોગ્ય લાગે તેમ કરજો, પરંતુ ખબરદાર ! બહુજ સંભાળ અને સાવચેતી રાખવી કે એ બાબતની કોઇને પણ જરાપણ ખબર પડી શકે નહીં !"

જાઅફરની રજા મેળવીને મરજાન અદબ આદાબ બજાવી લાવી અને અબ્બાસા આગળ આવીને તેને તમામ હકીકત કહી સંભળાવી !



# પ્રકરણ ૩૦ મું.

## રંગમાં ભંગ!

મરજાનની સર્વે વાતચીત સાંભળ્યા પછી અબ્બાસાએ કહ્યું કે, “ ઓ મરજાન ! તું આવતી કાલે મેળાપ કરવાનો વાયદો તો આપી આવી, પરંતુ જરા વીચાર તો કર કે રાત્રીનાં ઇશરતના જલસામાંથી નીકળ્યા પછી મારાથી જાઅફર પાસે પરભારૂં કેમ જઇ શકાશે ? ' ”

મરજાન—“ મારાં ધ્યાનમાં એક એવી યુક્તિ આવે છે કે, ઇશરતના જલસામાંથી ફારેગ થયાં પછી આપે કપડાં પહેરવાનાં ડરેસીંગ રૂમમાં જઇને કોઇ કનીઝની ચાદર ઓઢી લેવી ! અને આપનો તમામ પોષાક ઉતારીને એક કનીઝને પહેરાવી દેવો ! જે પછી બાહેર નીકળીને આપની સવારીમાં પેલી કનીઝને બેસાડી દેવી ! જે પછી આપ અને હું પાછળ પાછળ ચાલતાં જશું ! અને જ્યારે મહેલ તરફ ફરવાનો ખાંચો આવશે ત્યારે આપણે વઝીર સાહેબનાં મહેલ તરફ રવાના થઈ જશું ! તેથી સર્વે કોઇ સમજશે કે કોઇ કનીઝ જાઅફરને ત્યાં જાય છે ! ”

અબ્બાસા—“ ઓ મરજાન ! તેં ઘણી સારી યુક્તિ શોધી કાઢી ! ખેર ! જે થવાનું હશે તે તો જરૂર થશેજ ! ભલે ! ત્યારે આવતી કાલની સર્વે તઇયારીઓ કરી રાખજે ! અને જે કનીઝ હુશીયાર, ચાલાક અને આપણી ખાસ વીશ્વાસુ હોય તેને મારો બુરખો ઓઢાડીને તૈયાર રાખજે ! ”

જે પછી બીજે દીવસનાં રાત્રીએ ગાનતાનનો જલસો મળ્યો નહીં ! કારણકે બગદાદનો બાદશાહ લડાઇ પર મુસાફરીએ જવાનાં

વીચારોમાં અને તેની મોટાં પાયાં પર તૈયારીઓ કરવા કરાવવામાં રોકાયેલો હતો, તેથી તેણે મનાઇ હુકમ આપ્યો કે ત્રણ ચાર દીવસ સુધી ગાનતાનનો જલસો મેળવવો નહી! આ વાતની અબ્બાસાને ખબર પડવાથી તેણે મરજાનને કહ્યું કે, "ઓ મરજાન! હવે આપણે શું કરીશું ?"

મરજાન—"આજે વઝીર સાહેબ આગળ જવાનું મુલતવી રાખો! હું ઈન્શાઅલ્લાહ આવતી કાલે પાલખી લઇને હાઝર થઇશ, અને જે કોઇ રસ્તામાં પુછપુરછ કરશે તેને કહેતી જઇશ કે—મારી માસી બાહેરગામથી શાહઝાદીને મળવા માટે આવી છે! આવી રીતે હું આપને રાત્રીના વખતે પાલખીમાં બેસાડીને લઇ જઇશ! તેથી એમ સમજાશે કે જે બાનુ શાહઝાદીની મુલાકાત માટે આવેલી હતી તે પાછી વીદાય થાય છે!"

અબ્બાસા—"આ બાબત બરોબર બંધબેસ્તી થઈ શકશે નહીં, કારણ કે, આથી એમ બનવા સંભવ છે કે, એક કનીઝને બદલે પાલખી ઉચકનારાં બન્ને માણસોને આપણાં ભેદની સ્હેજસાજ ખબર પડી જશે, તેથી આ બાબત પ્રસન્ન કરવા લાયક નથી! માટે આપણે પ્રથમની જેમજ છુપી રીતે ચાલ્યાં જઇએ તો વધારે બહેતર થઇ પડશે!"

મરજાન—"ભલે! આપની મરજી પ્રમાણે આજ રાત્રીનાં અમલ કરીશું! પરંતુ પ્રથમથી વઝીર સાહેબને ખબર આપવી સારી છે કે તે અગાઉથી તમામ પુરતો બંદોબસ્ત કરી રાખે!"

આમ કહીને અને અબ્બાસાની રજા લઇને મરજાને જાફરને જઇને કહ્યું કે, "હુઝુર! આજ રાત્રીનાં શાહઝાદી સાહેબ આપની

મુલાકાતે પધારનાર છે ! માટે જો આપ યોગ્ય ધારો તો પ્રથમથી સર્વે બંદોબસ્ત કરી રાખશો !"

જાઅફર—"એ મરજાન ! હાલમાં બે ત્રણ દીવસ થયાં ગાનતાનનો જલસો મવકુફ કરવામાં આવ્યો છે, માટે બહુ રાત્રી ન જવા દેતાં થોડી રાત્રી ગુજર્યા પછી શાહઝાદીને પ્રથમની જેમ કનીઝના વેષમાં લઈ આવજે !"

આ હુકમ લઇને મરજાન અબ્બાસા કને આવી અને તેને સર્વે બીનાથી વાકેફ કરી. રાત્રી થવા પછી અબ્બાસા નીમાઝ, વઝીફા વીગેરેથી તુરત ફારેગ થઇ ગઇ અને થોડી રાત્રી ગુઝરવા પછી પોતાનાં જીગરજાન જાઅફરનો મેળાપ કરવા માટે આતુર થઇ રહી ! તેણે તમામ જાતનો સુંદર અને ભપકાદાર શણગાર સજ્યો ! અને કનીઝનો બુરખો માથા પર ઓઢી લઇને મરજાન સાથે રવાના થઇ ગઇ !

જાઅફર તો પોતાની મનહરણી માઅશુક અને દીલખુશ દીલારામની રાહ જોઇ રહ્યો હતો ! પગથીઓ પર બે ઓરતોના પગોનો ચાલવાનો ધીમો આવાઝ થતાંજ તે બાહેર નીકળી આવ્યો અને શાહઝાદીને ઘણાં માન મરતબાની સાથે પોતાની નઝદીક બેસાડી ! મરજાન પણ થોડો વખત ત્યાં થોભી ! જે પછી તે મોકો જોઇને બાહેર ચાલી ગઈ ! એટલે આ પ્રેમ—મસ્ત રંગીલું જોડું—જે એક બીજાંની જુદાઇમાં આ જીંદગીનાં ઝુલમાત ભર્યા દીવસો સુખે દુઃખે ગુઝારતું હતું; તેને હવે એક બીજા વચ્ચે શીકાયત કે ફર્યાદ કરવાનો અને આનંદ તેમજ મોઝમઝા કરવાનો અલોકીક આનંદનો ઉલ્લાસ ભર્યો અવસર મળી ગયો ! જેથી અબ્બાસા થોડાં વખત પછી બોલી કે, "કેમ પ્યારા ! આપે અને હુઝુરે કયાંની મુસાફરીએ જવાની તૈયારીઓ કીધી છે ?"

જાઅફર—"ઓ પ્યારી અબ્બાસા! **રૂમનાં બાદશાહ યગફુર કયસરનો** બાદશાહ સલામતપર એક ખત આવ્યો છે! તેમાં તેઓ આપણને ઘણીજ ધમકી લખતા એમ પણ જણાવ્યું છે કે "તમોને જે કંઇ માલ અને અસબાબ **કયસરાએ** આપ્યો, છે તે તે સર્વે પાછો આપો! નહીતર તલવારને મ્યાનમાંથી બાહર કાઢવી પડશે અને એક મોટી ખુનખાર લડાઈ જાગશે!' આપણા **બગદાદના બાદશાહે** આ કાગળનો જવાબ વાળતાં લખ્યું છે કે, " **ઓ રૂમનાં કુતરાં!** મેં તારો કાગળ વાંચી જોયો છે, અને તે માટે મારો તને એટલોજ જવાબ છે કે—તેં જે કાંઈ સાંભળ્યું કે' જોયું નથી તે તું નઝરોનજર જોઇ લઇશ!" આવો જવાબ રૂમના બાદશાહ પર લખી મોકલ્યા પછી બાદશાહ સલામતે લશ્કરો જોગો એક હુકમ કાઢ્યો છે કે—રૂમ પર હુમલો કરવાને સર્વે તઈયાર થઇ જાઓ, તેથી અમો હાલમાં મુસાફરીનો સામાન તઇયાર કરવામાં રોકાયેલા છીએ. સરસામાન, બાવરચીખાનું, તંબુઓ, ખયમા વીગેરે તો લડાઇના મેદાનમાં રવાના પણ થઇ ચુકયાં છે, અને લશ્કર પણ રફતે રફતે નીકળતું જાય છે અને હજુ નીકળવું ચાલુજ છે.'

અબ્બાસા—"વ્હાલા! આપ કયે દીવસે રવાના થઇ જશો?"

જાઅફર—"ખુદાનું ચાહવું હશે તો અમો પણ આવતા શની-વારની સાંઝ પહેલાં અહિંઆંથી કુચ કરી જઇશું."

અબ્બાસા—"આની પહેલાં કોઇ લડાઇ થઇ છે ખરી?"

જાઅફર—"હા, હીજરી સન ૧૭૯ માં **શેહરે દીસ્સા ફતેહ** કરવામાં આવ્યું છે, અને હીજરી સન ૧૮૧ માં **સફસાફનો કીલ્લો** જીતી લેવામાં આવ્યો છે. હવે અમો રૂમપર ચડાઈ લઇ જઇએ છીએ, માટે ખુદાએતઆલાની દરગાહમાં દુઆ માંગો કે—તે વીજયની માળા અમારા ગળામાં આરોપે."

આ વાતચીત થયા પછી તે પ્રેમ—મસ્ત બનેલા રંગીલા યુવાનોમાં સ્હેજસાજ મશ્કરી અને પ્રેમઘેલી મસ્તી શરૂ થઈ ગઇ! અને પ્યાર અને મોહબ્બતના જોશ ભર્યા આવેશમાં અરસપરસ ચુંબનનો વર્ષાદ વર્ષવા લાગ્યો. એક બીજા ગોયાં બેહીસ્તની અંદરનું અવર્ણનીય અલોકીક સુખ, ચેન અને ભોગ વીલાસ માનતાં ન હોય, અને જાણે કે બેહીસ્તના બાગમાં હુરો ગીલમાન સાથે મોઝમઝાં લુંટતા ન હોય, પરંતુ આહ! અફસોસ કે ખુદાએતઆલાને તેઓને આ પ્રમાણે છુપી રીતે પણ બેહીસ્તનો અલોકીક આનંદ અને ભોગ વિલાસોથી તૃપ્તી કરી મોઝમઝા માનવા દેવાનું રૂચ્યું નહિં. કારણ કે જ્યારે તેઓ આવી પ્રેમ—મસ્તીમાં મસ્ત બની ગયેલાં હતાં, ત્યારે તે "**રંગમાં ભંગ!**" પાડવાને ત્યાં આગળ એક બાદશાહનો ખીદમતગાર આવી લાગ્યો! તેણે જાઅફરનાં બાહેર બેઠેલાં ખાદીમને કહ્યું કે, "બાદશાહ સલામત વઝીર સાહેબને કાંઇ જરૂરતનાં કામ માટે તુર્તજ બોલાવે છે, માટે જલદીથી હાજર થવાનું વઝીર સાહેબને કહી આવ!"

આ પયગામ બાહેરનાં ખીદમતગારે મરજાંનને કહ્યો, તેથી મરજાંને જઇને જાઅફરનાં રૂમનો દરવાજો ખખડાવ્યો, ત્યારે જાઅફરે દરવાજો ખોલ્યા સીવાય અંદરથી પુછયું કે, "એ કોણ છે?" મરજાંને બાહેરથી જવાબ આપ્યો કે, "હુઝુર! એ તો હું છું! જરા દરવાજો ખોલો."

જાઅફરે દરવાજો ખોલ્યો, અને જાઅફરે મરજાંનને અંદર બોલાવીને પુછયું કે, "ખેર તો છે ને? પાછા જવાની આટલી બધી તે શી ઉતાવળ આવી ગઈ? હજુ અમો તો પુરી પાધરી વાતચીત પણ કરી શકયાં નથી! ત્યાં તું આટલી બધી શામાટે તાકીદ કરે છે."

મરજાંને હાથ જોડી અર્ઝ કરી કે, "હુઝુર! મેં કંઈ પણ ઉતાવળ કીધી નથી! પરંતુ બાદશાહ સલામતનો ખીદમતગાર આપને તાકીદે બોલાવવા માટે આવ્યો છે!"

આ સાંભળીને જાઅફરના હોશ ઉડી ગયા, તેને તો એમ ચોક્કસ લાગ્યું કે, આ મેળાપની બાદશાહને જરૂર ખબર પડી ગઇ હોવી જોઇએ, નહિતર આવા વખતે હુઝુર માણસ બોલાવવા માટે મોકલે તે કદી પણ સંભવેજ નહિં! આવો વિચાર આવવાથી તેણે બીકથી ધ્રુજતાં ખીદમતગારને કહ્યું કે, "જા! હુઝુરને જઇને કહે કે—હું કપડાં બદલીને હમણાંજ આપની ખીદમતમાં હાઝર થાઉં છું."

આ જવાબ લઇને બાદશાહનો ખીદમતગાર તો રવાના થઈ ગયો, અને જાઅફર, અબ્બાસા તેમજ મરજાંન એ ત્રણે જણાઓ મોટી ફીકર ચિંતામાં અને ધાસ્તીમાં પડી ગયાં! અને હવે આ વાતની જો બાદશાહને ખબર પડી તો શું હાલ થવાના? તે વિચારે એ ત્રણેને અર્ધ ઘેલાં ગાંડાં અને ચીતભ્રમ કરી મુકયાં! તેથી થોડી વારે અબ્બાસાએ જાઅફરને પુછ્યું કે, "કેમ પ્યારા! અમારાં અહીંઆં આવવાનાં ખબર તો બાદશાહ સલામતને પહોંચ્યા નહી હોયને?"

જાઅફર ડરનો માર્યો ધ્રુજતો ધ્રુજતો બોલ્યો કે, "કેમ ખબર પડી શકે? તેઓ ઘણા ચાલાક અને હોંશીઆર છે! કદાચીતને કોઇ છુપો જાસુસ તપાસ માટે રાખ્યો હોય! અને તેથી મને હમણાં બોલાવવામાં આવતો હોય તો તેમાં કાંઇ નવાઇ નથી!"

અબ્બાસા—"જો આમજ હોય તો તેઓ પોતેજ ચાલ્યાં આવે તેવા છે, મને તો એમ લાગે છે કે મુસાફરીએ જવાનું છે, તેથી કોઈ નવીન બાબત યાદ આવી ગઈ હશે તેથી કાંઇ સલાહ કે મસલત કરવા બોલાવ્યા હશે!"

મરજાન—"હુઝુર ! શાહઝાદી સાહેબે જે કારણ કહ્યું તે માટે આપને બોલાવવામાં આવતા હોય તો તે કેવળ બનવા યોગ્ય લાગે છે."

આ સાંભળીને જાઅફરે એક હાય ખેંચતાં અને માથાં પર હાથ પછાડતાં કહ્યું કે, અફસોસ ! **તકદીર આગળ તદબીરનું જોર ચાલતું નથી !** જ્યારે લાંબી મુદતે તદબીરે આ મુબારક અને શુભ અવસર મેળવી આપ્યો ત્યારે તકદીરે આડે આવીને **ચઢેલા રંગનો ભંગ કરી દીધો !** ખેર ! તમો અહીંઆંજ થોભો ! હું હુઝુર પાસે જઇને બે કલાકની અંદર પાછો આવું છું."

અબ્બાસા—"ભલે ! આપ પધારો ! અમો અહીંજ બેઠા છીએ !"

આ સાંભળીને મરજાને હાથ જોડીને અબ્બાસાને અર્ઝ ગુઝારી કે, "શાહઝાદી સાહેબ ! આપ આટલા બધા હોંશીયાર અને સાવચેત હોવા છતાં આવા ભોળા થઈ ન જાવ ! કદાચીતને વઝીર સાહેબના ફરમાવ્યા પ્રમાણેજ હોય તો પછી અહીંઆં રોકાઈ રહેવું જોખમભર્યું અને આપણા લાભમાં ઘણું નુકસાનકારક પુરવાર થશે ! માટે હુઝુર ગયા પછી આપણે અહીંઆંથી તુર્તજ ચાલ્યાં જવું જોઇએ."

જાઅફર—"ઓ મરજાન ! ખરેખર તારી વાત મને પ્રસન્ન આવી, માટે હું અત્રેથી ગયા પછી તમો પણ વધુ વખત ન ખોતાં રવાના થઇ જજો."

અબ્બાસા—"મારા ખ્યાનમાં એમ આવે છે કે—અમો હમણાંજ રવાના થઇ જઇએ, અને અમારા પછીજ આપ રવાના થઈ જશો."

જાઅફર—"પ્યારી શાહઝાદી ! ભલે એમ કરો ! **બીસમીલ્લાહ ! ખુદા હાફીઝ !**"

આ પછી અબ્બાસા અને મરજાન પ્રથમ પહેરેલા પોશાકમાં

પોતાના મહેલ તરફ રવાના થઇ ગયા, પરંતુ ત્યારે શું આ બાબતની બગદાદના બાદશાહને ખબર પડી ચુકી હતી?

## પ્રકરણ ૩૧ મું.

## લડાઈની તૈયારીઓ.

અબ્બાસા અને મરજાનના ગયા પછી જાઅફર પણ તુર્તજ કપડા બદલીને બહુજ તાકીદની સાથે સવારી પર બેસીને હારૂનના મહેલમાં ગયો. હારૂને તેને પોતાની નજદીક બોલાવીને ઘણાં માન મરતબાની સાથે બેસાડયો. જે પછી તેણે જાઅફરને પુછ્યું કે, "ઓ જાઅફર! આપણે લડાઈની સર્વે સામગ્રી તઇયાર તો કરાવી અને લશ્કર પણ થોડું થોડું રવાના થતું જાય છે, પરંતુ મેં આ વેળાએ તમને આ મસલત માટે બોલાવ્યા છે કે-આપણે આપણી સાથે કેટલો ખજાનો લેવો?"

જાઅફર—"હુઝુરે આલી! મારા લક્ષમાં એમ આવે છે કે આપણે વધારે ખજાનો સાથે લેવો નહિં, પરંતુ જરૂરત પુરતોજ લેવો અને બાકીના માટે એવી ગોઠવણ કરી જવી કે દર ત્રણ ત્રણ દીવસે આપણે અમુક રકમ ત્યાં મળ્યાં કરે!!"

હારૂન—"ભલે! હવે સફરનો દીવસ બહુ નજદીક છે, માટે જે કાંઇ બાબત યાદ આવે તેની તુરતજ નોંધ કરી લઇ હુકમ આપી દેવા! અને તેમાં કોઇ પ્રકારની બેદરકારી કે ગફલતી રાખવી નહિં કે જેથી ત્યાં આગળ પહોંચ્યા પછી પશ્ચાતાપ કરવાનો વખત આવે, માટે તે વિષે પુરતી તકેદારી પ્રથમથીજ રાખવી."

જાઅફર—"હુઝુરે આલી! ખુદા કરશે તો કોઈ બાબતની કશી પણ ખામી આવી શકશે નહિ. આપની બુલંદ નેક નામીથી દરેક ઠેકાણે દરેક ચીજ હાજર થઇ જશે."

આ વાતચીત પછી થોડો વખત રાજપાટની બીજી બાબતોમાં પસાર થઇ ગયો અને રાત્રી ઘણી થઇ તેથી હારૂને જાઅફરને કહ્યું કે, "જાઅફર! જાઓ! હાલતરત તો તમે નિંદ્રા લ્યો! હું પણ હવે નિંદ્રાવશ થાઉં છું! સવારના કચેરીના વખતે હંમેશના રીવાજ કરતાં વ્હેલાં આવજો."

બાદશાહની રજા મળવાથી જાઅફર અદબઆદાબ બજાવી લાવી ઘણોજ ખુશી થતો થતો પોતાને મ્હેલે આવી લાગ્યો, પરંતુ તેને તે રાત્રીના બીલકુલ નિંદ્રા આવી શકી નહી કારણકે તે એવા વીચાર-માં હતો કે—આ પયગામ અબ્બાસાને કોઇ પણ પ્રકારે પહોંચાડવો જોઇએ કે—આપણો ભેદ હજુ સલામત રહ્યો છે, અને તેની કોઇને ખબર વટીક પડી શકી નથી.

——:o:——

## પ્રકરણ ૩૨ મું.

### લડાઇપર!!

અબ્બાસાએ મરજાંન સાથે પોતાનાં મહેલે ગયા પછી, તજ વિચારની ફીકર ચિંતામાં લાંબો વખત વીતાડી દીધો! તેણે વીચાર્યું કે બાદશાહ સલામતે વઝીર સાહેબને શા માટે બોલાવ્યા હશે તેના સમાચાર અવશ્ય મંગાવવા જોઇએ! પરંતુ તે પાછી અફસોસ કરીને

પોતાના દીલ સાથે વીચાર કરવા લાગી કે વઝીર સાહેબ એવી હઠ લઈને બેઠા છે કે તેઓ પોતાના તરફથી કાંઈ પણ સંદેશો કે ખબર અંતર મોકલવતા નથી ! જે કાંઇ કામની પહેલ કરવી હોય છે, તે તો પ્રથમ મારેજ કરવી પડે છે ! આ વિષે તેણીએ પોતાની ખાસ વિશ્વાસુ દાઇ મરજાંનની સલાહ પુછી જોઇ તો મરજાંને કહ્યું, " ઓ મારી શાહજાદી ! આપ જે કંઇ કહો છો તે વ્યાજબી છે, પરંતુ તેમાં વઝીર સાહેબનો કાંઇ ઉપાય નથી ! માટે આ વિષે અફસોસ કરવો છોડી આપો ! હું પોતેજ આજ રાત્રીના વઝીર સાહેબ પાસે જઇને બાતમી મેળવી આવીશ. "

બીજી રાત્રીના મરજાંન જાફર પાસે ગઈ અને રાત્રીના બાદશાહે શા માટે બોલાવ્યા હતા તે–વિષે ખુલાસો માંગ્યો, ત્યારે જાફરે મરજાંનને સર્વ હકીકત ખુલાસાવાર કહી સંભળાવી આ ખબર લઇને મરજાંન અબ્બાસા કને પાછી ફરી અને તેને સર્વે કેફીયતથી વાકેફ કરી !

બીજે દિવસે પ્રથમના મુકરર કાયેલા પ્રોગ્રામ મુજબ બગદાદનો બાદશાહ તેના માનીતા અને વિશ્વાસુ વઝીર જાફર સાથે અને એક મોટા લશ્કર સહીત પુર દમામ અને જાહોજલાલી વચ્ચે રૂમના પ્રદેશ ભણી કુચ કરી ગયો, ત્યારે બગદાદની તમામ રઇયત બાદશાહની આ દમામી દોરની સવારી નીહાળવાને રસ્તામાં ટોળેટોળાં મળ્યાં જે સર્વે જાહેર રસ્તાઓપરથી લશ્કરની સ્વારી નીકળનાર હતી તે રસ્તાઓ પર આવેલી તમામ ઇમારતો લોકોથી ચીકાર ભરાઇ ગઇ, અને જ્યારે બગદાદનો બાદશાહ અને વઝીર જાફર લશ્કરના મુખડે પુર દોર દમામ અને ધામધુમ સહીત બગદાદ શહેરમાંથી પસાર થઇ ગયા ત્યારે બગદાદની વફાદાર રઇયતે તેઓ પર ફુલોની

વૃષ્ટિ કરીને તેઓને વધાવી લીધાં, અને તમામ લોકો, નોકરો—ચાકરો, ગુલામો અને લોંડીઓ વીગેરે બાદશાહ વીજય કરીને પાછા જલદી ફરે તે માટે દુઆ ગુજારવા લાગ્યાં ! અને બગદાદના બાદશાહ માટે જયના હર્ષનાદ બોલાવવા લાગ્યા, જ્યારે બગદાદનો બાદશાહ હારૂન અલ રશીદ ગરીબો, મીસકીનો અને ફકીરોને ખેરાતમાં નાણું આપતો અને પૈસા ઉરાડતો ઉરાડતો બગદાદ શહેરની બહાર મેદાનમાં પડયો, ત્યારે બગદાદનું તમામ લશ્કર પોતાના બાદશાહની સરદારી અને રાહબારી સાથે "અલ્લાહો—અકબર"ના બુલંદ નાઅરા કરતું કુચ કરી ગયું.

—:o:—

## પ્રકરણ ૩૩ મું.

### હમલ છુપાવવાની કોશીશો.

વઝીર જાઅફરના જંગપર જવા પછી અબ્બાસાની હાલત બેચેન થઇ પડી ! પોતાનાં દીલનાં કોડ પુરા પાડયા સીવાય પોતાનો જીગરજાન જાઅફર આવી રીતે દુરદરાઝના મુલકમાં લડાઇ પર ગયેલો જોઇ અબ્બાસાની ઉમેદો અને આશાની કીસ્તી ગોયા ડુબી ગઇ ! તે વિચાર કરવા લાગી કે—"અરેરે ! પ્યારા જાઅફરની જુદાઇ સહન ન થઇ શકવાથી મેળાપ કરવા ચાહ્યો પરંતુ તેમાં પણ કમનસીબે "રંગમાં ભંગ !" પડયો ! અફસોસ ! મારાં નસીબ ફુટી ગયાં છે કે તે પ્યારા દીલબરનો નીરાંતે અને નચિંતપણે પુરતો મેળાપ પણ થઈ શકતો નથી ! અને હવે તો ખુદા જાણે કે—તે—પ્યારો કોણ

જાણે ક્યારે રૂમની લડાઇ પરથી પાછો ફરશે ? અને મને આલિંગન દઇ મારા કોડ પુરા પાડશે ? અફસોસ કદાચીતને તેઓ કેદ પકડાઇ ગયા તો યા ખુદા ! મારૂં શું થશે ? આહ ! તો પછી તો તેઓનાં મેળાપની અમર આશા અને દીલના અરમાન દીલમાંજ સમાઇ રહેવાનાં !" આ વિચાર આવવાથી અબ્બાસા એકદમ બહુ બેચેન થઇ ગઈ અને તેનું દીલ હાથમાં રહ્યું નહી ! તેથી તે એક "હાય !" નાંખતી એક નીચે બીછાવેલાં મખમલી અને ઝરીયાન ગાલીચાપર પછડાઈ પડી ! અને અર્ધબેભાન અવસ્થામાં આવી ગઇ ! જમીનપર પડવાનો આવો જબરો ધબકારો થતાં જ મરજાન ત્યાં આગળ દોડી આવી અને કહેવા લાગી કે, "ઓ શાહઝાદી ! તમો સમજુ અને અક્કલમંદ થઇને આ પ્રમાણે નાના બચ્ચાંની જેમ કેમ બની જાઓ છો ? બીબી ! વારે વારે કલ્પાંત કરવો સારો નથી ! ખુદા ખાતર હવે રડો નહી !"

અબ્બાસાએ રડતાં રડતાં કહ્યું કે, "મરજાન ! તું શું એમ સમજે છે કે—હું જાણી જોઇને રડું છું ? ના ! મરજાન ! પ્યારા જાઅફરની જુદાઇમાં દીલ બેચેન થઈ આવ્યું છે ! અને તેની સાથે બીજા પણ વીચારો આવતાં આપ મેળે રડવું આવે છે ! તે કેમ રોકી શકાશે ? ઓ મરજાન ! ખ્યાલ કર કે હવે પ્યારો જીગરજાન જાઅફર ક્યાં અને હું ક્યાં ?

"છુટ જાઉં ગમ કે હાથોંસે,
જો નીકલે દમ કહીં;
હઇફ્ અઇસી જીન્દગી પર
તુમ કહીં અઉર હમ કહીં ? !"

મરજાન—"અરે બીબી ! ખુદાને યાદ કરો ! ખુદા કરશે તો

વઝીર સાહેબ બે મહીનામાં પાછાં ફરશે ! બીબી ! આપને બીજા શા વીચારો આવ્યાં કરે છે તે ફરમાવો !"

અબ્બાસા—"મરજાન ! બીજાં વીચારો તો તું સારી પેઠે જાણે છે! કે અધુરામાં પુરૂં જો તારાં કહેવા પ્રમાણે મેં ગર્ભ ધારણ કર્યો હોય તો મારાં પુરાં ભોગ મળવાનાં ! ઝુબીદા પણ રાત્રી દીવસ બારીકાઇથી તપાસ ચલાવ્યાં કરે છે ! તેથી આ બાબત હવે વધુ વખત છુપી રહેવી તે મહા મુશકેલ છે !"

મરજાન—"શાહઝાદી ! આપ નાહકનાં ગભરાવો નહીં ! ખુદા વારે ધાશે ! બેગમ સાહેબ ઝુબીદા ખાતુન તો આપની સાથે ઘણી સારી મહોબ્બત ધરાવે છે, તેથી વધારે વર વાંધો આવી શકે તેમ નથી!"

અબ્બાસા—"ઓ મરજાન ! શું તું જાણતી નથી કે—હારૂન મારી અને જાઅફર સાથે ઘણી જ મહોબ્બત રાખે છે તે ?! અમારાં પ્રત્યેકની બાદશાહની આ મહોબ્બતે ઝુબીદાનાં કીનાખોર હરૂદયમાં ઇર્ષાનો અગ્ની પ્રદીપ્ત કીધો છે, તેથી તે મારી સાથે ખાનગીમાં બહુ દુશ્મની રાખ્યાં કરે છે! અને તને એ પણ ખબર હોવી જોઇએ કે—તે મારી છુપી તપાસ કરાવ્યાં કરે છે ! હુઝુરીઓ, અમીર ઉમરાવો વીગેરે પણ હસદનાં કારણથી જાઅફર સાથે છુપી અદાવત રાખે છે ! અને કોઇ મવકાની રાહ જુવે છે કે—જાઅફર કયારે થાપ ખાઇ જાય અને તેનું કાટલું સદાબરૂં કાઢી જ નાંખીયે ! આ કારણને લઈને જ જાઅફર મારી પાસે આવતા નથી. અને કાગળથી પય ગામ કે સંદેશો લખી મોકલવામાં બહુ અચકાય છે !"

મરજાંને ધીમું હાસ્ય કરતાં કહ્યું કે, "મારાં શાણાં શાહઝાદી ! જ્યારે આપ વસ્તુસ્થીતી જાણો અને સમઝો છો, ત્યારે પછી આપની

પ્રત્યેની વઝીર સાહેબની બેદરકારી માટે શા માટે ફરીયાદ ઉઠાવો છો?"

અબ્બાસા—"ઓ ભોળી મરજાંન! દીલથી તો અમો બંને એક બીજાની હાલતથી પુરતી રીતે વાકેફ છીએ! પરંતુ દુનીયાનાં કાયદા મુજબ મોહબ્બતનાં જોશમાં એવી બાબતો પર પડદાઓ પડી જાય છે, અને આપસ આપસમાં ફરીયાદ અને શીકાયત થયા કરે છે! પરંતુ મરજાંન! હવે હમલની બાબત ગુબીદા વીગેરેથી છુપી રહે તેવી કોઇ યુક્તી કર!"

મરજાંન—"એવી કોઈ પણ તદબીર મારા ધ્યાનમાં આવી શકતી નથી! માટે આપજ કોઇ કારગત યુક્તિ શોધી કાઢો તો વધારે બેહતર!"

અબ્બાસા—"મારાં લક્ષમાં એમ આવે છે કે—જ્યારે હમલ દેખાવાનો વખત આવી પુગે ત્યારે બેગમોનાં મહેલમાં એવી વાત ફેલાવી દેવી કે—અબ્બાસાએ બાદશાહ સલામતનાં વીજય માટે દુઆ માંગવાને ચીલ્લો ખેંચ્યો છે! તેથી શાહઝાદી ચાલીસ દીવસો સુધી ખાનગીમાં વઝીફો પડશે અને કોઈની સાથે મેળાપ વટીક નહીં કરી શકે! કદાચીત જો આ સમયમાં બાદશાહ સલામત અને વઝીર સાહેબ આવી ગયા તો પછી બીજી કોઈ બાબતનાં પાંચ સાત ચીલ્લાઓ ખેંચવાનું જાહેર કરીશું! અને પછી આ મુદત પસાર થતાં કોઇ સંતાનનો પ્રસવ થવા પછી તેને કોઇ વીશ્વાસુ દાઇને ખાનગી રીતે સોંપી દઇશું! કેમ મરજાંન! આ તદબીર તને પ્રસન્ન આવે છે કે?"

મરજાંને થોડા વખત પછી વીચાર કરીને મત આપ્યો કે, "શાહઝાદી! આ વીષે જો આ વેળાએ આપ મારી સલ્લાહ પુછતા

હો તો—એમ કરવું જોઇએ કે—હમલને પડાવીજ નાંખવો ! એટલે કોઇને કશી પણ ખબર પડી શકે નહીં !"

અબ્બાસા—"મરજાંન ! તે ઠીક છે ! પરંતુ હમલ પડાવી નાંખવો તેનો ગુનાહ ખુન કરવા જેટલોજ છે ! તે કરતાં તો પોતાનુંજ ખુન કરીને આ ઝુલમાતભરેલી જંજાળી જીંદગીનો અંતજ આણી નાંખવો લાખ દરજ્જે સારો છે ! તેથી તારા કહ્યા પ્રમાણે વર્તવું અને પોતાનાં ખુનથી પએદા થએલાં સંતાનને આ પ્રમાણે અધુરેથી પડાવી નાંખવું તે કમકમાટીભર્યું કરપીણ કૃત્ય છે ! માટે તે પ્રમાણે વર્તવું મને યોગ્ય ભાસતું નથી !"

આ પછી અબ્બાસાએ ચીલ્લા ખેંચીને આ હમલ છુપાવવાની યુક્તિને પસંદગી આપી ! અને તેથી ચીલ્લાનાં બહાનાં હેઠળ હમલની આ વાતને લોકોથી છુપી રાખવા માટે અબ્બાસા અને મરજાંન જીવતોડ ઝેહમતો ઉઠાવવા અને કોશીશો કરવા લાગી !

## પ્રકરણ ૩૪ મું.

### વીજય !

હારૂન અને જાઅફર રૂમપર ચઢાઇ લઇ જવા માટે લાંબી મુસાફરીએ નીકળી જવા પછી થોડાંજ દીવસોમાં મરજાંને બેગમોમાં એક એવી વાતની ચકચાર ફેલાવી દીધી કે—શાહઝાદી સાહેબે બાદશાહ સલામતનાં વીજય માટે ચીલ્લો ખેંચ્યો છે ! આ બીના થોડા વખતમાં પવનવેગે ફેલાઈ ગઇ ! તેથી બાદશાહની બેગમ ઝુબીદા

ખાતુન વીગેરે કોઇ પણ શાહઝાદીને મળવા આવતાં ન હતાં ! એક વખ્ત આ વાત સાંભળ્યાં પહેલાં ઝુબીદા અબ્બાસાને મળવા આવી હતી, પરંતુ તેને મહેલમાં પેસતાંજ શાહઝાદીનાં ચીલ્લાની ખબર મળી એટલે પછી તે તુર્તજ શાહઝાદીને મલ્યા સીવાય પાછી ચાલી ગઇ !

બગદાદનું રૂમપર ચઢાઇ લઇ ગયેલું લશ્કર આખરે બાદશાહ હારૂન–અલ–રશીદ અને વઝીર જાઅફરની પુરતી દેખરેખ અને બંદોબસ્ત સમેત રૂમ પહોંચી ગયું ! અને ત્યાં જઇને તેઓએ એક દીવસનો પુરતો આરામ લીધો અને બીજે દીવસે બગદાદનાં સૈન્યનાં બહાદુર અને પહેલવાન યોધાઓ રૂમનાં લશ્કરપર તુટી પડયાં ! ત્યાં આગળ એક દીવસની ખુનખાર લડાઇ થઈ અને પાણી અને આગની ઝમીનપર લોહીની નીકો વહેવા લાગી ! બગદાદનાં બળવાન લશકરીઓએ ટુંક વખતમાં રૂમનાં લશકરના લડવઇયાઓને ઘાસનાં પુળાની જેમ વાઢી નાંખ્યાં ! થોડાજ સમયમાં પોતાનાં લશકરની આવી ખુનખાર ખુવારી જોઇને રૂમનો બાદશાહ પોતાનાં બાકી રહેલાં નાનાં સુન્ના લશકર સાથે પાછો હટી ગયો. અને તેણે બગદાદનાં બાદશાહને શરણે થઇને પોતાનો પરાજય કબુલ રાખ્યો ! તેથી થોડાં વખતમાં સુલેહની શરતો ત્યાંજ નક્કી કરવામાં આવી અને તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે–રૂમનાં બાદશાહે બગદાદનાં બાદશાહને વર્ષ દીવસે ૨૦,૦૦૦૦૦ વીશ લાખ અશરફીઓ ખંડણી તરીકે આપવી ! આ પછી થોડાં દીવસોમાં બગદાદનો બાદશાહ પોતાના વઝીર જાઅફર સાથે પોતે કરેલી મહાન ફતેહ માટે ખુશી થતો અને મુછો પર તાવ દેતો ગર્વના વચનો ઉચ્ચારતો પોતાના લશકર સહીત બગદાદ શહેર તરફ આવી લાગ્યો, ત્યારે બગદાદ શહેરની તમામ રઈયત પોતાના બાદશાહનાં ઇસ્તેકબાલ માટે અને તેણે મેળવેલી ફતેહ માટે તેને

આવકાર અને મુબારકબાદીઓ આપવાને માટે શહેરની બાહેર નીકળી પડી ! પોતાના વફાદાર શહેરીઓનાં આવાં અનુપમ માન આવકાર અને ફતેહની ખુશાલીના મુબારકીઓનાં બુલંદ પોકારો વચ્ચે બગદાદનો બાદશાહ પોતાનાં લશકરનાં પ્રથમના જેવાંજ પુર દમામ સહીત પોતાનાં બગદાદ શહેરમાં દાખલ થયો, ત્યારે બગદાદનાં સર્વે લોકો "બગદાદનાં બાદશાહની ફતેહ !" નાં હર્ષનાદ કરવા લાગ્યા. આવી અપુર્વ અને અવીસ્તરણીય ખુશાલી વચ્ચે બગદાદનો બાદશાહ શહેરમાંથી પસાર થઇને પોતાને મહેલે પહોંચ્યો ત્યારે બેગમોનાં મહેલોમાં ખુશાલીના પોકારો થયાં ! અને જ્યારે આ મહાન ફતેહની પહેલવહેલી ખુશ વધાઈ એક દાઇ પોતાની બેગમ સાહેબા ઝુબીદા ખાતુનને કહેવાને ગઇ ત્યારે તેણે તો પોતાની અપુર્વ ખુશાલીનાં આનંદ-ઉલ્લાસના આવેશમાં પોતાની ડોકમાં પહેરેલો હીરા જડીત હાર તે દાઇને બક્ષીસ દઈ દીધો ! બીજે દીવસે આ મહાન વીજયની ખુશાલી ઘણી ધામધુમ સાથે પુર દમામથી બગદાદ શહેરમાં ઉજવવામાં આવી ત્યારે જે બહાન બળવાન બહાદુર યોદ્ધાઓએ લડાઇમાં સારી સેવા બજાવી હતી, તેઓને બગદાદનાં બાદશાહે નાદર અને અમુલ્ય ચીઝોના ઉદાર બક્ષીસથી નવાઝયા !!

## પ્રકરણ ૩૫ મું.

## મુબારકબાદી !

બગદાદનો બાદશાહ હારૂન-અલ નશીદ રૂમની લડાઇ ફતેહ કરી આવ્યો તેથી બગદાદના સર્વે શહેરીઓ ઘણાજ આનંદમાં આવી

ગયા, અને પોતાનો બાદશાહ રૂમનાં ઝબરદસ્ત બાદશાહપર વીજય મેળવીને આવ્યો તેથી તેઓ અભીમાન ધરાવવા લાગ્યા ! પરંતુ અફ્-સોસ કે—જ્યારે સર્વે લોકો આ ફતેહથી બહુ હર્ષ પામ્યાં, ત્યારે અબ્બાસાને ઘણો રંજ અને સદમો થયો ! કારણ કે આ વેળાએ અબ્બાસાને હમલનો છઠો મહીનો ચાલતો હતો, અને તેથી આવી સ્થીતીમાં હારૂનની મુલાકાત કરવી તે અબ્બાસાને જરાયે યોગ્ય લાગ્યું નહિ! તેથી તે મરજાંન સાથે મસલત ચલાવવા લાગી કે, "ઓ મારી વ્હાલી અને વીશ્વાસુ મરજાન ! ભાઇજાંન તો લડાઇપરથી આવી પહોંચ્યા અને મારી હાલત તો હમલવાળી છે ! તે તું સારી પેઠે જાણે છે ! માટે આવી હાલતમાં તેઓની મુલાકાત માટે જવું તે કોઈ રીતે વ્યાજબી નથી! માટે હવે આપણે ક્યા બ્હાનાં હેઠળ આમાંથી છટકી જવું ?!"

મરજાન—"ઓ મારી શાહઝાદી ! આ વીષે તો આપણે પ્રથ-મથીજ ગોઠવણ કરી રાખી છે, અને સર્વને ઝાહેર પણ કર્યું છે કે હુઝુર રૂમની લડાઇ પર ગયા છે. તે માટે તેની ફતેહ ચાહવાને અને દુઆ ગુઝારવા માટે શાહઝાદીએ બે ચીલ્લા ખેંચ્યા છે, અને ફતેહ થયાં પછી પણ બીજાં બે ત્રણ વધુ ચીલ્લા ખેંચી વઝીફો પઢવાની મીન્નત કરેલી છે ! માટે ઓ શાહઝાદી ! આપણે આ બાબતપર હાલમાં દ્રઢ અને મુસ્તકીમ રહેવું ! અને હવે દરેક જગ્યોએ એવી વાત ફેલાવી ઝાહેર કરી દેવી કે—શાહઝાદી હાલમાં ચાર મહીનાં સુધી કોઇને પણ મળી શકશે નહીં ! કારણ કે પ્રથમની મીન્નત પ્રમાણે બાદશાહ ફતેહ કરીને આવ્યા તે માટે તેઓ ત્રણ ચીલ્લા ખેંચવામાં રોકાયેલાં છે !

અબ્બાસા—"મરજાંન ! આ બીના તો મારા લક્ષમાં છે !

પરંતુ આ કરતાં જો બીજા કોઇ પ્રકારનું સારૂં બહાનું યાદ આવતું હોય તો કહો કે તે પ્રમાણે અમલ કરીએ !"

મરજાન—"ઓ મારી શાહઝાદી ! હું આપનાં કદમ મુબારકપરથી કુરબાન થાઉં કે ભલા ! અમો દાઇઓમાં એટલી બધી બુદ્ધિ અને અક્કલ હોંશીયારી ક્યાંથી હોઇ શકે ? માટે આથી પણ કોઇ સારી બાબત આપનાં લક્ષમાં આવતી હોય તો ફરમાવો કે તે માટે પણ વીચાર કરી જોઇએ !"

અબ્બાસા—"આ સીવાય બીજી કોઇ પાયાવાળી અને હુઝુરને ગળે ઉતરે તેવી બાબત તો હાલમાં મારાં ધ્યાનમાં આવતી નથી ! માટે તું આજે બાદશાહ સલામત પાસે જજે અને ઘણાં આદાબ બજાવી લાવ્યા પછી હાથ જોડીને મારાં તરફથી લડાઇની ફતેહની મુબારકબાદી આપજે ! જે પછી હું પોતે મુલાકાતે નહિં આવી શકવાનું આપણું વજુદવાળું કારણ બતાવજે !"

આ પછી રાત્રીનાં મરજાંન બાદશાહ સલામતની ખીદમતમાં ગઈ અને હારૂનના ખાસ ખવાસને કહ્યું કે, "હું શાહઝાદી સાહેબનો ખાસ પયગામ હુઝુરને પહોંચાડવા માટે આવી છું !" આ સાંભળીને તે ખવાસે અંદર જઇને બાદશાહને ખબર આપી તેથી તેણે તેને હુકમ આપ્યો કે, "મરજાંનને મારી પાસે હાઝેર કર !" તેથી ખવાસે મરજાંનને અંદર મોકલી આપી ! મરજાંન અંદર ગઇ અને શાહી કાયદા પ્રમાણે અદબ આદાબ બજાવી લાવી દુર ઉભી રહી ! કારણ કે આ વેળાએ હારૂન અને ઝુબીદા બન્ને બેઠાં બેઠાં વાતચીતો કરતાં હતાં. મરજાનના અંદર ગયા પછી બાદશાહ અને બેગમ વચ્ચેની ખાનગી ખુશગુફતેગો બંધ પડી !! જે પછી બાદશાહે મરજાંનને પૂછ્યું કે, "ઓ મરજાંન ! જરા નઝદીક તો આવ !"

આ સાંભળીને મરજાંન બાદશાહની નઝદીક જઇને ઉભી રહી ! જે પછી હારૂને પાછું પુછવા માંડયું કે, "કેમ મરજાંન આજે કેમ આવવું થયું છે ?"

મરજાંને હાથ જોડીને બહુજ ધીમાં સ્વરે અર્ઝ કરી કે, 'હુઝુરે આલી ! આપ નામદાર જ્યારે રૂમ પર ચઢાઈ લઇ જવા લશકર સાંથે તશરીફ લઇ ગયાં, ત્યારે શાહઝાદી સાહેબે લડાઇમાં વીજય થવા માટે બે ચીલ્લા ખેંચ્યા હતાં, અને હમેશાં રાત્રી દીવસ આઠ કલાકો સુધી વઝીફા પડયા કરતા હતાં, તો તેની બરકતથી અને આપનાં ખુશહાલ નશીબથી ખુદાએતઆલાએ આપને વીજય આપ્યો ! આ ઉપરાંત. આ ફતેહ થાય તો શાહઝાદી સાહેબે બીજા ત્રણ ચીલ્લા ખેંચવાની મીન્નત કરેલી હતી ! તો આપ નામદાર લડાઈ પરની ફતેહ કરીને જલ્દી સહીસલામત પાછા ફર્યા તેની ખુશહાલ ખબર સાંભળતાંજ તેઓ ઘણાજ ખુશી થયા, અને એક દીવસ આપની રાહ જોઈ કે આપ તેઓને મળવા માટે બોલાવશો, પરંતુ આપે તેઓને બોલાવ્યાં નહીં તેમજ લડાઇ પર રવાના થતી વેળાએ પણ આપે મુલાકાત કરી નહીં ! ખેર ! હવે તેઓ સાહેબ આપને મળવા ચાહતા હતા, પરંતુ ફતેહની ખુશી ખબર સાંભળતાંજ ત્રણ ચીલ્લા ખેંચવાની મીન્નત તેઓને પાછળથી યાદ આવી ગઇ ! તેથી તેઓએ આજથી ચીલ્લા ખેંચવા શરૂ કીધા છે ! અને ચીલ્લાની મુદતમાં બહાર જઇ શકાય નહીં, તેમજ કોઇનો મેળાપ પણ નહીં થઇ શકે. તે માટે તેઓએ મને આપ નામદાર પાસે મુબારક બાદી આપવાને મોકલી છે !"

હારૂન—"એ મરજાંન ! ઘણી અફસોસની બીના છે કે હું જ્યારે લડાઇ પર ગયો, ત્યારે તેઓ આગળ હું લડાઇ વીષે કશી

વાતચીત કરી શકયો નહી ! શાહઝાદી એ લડાઇમાં ફતેહ થવા માટે જે ચીલ્લો ખેંચ્યો હતો. તે માટે તેઓનો ઘણો એહસાન માનવામાં આવે છે ! અને હવે મીન્નત પુરી કરવા માટે પાછા ફરી વખત ચીલ્લામાં મશગુલ થયાં છે, તે પણ ઘણી સારી બાબત છે ! પરંતુ તેઓ જો મારી મુલાકાત કરીને ચીલ્લામાં બેઠા હતે તો ઘણું સારૂં હતું ! મરજાંન ! મને શાહઝાદી સાથે લાંબી મુદત થયા છતાં મુલાકાત થઇ નથી ! માટે તું જા ! અને શાહઝાદીને પુછીને જલ્દી આવ કે હું પોતે મળવા માટે આવું તો કંઈ વાંધો છે ખરો ?"

મરજાંન—"હુઝુરેઆલી ! ભલે ! ઘણી ખુશીથી ! હું શાહઝાદી સાહેબને પુછીને આવું છું !"

આમ કહીને મરજાંન અદબ આદાબ બજાવી લાવી તુર્તજ અબ્બાસા પાસે ગઈ અને બાદશાહ સાથે થયેલી તમામ વાતચીત ખુલાસાવાર કહી સંભળાવી ત્યારે અબ્બાસાએ કહ્યું કે, "મરજાંન ! જા ! તું હુઝુરને જઇને કહી આવ કે સહવારનાં નાસ્તો લીધા પછી પધારજો ! હું આપની રાહ જોઇને બેસીશ ! પરંતુ સાથે એમ કહેતી આવજે કે, વ્હેલા તશરીફ ફરમાવશો કે ચીલ્લાનો વખ્ત વીતી ન જાય !"

આ પયગામ લઇને મરજાંન તુર્તજ હારૂન પાસે ગઇ અને અબ્બાસાનો સંદેશો કહી સંભળાવ્યો જે પછી મરજાંન તુર્તજ પાછી અબ્બાસા આગળ હાજર થઇ ગઇ !



# પ્રકરણ ૩૬ મું.

## ભાઇ–બ્હેન.

મરજાંન જ્યારે હારૂનને અબ્બાસાનો પયગામ પહોંચાડીને રવાના થઇ ગઇ ત્યારે હારૂને પોતાની બેગમ ઝુબીદાને પુછ્યું કે, "પ્યારી બીબી! અબ્બાસા જે ચીલ્લાઓ વીષે કહેવડાવે છે, તે શું ખરેખર ખરી વાત છે?"

ઝુબીદાએ ધીમું હાસ્ય કરતાં કહ્યું કે, "હુઝુર! મને શી ખબર? હું કાંઇ થોડી જ તેઓની પાસે રહું છું? આપનાં સીધાવ્યા પછી તો મારે તેઓની સાથે કદી પણ મુલાકાત વટીક થઇ નથી! કારણ કે તેઓનો કાંઇ થોડો મીઝાજ નથી! આખર કરીને તેઓ પણ આપનાં જ બહેન જ ને? તો પછી તેઓની ગરૂરી ભરી અદા અને મીઝાજનું તો શું જ પુછવું?"

હારૂન—"શું મારી બ્હેન કાંઇ ખરાબ છે? શું તે તારા વીષે કાંઈ ખરાબ બોલે છે ખરી?"

ઝુબીદા—"હું તેઓને ખરાબ કયાં કહું છું? હું તો માત્ર એટલું જ કહું છું કે તેઓનો મીઝાજ વધારે છે!!"

હારૂન—"ઝુબીદા! પ્રથમ તો તું અબ્બાસા કને બેસવા જતી હતી, પરંતુ મારા લડાઇ પર ગયા પછી શું તું તેઓની પાસે જતી ન હતી?"

ઝુબીદા—"હા! અલબત્ત! એક વખ્ત ગઈ હતી ખરી! ત્યારે મરજાંને મને કહ્યું હતું કે–' શાહઝાદી સાહેબ ચીલ્લામાં બેઠેલાં છે!

તેથી જમવા અથવા જરૂરતનાં કામ સીવાય બાહેર નીકળતા નથી ! છતાં પણ આપ એક કલાક થોભો તો તેઓ હમણાં બાહેર આવશો' તે વેળાએ મને બહુ કામકાજ હોવાથી હું ત્યાં આગળ વધારે વખત થોભી નહીં ! અને તેઓનાં ચીલ્લામાં હરકત નડે તે માટે ત્યાર પછી પાછી ગઇ પણ નહીં !"

હારૂન—" ઝુબીદા ! હું તારી આજની વાતચીતથી અજબ થાઉ છું ! પ્રથમ મેં તને ચીલ્લા વીષે પુછ્યું ત્યારે બરોબર સીધો જવાબ આપ્યો નહીં પરંતુ આ હકીકતથી મને એવું માલમ પડે છે કે અબ્બાસાએ મારી ગેરહાજરી દરમીયાન ચીલ્લાઓ ખેંચ્યા હતાં ! ખરેખર ખુદાએ તઆલાએ બ્હેનની ભાઈ પર મોહબ્બત પેદા કીધી છે ! તે બ્હેન ભાઇનું ગમે તે સ્થીતીમાં ભલું જ ઇચ્છનાર હોય છે ! તારે કોઇ વેળા એ પણ મારી પ્યારી અને લાડકી બ્હેનને જરા પણ નારાઝીનું કારણ આપવું નહીં !"

ઝુબીદા—" અમો શા માટે નારાઝ કરીએ ? પરંતુ મને તો એ અફસોસ થાય છે કે મારાં કરતા આપ તેઓને નારાઝીનું કારણ બની રહ્યાં છો ! કારણ કે આપને આપની બહેન પર આટલી હદ સુધીની મોહબ્બત હોવા છતાં, તેની પર એવો તો કાયમ દાયમનો ઝુલ્મ ગુઝાર્યો છે અને ગુજારો છો કે તેની ગોયા સીમાજ નથી !"

હારૂન—" ઝુબીદા ! હું અજબ થાઉ છું કે મેં એવો તે વળી શો ઝુલ્મ કીધો છે ? હું તો અબ્બાસાની એટલી બધી ખાતર બરદાસ્ત કરૂં છું કે—તેને જોઇતી તમામ ચીજો અને સરસામાન વીના માંગ્યે પુરો પાડું છું ! મેં તો ગોયા તેને માટે ખજાનો પણ લુંટાવી દીધો છે ! હા ! બરોબર ! મેં અબ્બાસાનાં જાઅફર સાથે જે નામનાં નીકાહ કરી આપ્યાં છે, તેને તું ઝુલ્મની ઉપમા આપતી હશે, પરંતુ

તારે જાણવું જોઇએ કે–અબ્બાસાનાં દીલમાં તે વીષે ઝાઝો હર્ષ–શોક કાંઇ પણ નથી!"

ઝુબીદા—"આપ એમ માન્યતા ધરાવતા લાગો છો કે–આ વીષે અબ્બાસાનાં દીલમાં કોઇ પણ પ્રકારની લાગણીઓએ અને બે-ચેનીએ વાસો કીધો નથી! તો તેમ માનવામાં આપ સજ્જડ થાપ ખાવો છો!! જરા વીચાર તો કરો કે તેઓનાં નીકાહ કરી આપવા છતાં તેને વીધવા કે કુંવારી અવસ્થામાં બેસાડી રાખવી તે કેટલા દરજાનો અસહય ઝુલ્મ છે?"

હારૂને મોં મલકાવતાં કહ્યું કે, "પ્યારી બીબી! ઓહોહોહો! વળી તેમાં શું થઇ ગયું? હઝારો ને અમતોમાંથી કદાચીત એકને ન ચાખી કે ભોગવી તો શું ઇનસાન થોડા જ મરી જાય છે? મોટાં ખાનદાનની ઘણી ઓરતો બાળપણમાં જ વીધવા થઇ જાય છે, તો શું તેઓ પુરૂષો સીવાય પોતાની બાકીની જીંદગાની નથી ગુઝારી શકતી?"

ઝુબીદા—"એ સર્વે બીના સાચી છે! પરંતુ ઇનસાન માટે જે ચીઝ કાયમને માટે દુર થઇ જાય છે અને નજરથી અદ્રષ્ય થઇ જઇ પાછી મળવી દુર્લભ થઈ જાય છે, તો તે વીષે વધારે લાંબો શોક સદમો થવો સજાવાર નથી, પરંતુ જે બાબત બનવા યોગ્ય હોય બલ્કે નજર સામે દેખાય તેમ હાજરા હઝુર હોય તેનાંથી તેને જો કોઇ અટકાવવાની વૃથા કોશેશ કરે તો તેનો રંજ અને મુસીબતનો ગોયા આરોજ રહેતો નથી! જે નેઅમત હજારો નેઅમતોની બરોબર જ હોય અને તે સીવાય ઇનસાન સંસાર સુખ ભોગવી શકતો ન હોય તે જો નજ મળે તો બાકી રહેલી બીજી બધી ચીઝો અથવા

નેઅમતો આ સંસારને કેવળ તુચ્છ ભાસે છે ! અને સંસાર કડવો ઝેર જેવો થઇ પડે છે !"

ઝુબીદાની ઉપલી વાતને ઉડાવતાં હારૂને કહ્યું કે "એ ઝુબીદા ! ખુદા દે ખાતર એ બાબત હવે મુકી દે ! અને જે બાબત હું પુછવા માંગુ છું તેનો ખરો જવાબ આપ કે કોઇ પણ પ્રકારે જાઅફર અને અબ્બાસાની મુલાકાત તો થઇ ગઇ નથી ને ?!"

ઝુબીદા—"હજી સુધી એ વીષે મને કંઇ ખબર પડી નથી ! પરંતુ મેળાપ થયો હોય અને તે જો બહુ જ ખાનગી રીતે છુપાવવામાં આવ્યો હોય તો પછી ખુદાને ખબર !"

આ સાંભળીને હારૂને ગુસ્સે થતાં કહ્યું કે, "એ ઝુબીદા ! તું તો મને ઓર શક અને વહેમમાં નાંખતી જાય છે !"

ઝુબીદા—"પ્યારા ! મેં આપને કોઇ રીતે શકમાં નાંખ્યા નથી ! પરંતુ આપે પુછયું ત્યારે મેં કહ્યું કે મને કશી ખબર નથી !!"

આ પછી રાત્રીનો ઘણો વખ્ત પસાર થઈ ગયેલો હોવાથી બાદશાહ અને ઝુબીદા બેગમ સુવા માટે પલંગ પર ગયાં. સહવારનાં હારૂન નાસ્તો લીધાં પછી અબ્બાસાને મળવા ગયો. અબ્બાસા પણ પોતાનાં ભાઇની રાહ જોઇ રહી હતી, તેટલામાં જ હારૂન આવી લાગ્યો. અબ્બાસા શાહી કાયદા પ્રમાણે તાઅઝીમ કરી આદાબ બજાવી લાવી અને એક ઝરીન ઉમદા જડાઉ ખુરશી પર હારૂનને બેસાડયો જે પછી આપસ આપસમાં ફરીયાદ અને શીકાયતની વાતો થવા લાગી ! હારૂન પોતાની બહેનને મુસાફરી અને રૂમની લડાઈનો પ્રસંગ કહી સંભળાવ્યા પછી કહ્યું કે, "એ પ્યારી બ્હેન ! ખરેખર ! આપનાં ચીલ્લા ખેંચવાની અને દુઆ ગુઝારવાની અસરથી ખુદાએ તઆલાએ અમોને વીજય આપ્યો ! નહીંતર, આવાં રૂમનાં એક ઝ-

બરદસ્ત બાદશાહ સામે ચડાઇ કરી વીજય મેળવવો તે કાંઇ જેવી તેવી ખાવાની બાબત ન હતી !"

અબ્બાસા—વ્હાલા ભાઇજાંન ! મારો ચીલ્લો અને મારી દોઆ તે શું કામની ? એ તો આપનાં ખુશહાલ નશીબની વાત છે, ખુદાએતઆલાએ આપનો સીતારો બુલંદ કર્યો છે કે—આપ જે ચાહો છો તે કાર્ય આપ મરજી મુજબ પાર પાડો છો, આ ઉપરાંત આપ ઈસલામ પર ચુસ્ત રહો છો સારી સખાવત કરો છો અને ગરીબોની દાદ સાંભળો છો, તેનું આ શુભ પરીણામ છે,"

હારૂન—"ઓ બ્હેન ! શું હું ઈસલામપર ચુસ્ત રહું છું ? મારાં હાથે ઘણાં ઝુલ્મનાં જબુન કામો થઇ જાય છે, આતો માત્ર તમારી પરહેઝગારી અને નેક દોઆનાં પ્રતાપ છે."

આ સાંભળીને અબ્બાસાએ બરોબર તક સાધીને કહ્યું કે, "વ્હાલા ભાઇજાંન ! આપ જાણો છો કે મને ખોટી ખુશામત પ્રસન્ન નથી, તેથી મારે ઘણી દીલગીરી સાથે આપને કહેવું પડે છે કે આપનાં કહેવા મુજબ આપનાં હાથથી કેટલાંક જુલ્મનાં કામો થઇ જાય છે, તો હું ઘણી નમ્રતા પુર્વક આપની સમક્ષ વીનંતી કરૂં છું કે ભાઇજાંન ! જેમ બની શકે તેમ આવો ઝુલ્મ કરવાથી હાથ ઉઠાવો, કારણ કે ઝુલ્મ ઘણી બુરી ચીઝ છે. ઝુલ્મથી ઘણા મુલ્કો વેરાન થઇ ગયાં છે, અને થશે. માટે ખુદાવંદે કરીમે આપને જે હકૂમત અને બાદશાહત આપી છે, તેમાં સંતોષ પકડી રાત્રી દીવસ ખુદાએતઆલાની શુક્ર ગુઝારી કર્યા કરો અને ઝુલ્મ કરવાથી બાઝ આવો. ખુદાવંદે કરીમ ઝુલ્મ કરનારથી સખ્ત નારાઝ રહે છે, અને તેનો બદલો તે વ્હેલો મોડો જરૂર લેશે, ત્યારે અફસોસ કે ત્યાં આગળ ખરાં જીગરનો પશ્ચાતાપ થશે."

અબ્બાસાની આ શીખામણથી હારૂને નમ્ર થતાં કહ્યું કે, " ઓ બ્હેન ! ખરેખર આપનું કહેવું ખરૂં છે, હવેથી હું બનતાં સુધી ચેતતો ચાલીશ. "

હારૂનનાં આ જવાબથી અબ્બાસા ઘણી ખુશી થયેલી દેખાઈ અને પોતાનાં કહેવાથી હારૂન નારાઝ ન થતાં તેની સલાહ કે શીખામણ માન્ય રાખી નમ્રતાથી જવાબ વાળ્યો તે જોઈને અબ્બાસાને ખરાં જીગરનો સંતોષ થયો; પરંતુ અફસોસ ! " શેઠની શીખામણ ઝાંપા સુધી " તે મુજબ અબ્બાસાની આ શીખામણ પ્રમાણે વર્તવાને તે કબુલ થયો ખરો, પરંતુ ઝાલિમ હારૂને પાછળથી પોતાનાં રાજ્યમાં બે એવાં તો કમકમાટી ભર્યાં ખુનો કરાવ્યાં કે–તેથી આખું બગદાદ શહેર ત્રાહે ત્રાહે પોકારી ગયું, અને બગદાદની જમીનમાં ખુનરેઝીથી લોહીની નીકો વ્હેવા લાગી.

થોડા વખત પછી હારૂને અબ્બાસાની રઝા લેતાં અને ખુરશી પરથી ઉઠતાં કહ્યું કે " મારી પ્યારી બહેન ! હવે હું દરબારમાં જાઊં છું, તમારા ચીલ્લાની મુદત વીતી ગયાં કેડે મને ખબર કરજો, અને ગાન તાનના જલસામાં પ્રથમની માફક જરૂર આવ્યાં કરજો કારણ કે તમારા સીવાય મને ઇશરતનાં જલસામાં કોઇ પણ પ્રકારની મોઝ મઝા મળતી નથી ! " આમ કહીને બગદાદનો બાદશાહ પોતાની સવારી સહીત દરબાર ભણી ચાલતો થતો.



# પ્રકરણ ૩૭ મું.

## હુમલની જાઅફરને ખબર ! !

હારૂન દરબાર તરફ રવાના થયા પછી અબ્બાસાએ મરજાંનને કહ્યું કે, "મરજાંન! હવે તું વઝીર સાહેબ પાસે જા અને ફતેહની મુબારકબાદી આપ્યા પછી મારા વીષે તને જે કંઇ કહેવું યોગ્ય લાગે તે કહેજે."

આ સાંભળીને મરજાંને કહ્યું કે, "ઓ શાહઝાદી! હું રાત્રે વઝીર સાહેબ કને જઇશ! અને જે કંઈ કહેવું ઘટારત હશે તે ઈન્શા અલ્લાહ કહી આવીશ માટે આપ નચીંત રહો!"

જ્યારે રાત્રી થઇ ત્યારે મરજાંન જાઅફર પાસે ગઇ. મરજાંનને જોઇને જાઅફર ઘણો ખુશીમાં આવી ગયો, અને મરજાંનને પુછવા લાગ્યો કે, "કેમ મરજાંન! શું ખબર છે?!"

મરજાંનઃ—"હુઝુર! મને શાહઝાદી સાહેબે આપની તબીયતનાં સમાચાર પુછવાને અને આપને ફતેહની મુબારકબાદી આપવા માટે મોકલી છે!"

જાઅફરઃ—"મરજાંન! શહઝાદી સાહેબને મારાં તરફથી ઘણાં સલામ સાથે અર્ઝ કરજે કે—ખુદાએતઆલાની મેહેરબાનીથી અને આપની દુઆથી અમો ઘણી સારી તનદોરસ્તી સાથે વીજય મેળવીને આવ્યાં છીએ. મરજાંન! હવે કહે તો ખરી કે શાહઝાદી સાહેબની તબીયત તો સારી છે ને?."

મરજાંનઃ—"હા! હુઝુર! તબીયત તો સારી છે; પરંતુ..."

જાઅફર:—"ઓ મરજાંન ! તુ કેમ ચુપ થઈ ગઇ ?."

મરજાંનઃ—"હુઝુર ! અમસ્તી !! એ તો કાંઇ નહીં !"

જાઅફરઃ—"મરજાંન ! તું કાંઇ આગળ બોલવા જતી હતી, તે અટકી શા માટે ગઇ ? શું તું મારાથી કોઇ બાબત છુપાવવાની કોશેશ કરે છે."

મરજાંન;—"નહીં હુઝુર ! પરંતુ તે બાબત આપ સરકારને કહેતાં મારી આ નાપાક જીભ ઉપડી શકતી નથી ! મને ઘણી જ શરમ થાય છે, માટે મને માફ કરો !"

જાઅફરઃ—"ઓ મરજાંન ! અમોએ તારી સાથે કોઈ પણ પ્રકારની શરમ રાખી નથી ! અને અમારી ખાનગી બામત અમો તને બેધડક કહી દઇએ છીએ ! ઉપરાંત તું તો મારાં માટે શાહઝાદીની એક ગોયા ઝબાન મીસાલ છો ! કારણ કે મારાથી શાહઝાદીની વારંવાર મુલાકાત થઈ શકતી નથી ! અને તેથી એક બીજાના પયગામ અને દીલની અંદરની છુપી બાબતો અમો તારી જ મારફત કેહવડાવીએ છીએ, માટે તારે જરા પણ શરમ કે આંચકો ખાવો નહીં! અને જે ખરી હકીકત હોય, તે બરાબર મને જલદીથી જણાવી દેવી જોઇએ !"

આ સાંભળીને મરજાંને હાથ જોડીને અને માથું નીચુ નમાવીને હળવેથી ધીમા સાદે કહ્યું કે, "હુઝુર ! આપ સરકારની સામે મારી આ નાચીઝ અને નાપાક ઝબાનથી આવાં શબ્દો બોલવા એ ઘણીજ બેઅદબી અને બેશરમીની બાબત છે; પરંતુ જ્યારે કોઈ પણ પ્રકારનો ઇલાજ અમારે હાથ નહીં જ રહ્યો ત્યારે મારે લાચારીથી અર્ઝ કરવાની દીલગીરીભરી ફરઝ અદા કરવી પડે છે કે—જ્યારથી નવા બાગના મહેલમાં આપ નામદારનો શાહઝાદી સાહેબ સાથે

પ્રથમ મેળાપ થયો ત્યારથી શાહઝાદી સાહેબે ગર્ભ ધારણ કર્યો છે !!"

નહીં વકી રાખેલી આવી વિચિત્ર બાબત સાંભળીને જાઅફરનાં હોંશ કોશ ઉડી ગયાં, ચહેરા એકદમ ફીકોફચ્ચ થઇ ગયો અને અફસોસ કરીને પુછવા લાગ્યો કે, "ઓ મરજાંન ! શું આ ખરેખર સાચી વાત છે ? કે તું મારી મશકરી કરે છે ?"

મરજાંનઃ—"હુઝુર ! આપ સરકારની મારા જેવી એક નાચીઝ લોંડી મશકરી કરી શકે ખરી ?."

જાઅફર;—"ના, તેમ તો બને નહી ! પરંતુ શાહઝાદી સાહેબે મશકરી રૂપે કેહવડાવ્યું હોય તો તે બનવા યોગ્ય છે !"

મરજાંનઃ—"હુઝુર ! શાહઝાદી સાહેબ પણ આવી ગંભીર પ્રકારની મશકરી કરી શકે નહી !"

આ સાંભળીને જાઅફર ઘણો ઉદાસ થઇ ગયો અને હજુ પણ હમલની વાત પોતે માની જ શકતો ન હોય તે પ્રમાણે તેણે મરજાંનને બીજી વખત પુછી જોયું કે, "ઓ મરજાંન ! તને મારી કસમ છે–શું આ વાત સાચી છે ? હમલ રહેવાની ક્યારે ખબર પડી ?!!"

મરજાંનઃ—"હુઝુર ! આપ શા માટે કસમ આપીને પુછો છો ?! હું ખરે જ ખરી વાત કહું છું ! નવા બાગની પ્રથમ મુલાકાત પછી આશરે એકાદ મહીને ગર્ભધારણના ચીન્હો જણાવા લાગ્યાં ! અને તે પછી આટલી લાંબી મુદત ગુઝરતાં તો તે વાતની સંપુર્ણ ખાત્રી વટીક થઈ ચુકી !!"

જાઅફર—"મરજાન ! તો તે વેળાએ મને શા માટે ખબર આપી નહીં ?"

મરજાન;—"હુઝુર ! તે વખ્તે સંપુર્ણ ખાત્રી થઇ ન હતી ! પરંતુ આપ સરકાર રૂમની લડાઇ પર સીધાવ્યાં પછી હમલનાં સર્વે

ચીન્હો જણાવવા લાગ્યાં ! એટલે પુરેપુરી ખાત્રી થઇ ગઇ ! "

જાઅફર;—" મરજાંન ! હાલ કેટલાંક મહીનાં થયાં હશે ? "

મરજાન;—" હુઝુર ! સાતમો મહીનો ચાલે છે !"

જાઅફર;—" તો ભલા ગર્ભ પડાવી નાખવાની કોઇ યુકતી કામે ન લગાડી ? "

મરજાન;—" હુઝુર ! હમલ પડાવી નાખવામાં ખુન કરવા જેટલો ગુનાહ સમાયેલો છે ! તેથી શાહઝાદી સાહેબને તે બાબત પણ રૂચી નહીં ! "

જાઅફર;—મરજાંન ! શાહઝાદી ઘણાં પરહેઝગાર અને ધર્મપર મઝબુત આસ્થાવાળા અને ચુસ્ત હોવાથી હમલ પડાવી ન નાંખ્યો તે તો ઠીક, પરંતુ તે વેળાએ તેઓને એટલો પણ વીચાર આવી શકયો નહીં કે હવે આપણાં બંન્નેની બીલકુલ સલામતી નથી. ખયર ! જે બનવા કાળ હશે તે તો જરૂર બનશે ! પરંતુ મરજાંન ! એ તો કહે કે આજ સાત મહીનાઓ સુધી મહેલની બેગમો વીગેરેથી હમલ કેવી રીતે છુપું રાખવામાં આવ્યું છે ? અને હવે પછી સંતાનનો પ્રસવ થતાં સુધી કેવી રીતે છુપું રાખી શકાશે ? તે વીષે તમોએ શું યુકતી યોજી છે ?! "

આ સાંભળીને મરજાંને ચીઠ્ઠાનાં હેઠળ હમલની બાબત છુપી રાખવાની સર્વે હકીકત ખુલાસાવાર કહી સંભળાવી. આ સાંભળીને જાઅફર જરા તરા ખુશી થયો અને બોલ્યો કે, " ઓ મરજાન ! શાહઝાદીએ બહુજ ઉમદા યુકતી યોજી કાઢી ! અને ખરેખર કુદરતે ખુદાથી એ યુકતી બરોબર કારગત નીવડે તેવી છે, અને તેને સર્વ કોઇ સાચી માને તેવી છે ! ખરેખર ! હમલ પડાવી નાંખવાનાં ગુનાહથી બચવા માટે ખુદાએતઆલાએ આવી ઉમદા યુકતી સુઝાડી

આપી ! ભલા, શાહઝાદી બાદશાહ સલામતને મળવા ગયા હતા કે નહી ? ”

મરજાંનઃ—“ હુઝુર ! ગઈ પરમે હું શાંહઝાદી સાહેબ તરફથી બાદશાહ સલામત પાસે તેઓની ખયરો—આફીયત પુછવાને અને ફ-તેહની મુબારકબાદી આપવાને ગઇ હતી અને હમલ છુપું રાખવા માટે પ્રથમ નક્કી કરેલી યુકતી મુજબ તેઓ આગળ મેં ખુલાસાવાર હકીકત કહી હતી કે આપ નામદાર મહાન ફતેહ કરીને આવ્યા તે માટે શાહઝાદીએ ત્રણ ચીલ્લા ખેંચવાની મન્નત માની હતી તેથી તેઓ હાલમાં તે કાર્યમાં મશગુલ રહેતાં હોવાથી ચાર મહીનાઓ સુધી બા-હેર નીકળી શકશે નહીં ! ચીલ્લાઓ અને વઝીફાની બાબત સાંભળીને બાદશાહ સલામત બહુજ ખુશીમાં આવી ગયાં અને શાહઝાદી સા-હેબનો ઘણો અહેસાન માન્યો અને તેઓને હરકત ન હોય તો મુલા-કાત કરવાની માગણી કરી ! આ માગણી શાહઝાદી સાહેબે સ્વીકારી તેથી ગઈ કાલે સહવારના નાસ્તા પછી બાદશાહ સલામત અમારે ત્યાં પધાર્યા હતા, અને એક કલાક સુધી બેસીને ભાઈ બ્હેનોએ વાત-ચીત કરી ! શાહઝાદી સાહેબે ફતેહની મુબારકબાદી આપી ! અને બાદશાહ સલામતે પોતે રૂમ પર લઈ ગયેલી ચડાઇ માટે ફતેહ ચાહવા માટે ચીલ્લાઓ ખેંચવા સારૂ શાહઝાદીનો ઘણો ઉપકાર માન્યો જે પછી બાદશાહ સલામત દરબાર ભણી રવાના થઇ ગયા !

જાઅફરઃ—ઓ મરજાન ! હવે હમલ વીષે બહુ સાવચેત રહેજે અને પુરતી તકેદારી સમેત ચોકશી રાખજે કે—કોઈ ને પણ ખબર પડી શકે નહીં ! અને બચ્ચું જન્મ પામતાં જ તેને પ્રથમ કરેલા બંદોબસ્ત મુજબ કોઇ ખાસ વિશ્વાસુ દાઈ ને સ્વાધીન કરી દેજે ! અને આ બાબતની મને પણ વખ્તો વખ્ત ખબર આપતી રહેજે !”

મરજાન;—"હુઝુર! હવે આપનો અને શાહઝાદીનો મેલાપ ક્યારે થશે?"

જાઅફર;—"ઓ મરજાંન! આ વેળાએ કાંઇ ખાસ બાબત મારા લક્ષમાં આવી શકતી નથી! માટે તું હમણાં તો જા! અને મારા તરફથી ઘણાં ઘણાં પ્યાર અને મોહબ્બત સાથે સલામ કહેજે કે-ઇ-નશાઅલ્લાહ કોઇ સારી તક સાંધીને મેળાપનો પ્રસંગ શોધી કાઢીશ! મરજાંન! હવે મને દર અઠવાડીયે શાહઝાદી સાહેબના ખબર આપ્યાં કરજે!"

આ હુકમ લઇને મરજાંન અદબઆદાબ બજાવી લાવી પાછી અબ્બાસા આગળ ગઇ અને તેણે જાઅફર સાથે થયેલી તમામ વાત-ચીત તેને કહી સંભળાવી, જેથી અબ્બાસાને કંઇક ખુશી ઉપજી અને થોડા વખત માટે જરા શાન્તી પણ થઇ!!



## પ્રકરણ ૩૮ મું.

### પુત્રનો પ્રસવ!!

આવી રીતે અબ્બાસા ચીલ્લાં ખેંચવાના બહાના હેઠળ કોઇ ઠેકાણે બાહેર જતી ન હતી અને બેગમો પણ ચીલ્લાની વાત જાણતી હોવાથી અબ્બાસાની મુલાકાતે આવતી ન હતી. જાઅફરના કહ્યા મુજબ મરજાંન તેને દર અઠવાડીયે અબ્બાસાની તબીયત અને મીઝાજના સમાચાર અવારનવાર પહોંચાડતી હતી. એક દીવસે અબ્બા-

સાએ મરજાંન મારફત સંદેશો કહાવ્યો કે, "પ્યારા જીગર જાન ! જ્યારથી આપ રૂમથી ફતેહ કરીને આવ્યાં છો, ત્યારથી આપની મુલાકાત થઇ નથી ! માટે હવે મારો જીવ ઘણોજ ગભરાવા લાગ્યો છે, માટે મહેરબાની કરીને કોઇ એવી યુક્તિ શોધી કાઢો કે—આપણો મેળાપ જલ્દી થઇ જાય ! કારણ કે—હવે સંતાનનો પ્રસવ થવાનો વખત નજદીક આવતો જાય છે ! ખુદા જાણે એ પ્રસુતીની ભયંકર વેદનામાંથી હું બચીશ કે મરી જઇશ ! તેથી એવું ન થાય કે—મારાં દીલની મુરાદ દીલમાંજ સમાઇ રહે અને હું આ ફાની દુનીયાથી આપનાં દીદાર કર્યા શિવાય રેહલત કરી જાઉં !"

આ પયગામ મરજાંને જાઅફરને પહોંચાડયો ત્યારે તેણે મરજાંન સાથે જવાબમાં કહેવડાવી મોકલ્યું કે, "બાદશાહ સલામત દસ દીવસ પછી શીકારે જનાર છે ! તેથી હું હાલ બે દીવસો થયાં બીમાર છું એવું બહાનું જાહેર કરીશ અને એ બહાનાં હેઠળ હુઝુર સાથે શીકારની સહેલ કરવા શામેલ નહી થાઉં ! જેથી બાદશાહના શીકારે ગયા પછી હું ઇન્શાઅલ્લાહ કોઇ સારો તાકડો સાધીને એકાદ વખત મેળાપ કરી જઇશ !"

આ પછી વજીર જાઅફરે પોતાની તબીયત સુસ્ત રહે છે, એવું બહાનું બાદશાહને જાહેર કર્યું. હકીકતમાં પણ જાઅફરની તબીયત બરોબર ન હતી, કારણ કે—જ્યારથી અબ્બાસાને હમલ રહ્યાની બાબત તેણે સાંભળી હતી, ત્યારથી તે બહુજ બેચેન અને ઉદાસ રહેતો હતો અને હવે પોતાનાં કે શાહઝાદીનાં જીવની બીલકુલ સલામતી ન હતી તે વીષે તેને પકી ખાત્રી થઇ ચુકી હતી ! આખરે બગદાદનો બાદશાહ શીકારે ગયો અને જાઅફર બીમારીનાં બહાનાં હેઠળ બગદાદમાંજ રહ્યો, તે અરસામાં મરજાંન રાબેતા મુજબ અબ્બાસાની

ખેરો આશીયત કહેવાને જાઅફર કને ગઇ, ત્યારે જાઅફરે મરજાંનને કહ્યું કે "ઓ મરજાંન! પ્રથમ તું જેવી રીતે શાહઝાદીને કનીઝનો લિબાસ પેહરાવીને અને બુરકો ઓઢાડીને મારી પાસે લાવી હતી તેજ પ્રમાણે આજે પાછું કર! અને મને પણ બુરખો ઓઢાડીને શાહઝાદી પાસે લઇ ચાલ !"

મરજાંન "હુઝુર! આ યુક્તી તો સારી નથી. બગદાદની જંગી રીસાયતનાં અને બગદાદનાં બાદશાહનાં ખાસ માનીતા અને પ્યારા વજીર સાહેબને આ પ્રમાણે એક કમીની કનીઝ ઓરતનો લિબાસ પહેરીને ચોરી છુપીથી ચાલી નીકળવું તે કોઇ પણ રીતે તેનાં વજીરાતના બુલંદ દરજ્જાને લાયકનું નથી!"

જાઅફરઃ—"ઓ મરજાંન ! જ્યારે ઇશ્ક અને મોહબ્બતના પંજામાં સપડાયાં છીયે, ત્યારે વજીરાતના બુલંદ દરજ્જાનો કે આબરૂ ઇઝતનો કશોપણ ખ્યાલ કરવો સજાવાર નથી."

મરજાંનઃ—"હુઝુર! તો ભલે! આપની મરજી આવીજ હોય તો બીસમીલ્લાહ બોલી તઇયાર થઈ જાઓ !"

આ પછી જાઅફરે એક કનીઝનો લિબાસ પહેરી લીધો અને માથા પર બુરકો નાંખીને મરજાંનની સાથે રવાના થયો અને જ્યારે થોડી રાત્રી ગુઝરી હતી, ત્યારે તેઓ બંન્ને અબ્બાસાના મહેલ તરફ રવાના થયાં! મહેલના દરવાજા આગળ પહોંચ્યા પછી મરજાંને ચોકી પહેરાવાળાઓને હઠાવી દેતાં કહ્યું કે, "બાદશાહ સલામતના મહેલમાંથી કોઇ મેહમાન આવેલી ખાસ ખવાસ શાહઝાદી સાહેબને મળવા આવી છે !" આ પછી જાઅફર મરજાંન સાથે તે મેહલની અંદર અબ્બાસા પાસે આવી લાગ્યો અને તેને લડાઈની મુસાફરીનો સર્વે વીગતવાર એહવાલ કહી સંભળાવ્યો ત્યારે અબ્બાસા બહુજ

ખુશી થઈ ! અને તેણે પણ જાઅફરને હમલ વીષેની તમામ ખરી હકીકતથી વાકેફ કીધો. આખરે મોડી રાત્રી ગુઝરવા પછી જાઅફર પાછો મરજાંન સાથે બુરકો ઓઢીને પોતાના મહેલ તરફ ચાલતો થયો.

આ પછી થોડા દીવસો કેડે બગદાદનો બાદશાહ શીકારેથી પાંછો ફર્યો.

જ્યારે અબ્બાસાનો પ્રસુતીનો વખ્ત નઝદીક આવી લાગ્યો, ત્યારે તેણે વીચાર્યું કે હવે શહેરની વચ્ચો વચ્ચ આવેલાં આ મેહેલમાં નહીં રેહતાં નવા બાગનાં દુરનાં મેહેલમાં રેહવું જોઇએ, કારણ કે ત્યાં આગળ કોઇ પણ મળવા આવી શકશે નહીં, અને જે ફળ જ્યાં નશીબ થયું, ત્યાંજ તેનો જન્મ થાય એ વધારે ઇચ્છવા યોગ્ય છે એમ વીચારીને અબ્બાસાએ મરજાંન સાથે હારૂનને કહેવડાવ્યું કે "આ મહેલમાં ચીલ્લાઓ ખેંચવાનું શાહઝાદીને ઠીક પડતું નથી, માટે જો આપ નામવર રઝા આપતા હો તો શાહજાદી પોતાનાં બાકીનાં ચીલ્લાઓ નવા બાગનાં મેહેલમાં જઇને પુરા કરી આવે!" હારૂને જવાબમાં મરજાંનને કહ્યું કે, "ઓ મરજાંન ! એ કંઇ મને પુછાવવા જેવી બાબત નથી ! તે બાગ અને મહેલ તો મેં ખાસ શાહજાદીનાંજ ઉપયોગ માટે મોટાં ખર્ચે બંધાવી આપ્યો છે, માટે તમો ઘણી ખુશીથી તમારી મરજી મુજબ તેનો ઉપયોગ કરો ! ખુશીથી તે આલીશાન અને બગદાદનાં બેહીસ્ત મીસાલ બાગ અને મહેલમાં હરો ફરો અને અમન ચમન ઉડાવો ! તેમાં તે, વળી મને શું પુછાવવું ?!

બાદશાહની આ રજા મળવાથી અબ્બાસા પોતાની ખાસ દાઇઓ સાથે તે નવા બાગના મેહલમાં રેહવાને ગઇ ! અને પછી

જેમ જેમ દીવસો જતા ગયા, તેમ તેમ હમલમાં દીવસો પણ ભરાઇ જવા આવ્યાં અને પ્રસુતીનો વખ્ત થયો ત્યારે અબ્બાસાએ એક ગલાસમાં પાણી મંગાવી ને ત્રણ વખત દુઆઓ પઢીને તે પાણી થોડુંક પીધું અને બાકીનું પોતાના ખભા અને છાતીઓ વચ્ચે છાંટી આપ્યું, તેથી બચ્ચાનો પણ સ્હેલાઇથી પ્રસવ થયો !

સુવાવડ વખ્તે મરજાંન પોતાની ખાસ મોહબ્બતવાળી અને વિશ્વાસુ દાઇને છુપી રીતે લાવી હતી, જેને અબ્બાસાએ ઘણું ઇનામ આપીને એ વાત તદ્દન ખાનગી રાખવા સખ્ત તાકીદ કરી હતી ! આ ઉપરાંત આ ગંભીર પ્રકારની બાબત તદ્દન છાની છુપી રાખવા માટે અબ્બાસાએ પોતાની સર્વે ખાસ દાઇઓ અને લોંડીઓ વીગેરેને પણ પ્રથમ કરતાં વધારે ઇનામ આપી આ બાબત છુપી રાખવા બહુજ સખ્ત તાકીદ કરી હતી. અબ્બાસાએ જાઅફર સાથની છુપી મોહબ્બત પછી પોતાના નોકરો ચાકરોને પણ માલામાલ કરી આપ્યા હતા, તેથી તેઓ સર્વે અબ્બાસા પર ફીદા રેહતા હતા અને આ પ્રમાણે અબ્બાસા અને જાઅફરના છાના છુપા મેળાપોનો આજ દીવસ સુધી કોઇને ઇશારો વટીક પહોંચ્યો ન હતો ! આવીજ રીતે જાઅફરે પણ પોતાનાં ખાસ ખાસ માણસોનાં સારી રીતે ગજવાં ભરી દીધાં હતાં. એટલુંજ નહીં પણ જાઅફર અસલથીજ ઘણો ઉદાર દીલનો અને માયાળુ સ્વભાવનો હોવાથી રાજ્યનાં કેટલાંક ઇર્ષાખોરો શિવાય સર્વે કોઇ જાઅફર પર રાજી રહેતાં હતાં.

અબ્બાસાએ બચ્ચાને જન્મ આપ્યા પછી બીજે દીવસે મરજાંન જાઅફરને આ બાબતની ખબર આપવાને તેની પાસે ગઇ અને કહ્યું કે, "હુઝુરે આલી ! હું આજે આપને એક ખુશ વધામણી દેવાને આવી છું !"

જાઅફરે અજબ થતાં તુર્તજ જીજ્ઞાસા સમેત પુછ્યું કે, "મરજાંન ! એવી તે વળી કઇ ખુશ-વધામણી તું આજે લાવી છે ?"

મરજાંન—"હુઝુર ? શાહઝાદી સાહેબે બે દીવસ થયાં એક ખુબસુરત પુત્રને જન્મ આપ્યો છે !"

મરજાંનની કહેવાતી આ ખુશ વધામણીથી જાઅફર એકદમ ઉદાસ અને દીલગીર થઈ ગયો અને કહેવા લાગ્યો કે, "ઓ મરજાંન ! તું મને પુત્રનાં પ્રસવની મુબારકબાદી આપે છે તે સારી બાબત છે, પરંતુ હવે મને તો મારાં અને શાહઝાદીનાં જાંનની બીલકુલ સલામતી જોવામાં આવતી નથી !"

આ સાંભળીને મરજાંને હાથ જોડીને અર્ઝ કરી કે, "હુઝુર ! ખુદા બધી વાતે ખેર કરશે ! આપ બગદાદના શાણા અને બુદ્ધિશાળી વઝીર છો, માટે આપ શામાટે ગભરાઈ જાઓ છો ? એમાં કશું ગેરવાજબી કે હરામ કાર્ય થયું નથી ! આમાં માત્ર બાદશાહ સલામતની હઠ શિવાય કશુંજ નથી; જો ખુદાનું ચાહવું હશે તો તેઓ પણ કોઇ મવકાપર રાઝી થઇને ઝાહેર રીતે મળવા હળવાની રઝા આપી દેશે !"

જાઅફર—"ઓ મરજાન ! તારાં-કરતાં હું બાદશાહ સલામતના પરીચયમાં વધારે આવું છું ! તેઓમાં બુદ્ધિબળ. ચાલાકી અને રાજ્ય-હઠ છે, તે હું એક વઝીર તરીકે તારાં કરતાં વીશેષ જાણું છું ! તું માને છે તેવા આપણા બાદશાહ સલામત રહેમ દીલવાળા નથી ! એઓને તો નજીવી બાબતમાં મારામારી અને કાપાકાપી કરવાનું સુઝે છે !"

મરજાંન—"હુઝુર ! ત્રાહીત માણસ હોય તો તેનું તેમ કરે એ બનવા યોગ્ય છે. પરંતુ શાહઝાદી સાહેબ તો તેઓનાં સગાં બ્હેન

છે, ઉપરાંત તેઓ તેમને ઘણાં પ્યારાં અને માનીતાં છે! આપ સરકાર પણ બાદશાહ સલામતના એક વ્હાલા અને પ્યારા વઝીર છો, એટલુંજ નહીં પણ હવે તો તેઓના આપ બનેવી થાવો છો! માટે હવે આ વીષે વધારે ફીકર ચીંતા કરશો નહી !"

જાઅફર—"ઓ મરજાંન ! આપણા બાદશાહ સલામત સગપણની શરમ રાખે તેવા નથી! મરજાંન! તું લક્ષમાં રાખ કે—બાદશાહોની મોહબ્બત નાપાયાદાર છે! તેઓ રીઝયા તો માલામાલ કરી આપે છે, અને ખીજ્યા તો પાયમાલ અને નેસ્તો નાબુદ કરી નાંખે છે! ખયર! જે બનવા કાળ હશે તે બનશે! અત્યારે હવે આ વીષે શું કરવું તે મારી સમઝમાં આવી શકતું નથી. ઇનશાઅલ્લાહ કોઇ વખતે શાહઝાદીનો મેળાપ કરીને આ વીષે બંદોબસ્ત કરીશું! મરજાંન! હમણાં તો તું જા! અને મારાં સલામ સાથે શાહઝાદીને મારી મુબારકી સાથે કહેજે કે—જે થનાર હતું તે થઇ ચુકયું, અને હવે પછી જે બનવા કાળ હશે તે જરૂર બનશે! કારણકે તકદીર આગળ તદબીર ચાલતી નથી! માટે હવે વધારે અફસોસ કરીને દીલને બાળવું નહીં અને જેમ બને તેમ એ બાબતને ઘણી સાવચેતી સમેત છુપી રાખવી!"

જાઅફરનો આ સંદેશો લઇને મરજાંન અબ્બાસા આગળ આવી અને તેણે જાઅફરનો પયગામ અબ્બાસાને કહી સંભળાવ્યો!

આ જુઠા જગતની ઝુલમાતભરેલી જંજાળથી બેખબર એવાં પોતાનાં નીરદોષ બાળકનાં ખુબસુરત ચહેરાપર નઝર નાંખવાથી અબ્બાસાને ઘણી ખુશી હાંસલ થતી હતી. ખુશીની સાથે તેને કેટલીક વખતે બેહદ દીલગીરી પણ થતી હતી અને જાણે કે—આ પોતાનાં પિતા કે માતાનાં મોતનું સાધન થઇ પડવાનો ન હોય તેવી લાગ-

ણીઓનો એક સખત ધ્રુજારો અબ્બાસાનાં કોમળ અને નાજુક તન-બદનપરથી પસાર થઈ ગયો ત્યારે તેનું આખું શરીર કમકમી ઉઠયું! છતાં પણ એક માતાનો પોતાનાં બાળકપર અલૌકીક અને અદભુત પ્રેમ હોય છે, તેથી તે પોતાના પ્યારાં અને લાડકવાયા પુત્રની પરવરીશમાં ઘણી દીલોજાનથી જીવતોડ કોશેશો કરવા લાગી!!

## પ્રકરણ ૩૯ મું.

### મોતનો કાસિદ !!

રાત્રીના અંધકારનો પટ ધીમે ધીમે દુર થતો જતો હતો, અને સહવારના સુર્યનો ધીમો પરંતુ તેજસ્વી ઝગઝગાટ આસપાસ ફેલાઈ રહ્યો હતો. બગદાદ શહેરની મુસ્લમીન પ્રજા નિમાઝ વીગેરેની બંદગીથી ફારેગ થઇ ચુકી હતી અને સર્વે કોઇ પોતપોતાના ધંધા રોઝગારે ચડવા લાગી ગયાં હતાં. આવી ખુશનુમા અને ગુલાબી ઠંડીની દીલ ખુશ સહવારે અબ્બાસાનો નવા બાગનો કુશાદે આરસપહાણથી જડીત મહેલ સુર્યના ઝગઝગાટથી ઝળહળી રહ્યો હતો અને સુર્યના તેજસ્વી કીર્ણોનું પ્રતીબીંબ મહેલના સુફેદ લીસા આરસપહાણ પર પડવાથી તે મહેલમાં અત્યારે બેવડો ઉજાશ અને પ્રકાશ ફેલાઇ રહ્યો હતો. આ મહેલની સફાઇ, સુઘડતા અને સુફેદ આરસનો ઝગઝગાટ એટલો બધો ઝળહળી રહ્યો હતો કે, તેમાં આવતાં જતાં માણસોનાં આબાદ પ્રતીબીંબ પડયાં કરતાં હતાં! મહેલનાં બારી બા-

રણુંઓપર લાલ પીળાં, લીલાં અને આસમાની રંગના ઉમદા ઝરીન અને સોનેરી પરદાઓ ભાત ભાતના ચીત્રો સહીત લટકી રહ્યા હતા. મહેલની આસપાસ એક ફુલવાડી આવેલી હતી, જેમાંથી સહવારના પહોરમાં ખીલી નીકળેલાં પુષ્પોનો પમરાટ આખા મહેલના ખુણેખુણામાં પેસી જતો હતો અને આવા ગોયા બેહીસ્તના બાગમાં આવેલાં આલીશાન મહેલમાં રહેતાં ભાગ્યશાળી ઈનસાનોનાં મગજો આ સુગંધની દીલખુશ લ્હેકીથી તરબતર થતાં હતાં ! ઝાડો પર બેઠેલાં ખુબસુરત અને રંગબેરંગી નાનાં મોટાં પક્ષીઓ એવાં તો મધુરાં અને સુરીલાં સ્વરથી કલ્લોલ અને ટહુકા કરી રહ્યાં હતાં કે તે સાંભળનારાંનાં દીલ આનંદ અને ઉલ્લાસમાં ડોલી રહ્યાં હતાં ! બાગમાંથી વહેતો એક નીર્મળ પાણીનો ઝરો પથરથી બાંધી લેવામાં આવ્યો હતો, જે બપોરની ગરમીથી ગરમ થયેલી હવાને સરદ બનાવી દઇ બાગ અને મહેલમાં રહેનારાંઓને ઠંડી પવનની લ્હેકીથી તાજગી બક્ષતો હતો ! ટુંકમાં એ કે બાગે—બેહીસ્તમાં આવેલા એક જન્નત જેવા આલીશાન મહેલમાં અબ્બાસા સહવારની ઠંડી મંદ મંદ પવનની લ્હેકીઓની શીતળતાથી પોતાના દીલને શાન્તી આપતી હતી અને પોતાના પ્યારા લાડકવાયા પુત્રને પ્યારથી ઉંચે ઉછાળી ઉછાળીને રમાડયા કરતી હતી ! આવી ખુશનુમા અને સુખી સહવારે પોતાના લાડકા પુત્રને આ પ્રમાણે રમાડીને અબ્બાસા પોતાના દીલને આનંદથી પ્રફુલ્લીત કરવાને મથન કરતી હતી, પરંતુ અફસોસ કે—આ પુત્રના પ્રસવની બાબત કદાચીત ઝાહેર થઇ ગઈ તો પછી કેવા ભયંકર મુસીબતનાં વાદળો તુટી પડવાનાં છે, તે વીચારો આવવાથી તે પાછી ઉદાસ અને બેચેન બની ગઈ! તેથી તે મરજાંનને કહેવા લાગી કે, " એ મરજાંન ! ખરેખર ! તું મારી એકજ વફાદાર

દાઇ છો ! તારાથી હવે મારા ભેદની કોઇ બાબત અજાણી રહી નથી! માટે હું તને હવે કહેવાને જરાયે આંચકો ખાતી નથી કે—મારા દીલમાં પ્યારા જાફરનો પ્રેમ એક કંટકની જેમ ખુંચ્યા કરે છે!.અને તેથી મારા જીવને જરાયે ચેન પડતું નથી! મરજાન! ખુદા એવો સારો દીવસ કયારે દેખાડશે કે, હું મારા પ્યારા જીગરજાન જાફર સાથે એકાંતમાં બેસીને નચીંતપણે વાતચીત કરી શકું ? અને આ દીલ ચીરી દેખાડીને તેને મારી ખરી દયા ઉશ્કેરનારી હાલતથી વાકેફ કરું ? અફસોસ ! સદ અફસોસ ! કે ભાઇજાને પોતાનાં અંગત સ્વાર્થ ખાતર અને માત્ર પોતાનીજ મોઝમઝા માટે અમારા પર અસહ્ય ઝુલ્મ ગુઝાર્યો ! એક ખરી પરણેતરને પોતાના ભરથાર સાથે પણ ન મળવા દેવી એ કેટલો બધો અન્યાય અને ઝુલ્મ છે ?"

મરજાન—" એ બીબી ! મને પણ બાદશાહ સલામતના આવા બેહુદા અને ઝુલ્મી કૃત્ય પ્રત્યે ઘણોજ અફસોસ થાય છે ! કે બગદાદના આવા હુશીયાર અને અક્કલમંદ બાદશાહ કંઇ પણ વિચારતા નહીંજ હોય ? શું તેઓને આ વીષે વિચાર સરખો પણ નહીં આવતો હોય કે આ નીકાહથી આપની અને વઝીર સાહેબની શું દશા થઇ હશે ? "

અબ્બાસા—" એ મરજાન ! તારી વાત સાચી છે ! પરંતુ એ સર્વે મારી કીસમતની કમનશીબી છે !! "

" કીસમતકી કમનશીબીકો,
સય્યાદ કયા કરે ?
સર પર ગીરે પહાડ,
તો ફરીયાદ કયા કરે ? "

મરજાન—" ખરેખર ! શાહઝાદી ! એમાં કંઇ શક નથી !

ખયર! ખુદા પર વિશ્વાસ રાખી ધીરજ ધરો! વઝીર સાહેબનો મેળાપ કરવાનો બંદોબસ્ત ઈન્શાઅલ્લાહ થોડા દીવસ પછી કરીશું! માટે હાલ તો નચીંત રહો!"

અબ્બાસા—"નહીં! મરજાન! તું આજેજ વઝીર સાહેબ પાસે જા! અને મારા તરફથી ઘણા અદબ આદાબ અને સલામની સાથે કહે કે હવે મહેરબાની કરીને આપ એક વખ્ત મારો મેળાપ કરી જાવો તો બહું સારૂં!!"

અબ્બાસાના આ હુકમને માન આપીને તે જ રાત્રે મરજાન જાઅફર પાસે ગઇ અને તેને સર્વે હકીકતથી વાકેફ કીધો, ત્યારે જાઅફરે કહ્યું કે "એ મરજાન! હું પણ એજ વીચારમાં હતો, કારણકે જ્યારથી મેં પુત્રના જન્મની વાત સાંભળી છે, ત્યારથી તે નિર્દોષ બાળકનો ચહેરો જોવાને હું રાત્રિ દીવસ તલપી રહ્યો છું! માટે તું બંદોબસ્ત કીધા પછી આવતી કાલે રાત્રે મને બોલાવવા માટે આવજે."

આ જવાબ લઇને મરજાન અબ્બાસા પાસે ગઇ અને તેને સવ વીગત કહી સંભળાવી. પોતાના પ્યારાનો આવો ઉત્તેજીત જવાબ સાંભળીને અબ્બાસાને ઘણી ખુશી ઉપજી.

બીજે દીવસે અબ્બાસાએ પોતાના આલીશાન મહેલને બહુજ ઠાઠમાઠ અને ભપકાસપકાથી આરાસ્તા કીધો અને પોતે પણ ઉમદામા ઉમદા ઝરીન અને મખમલી લિબાસથી અને સોના અને ઝવેરાતોના ઘરેણાથી પોતાનું નાઝુક તનબદન શણગાર્યું! અને પોતાના પ્યારા પુત્રને પણ ઘણોજ ભપકાસપકાવાળો કિંમતી નાજુક પોષાક પહેરાવ્યો. આ પછી અબ્બાસાએ મરજાનને જાઅફરને બોલાવવા મોકલી. પ્રથમની જેમ જાઅફર કનીઝના લિબાસમાં ચાદર ઓઢીને

મરજાનની સાથે અબ્બાસાના મહેલમાં ગયો. પોતાના પ્યારા દીલબરને ઘણી મુદતે જોઇને અબ્બાસાની ખુશીનો ગોયા પારજ ન રહ્યો ! થોડીવારે બંનેની આંખોમાંથી આંસુઓની ધારાઓ વહેવા લાગી ! ! અને અબ્બાસાએ પોતાના પ્યારા પુત્રને પોતાનાં પતિની ગોદમાં મુકયો. જાઅફર પોતાના પુત્રને જોઇને ઘણો ખુશી થયો અને તેને પોતાની ગોદમાં લઇને અને તેના નાનકડા માથાના આછા સોનેરી અને સુંવાળા વાળોપર હાથ ફેરવીને અને તેના ગુલાબી ગાલોપર આસ્તેથી બચ્ચીઓ કરીને જ્યારે જાઅફરે તેને અણહદ માયા મોહબતથી પ્યાર કર્યો અને તેને બે ઘડીક આમતેમ હાથમાં ઉછાળીને રમાડયો ત્યારે તે નીર્દોષ બાળક પોતાના પિતાને ઓળખતો હોય તેમ તે પોતાના નાઝુક હાથોથી જાઅફરની મુછો અને વાળો પકડીને ગેલ કરવા લાગી ગયો અને જાણે કે ઉદાસીમાંથી ખુશીમાં આવી ગયો હોય તેમ તે પોતાના પીતા સામું જોઇને ખુબ હસવા લાગ્યો ! પરંતુ અફસોસ કે—પોતાના એક નાનકડા બાલુડાનું આવું નીર્દોષ હસવું જોઇને જાઅફર તેજ વખતે ઝારણેઝાર રડવા લાગ્યો ! આ જોઇને અબ્બાસા અજબ થતાં જાઅફરને પુછવા લાગી કે, પ્રાણઆધાર ! આ વખત તો ઘણો ખુશી થવાનો છે, અને આપને રડવું કેમ આવે છે પ્યારા ? ”

જાઅફર—“ ઓ પ્યારી શાહઝાદી ! આપણા આ પુત્રને જોઇને મારા દીલમાં એવો ખ્યાલ પેદા થાય છે કે—ખરૂં જોતાં તો આ એક દુનીયાથી બેખબર અને જંજાળી જીંદગીની અટપટી ખટપટો અને દુનીયાના દગલબાઝ દાવપેચોથી એક અજ્ઞાન અને નિર્દોષ બાળક છે, પરંતુ જાહેરમાં તે આપણા બન્ને માટે એક મોતનો કાસિદ છે ! ”

અબ્બાસાઃ—‘ પ્યારા ! મોતનો કાસિદ કેમ અને કેવી રીતે ? ”

જાઅફ્ફર—"ઓ શાહજાદી ! આખરે જ્યારે આ પુત્ર મોટી વચનો થઇને બાહેર નીકળવા લાગશે ત્યારે આપણા ભેદભરમનો પડદો ખુલ્લો થઇ જશે; બલ્કે હું તો એમ માનું છું કે—આ પુત્ર મોટી વયનો થશે તે પ્રથમજ આ બાબતની બાદશાહ સલામતને ખબર થશે, એટલે આપણુને તે કોઇ કાળે જીવતા રહેવા દેશે નહીં ! પરંતુ તુર્તજ કતલ કરાવી નાંખશે ! આ માટે હું આપણા આ જીગરના ટુકડા અને પ્યારા લાડકવાયા નિર્દોષ બાળકને મોતના કાસિદ તરીકે ઓળખાવું છું !"

આ સાંભળીને અબ્બાસાએ પણ રડતાં રડતાં કહ્યું કે, "ખરેખર; મારા દીલમાં પણ વખ્તો વખત આવોજ વીચાર આવ્યા કરે છે, તેથી આ નાનકડા બાળકને જોતાં ખુશાલી ઉપજવાને બદલે ઓર દીલગીરી અને સદમો પેદા થાય છે !"

આ વાતોમાં વચ્ચે પડીને મરજાને હાથ જોડી અર્ઝ કરી કે, "આ બાબત વીષે હું પણ મારી નાચીઝ અકકલ મુજબ કાંઇક અર્જ કરવાની હું રજા ચાહું છું !"

જાઅફ્ફર—"ઓ મરજાન ! તારે જે કંઇ કહેવું હોય તે બેલાશક ખુશીથી કહી શકે છે !"

મરજાંન—"હુઝુર ! બનવા કાળ હતું તે બની ગયું ! અને હજુ પણ જે થવાનું સરજીત હશે તે જરૂર થશે ! માટે દરેક વખ્તે આવી ગજબનાક ગમગીની ભરેલી બાબતને યાદ કરવાથી દીલ બળ્યાં કરે છે ! અને વારંવાર સદમો થયાં કરે છે ! માટે મહેરબાની કરીને આ બાબત દીલમાંથી દુર કરો અને ખુદાપર વીશ્વાસ રાખી વધારે ગમ અને સદમો ન કરતાં મોઝમઝામાં આ જીંદગીના દીવસો પુરા કરો ! જો આવો અફસોસ કર્યાં કરશો તો બીમારી શિવાય માંદા પડી જશો !"

જાઅફર–" એ મરજાન ! તેં આ વેળાએ ઘણી સારી સલાહ આપી ! "

અબ્બાસા–" મરજાનની સલ્લાહ તો સારી છે, પરંતુ જે બાબત નઝરની સામે રાત્રિ દીવસ તરતીજ રેહતી હોય તો તે ભલા કેવી રીતે ભુલી જઇ શકાય ? "

ત્યાર પછી મરજાન એક કલાકની રજા માગીને બાહેર જઇ બેઠી, એટલે એક બીજાની જુદાઈમાં રાત્રિ દીવસ તરફડતાં વ્હાલાંઓ એકાંતમાં પડયાં ! તેથી અબ્બાસાએ તે કમરાનો દરવાજો તુર્તજ બંધ કરી દીધો અને હવે તે પ્રેમ રંગીલું જોડું આપસઆપસમાં માયા મોહબ્બતની પ્રેમવૃષ્ટી કરવા લાગી ગયું ! જેમ કરતાં જાઅફરે અબ્બાસાને હસતાં હસતાં મશકરીમાં કહ્યું કે, " પ્યારી શાહઝાદી ! પ્રેમી જીવનનું આજે આ સંસારસુખ ભોગવતાં બીજું હમલ રહ્યું તો આપણા તો નક્કી ભોગજ મળવાના ! વારંવાર આવા સજજડ અને સચોટ બહાનાઓ કયાંથી બતાવી શકીશું ? "

અબ્બાસા–" પ્યારા ! સમુદ્રમાં ડુબ્યા પછી એક વામ નીચે જઇએ અથવા તો દશ વામો ઉંડા નીચે ઉતરી જઇએ તો પણ તે એકજ સરખું છે ! મુસાફરીએ જતાં રસ્તામાં એક રાત્રિ થઇ તોયે શું અને ત્યાંજ રાત્રિ ગુઝારી લઇએ તોયે શું ? આપણે જ્યારે જાનનું જોખમ ખેડીને આ કામ કરેલ છે, તો પછી હવે વધારે ખોફ ખાવો સજાવાર નથી ! વ્હાલા ! એ પણ નીશ્ચય કરીને માનજો કે જ્યારે મોત આવનાર હશે, ત્યારે જરૂરજ આવશે ! તે વખ્તે તે કરીમે કારસાઝ સીવાય કોઈ પણ આડા હાથ દેવા આવે એમ નથી જ ! "

આ પછી અબ્બાસા અને જાઅફરે ત્યાં આગળ સંસાર સુખની તૃપ્તી કરી ! અને પોતાના લાંબા વખ્તના મનોરથો અને મુરા-

દોને પુરી પાડો ! તે પછી સુખ દુઃખની કેટલીક વાતો કીધાં પછી તેઓએ મરજાનને હાંક મારીને બોલાવી. જે પછી જાઅફર પોતાને મહેલે જવા તઇયાર થઇ ગયો, ત્યાંથી નીકળતી વેળાએ અબ્બાસાએ જાઅફરને પુછ્યું કે, " પ્રાણ પ્યારા ! હવે પાછાં આપના મુબારક દીદારનો લાભ કયારે આપશો ?"

જાઅફર–" પ્યારી શાહઝાદી ! તમો ખુશીમાં નચીંતપણે રહેજો !! હવે હું ઇનશાહ અલ્લાહ બે ત્રણ મહીના પછી કોઇ સારો મવકો હાથ ધરીને આવી જઇશ ! !"

આમ કહીને જાઅફરે કનીઝાનો લિબાસ પહેરી લીધો અને મરજાનને સાથે લઇને પોતાને મહેલે રવાના થઇ ગયો.



## પ્રકરણ ૪૦ મું.

### બીજો હમલ.

આ પછી અબ્બાસા રાત્રિ દીવસ પોતાના પ્યારા પુત્રને રમાડવામાં અને પોતાના બાળક સાથે કાલું કાલું બોલીને વાતો કરવામાં વીતાડતી હતી. આમ કરતાં ચાર મહીનાઓ પસાર થઇ ગયાં. તેથી તેણે મરજાનને કહ્યું કે, " મરજાન ! હવે બાદશાહ સલામતને ખબર પહોંચાડવી જોઇએ કે ચીલ્લો ખલાસ થયો છે!"

મરજાન—" હા શાહઝાદી ! હવે આપણે આપોઆપ આ ખબર જરૂર પહોંચાડી આપવી જોઇએ કે જેથી બાદશાહ સલામતને આપણી તરફ કોઇ પણ પ્રકારનો શક રહે નહીં !"

અબ્બાસા—" ઓ મરજાન! તું આજે જરૂર જા! અને બાદશાહ સલામતને ખબર કરી આવ કે ચીલ્લો ખલાસ થયો છે!"

અબ્બાસાનો આ હુકમ માથે ચડાવીને મરજાન શાહઝાદીનો આ પયગામ બાદશાહને કહી આવી એટલે તેણે મરજાન સાથે શાહઝાદીને કહેવડાવી મોકલ્યું કે, " હવે ગાનતાનના જલસામાં પ્રથમ મુજબ આવ્યાં કરજો!" બાદશાહનો આ જવાબ મરજાને શાહઝાદીને કહી સંભળાવ્યો, એટલે હવે અબ્બાસા પ્રથમના રીવાજ મુજબ ગાનતાનના જલસામાં આવવા જવા લાગી અને જાઅફર પણ રાબેતા મુજબ જવા લાગ્યો. જલસામાં ગાનારી કનીઝો અને નાયકાઓ વીગેરે ગાવા વગાડવામાં ચકચુર થતી અને આવા ગાણાનો શોખીન હારૂન—અલ—રશીદ આ જલસામાં સારી મોજમઝા લુટતો હતો. પરંતુ અબ્બાસા કે જાઅફરને આમાં જરાયે લઝઝત કે મઝા મળતી ન હતી. તેઓને તો જાણે કે જબરદસ્તીથી બાંધી જકડીને આ જલસામાં બેસાડવામાં આવ્યા ન હોય તેમ જ લાગતું હતું! અને અબ્બાસા અને જાઅફર એક બીજા સામે નજર કરતાં ત્યારે તેઓની જુદાઈનાં ઝખમોપર નમક છંટાતું હતું!

આ પછી આવીજ ખુશાલી તેમજ ગમગીનીમાં એક મહીનો પસાર થઇ ગયો, ત્યારે અબ્બાસાનો જીવ ગભરાવા લાગ્યો અને મોળ તથા ઉલટી થવા લાગી. અબ્બાસાની આવી બેચેન હાલત જોઇને એક દીવસે મરજાને પુછ્યું કે, " ઓ મારી શાહઝાદી! આજે આપની તબીયત કેમ છે?"

અબ્બાસા—' ખુદા જાણે કંઇ ખબર પડતી નથી!! કાંઈ પણ ખાવાનું ભાવતું નથી!! ચક્કર આવ્યાં કરે છે અને જીવ ઉદાસ રહ્યાં કરે છે, એટલે કશું ચેન પડતું નથી!"

મરજાન—"મને તો એવું લાગે છે કે–કદાચિત આ વખતે પણ હમલ રહી ગયું હશે! અને તેનાં આવાં ચિન્હો જાહેર થતાં હશે!"

આ સાંભળીને અબ્બાસા ગભરાઇ ગઇ અને શરમાતાં શરમાતાં કહેવા લાગી કે, "ઓ મરજાન! જા! જા! હવે વારે વારે તે એવું હોય?! તું તો મારી મશ્કરી કરે છે!"

મરજાન—"શાહઝાદી! મારી એવી તે શું તાકાત છે કે, હું કોઇની નહીં અને આપનીજ મશ્કરી કરવા લાગી જાઉં! પરંતુ હું ખરેખર ખરૂંજ કહું છું કે–આવાં આસાર હમલનાં હોય છે! જુવો, આપને પહેલાં હમલ વખતે પણ આવી જ નિશાનીઓ જણાતી હતી!"

અબ્બાસા—"અરેરેરે! શું ત્યારે આ ખરી વાત છે? શું આ નિશાનીઓ ખરેખર હમલનીજ હશે?"

મરજાન—"હા! મારી શાહઝાદી! હમલ રહે ત્યારે મોટે ભાગે મોળ અને ઉલટી થાય છે! અને આવીજ નીશાનીઓ પ્રથમથી-જ જાહેર થાય છે! યાદ કરો કે પ્રથમના હમલ વખતે પણ આ મુજબ થયું હતું કે નહી?"

અબ્બાસાએ બહુજ ગમગીની અને અફસોસી સમેત કહ્યું કે, 'ઓ મરજાન! ખરેખર જો આમજ હોય તો મારી અજલ જરૂર નજદીક આવી સમજી લેવી! પ્રથમ હમલની બાબત છુપી રાખવા કેટલી મહા મહેનત અને મુશીબત થઇ પડી હતી?

આ વેળાએ પણ જો મહા મુશ્કેલીએ હમલ છુપું રાખીયે તો પણ જ્યારે બચ્ચું જન્મશે ત્યારે કોઇ પણ રીતે છુપું રાખ્યું રહે-વાનુંજ નથી! અને હું એ પણ ચોક્કસ ખાત્રીથી કહી શકું છું કે–

આ બાબત જાહેરમાં આવતાંજ હારૂન મને અને જાઅફ્રરને બલ્કે બંને નીર્દોષ બાળકોને ખચિતજ કતલ કરાવી નાંખશે!"

આ સાંભળીને મરજાને હીંમતથી કહ્યું કે, "એ મારી શાહજાદી! ખરેખર આપ ફરમાવો છો તે વાત ખરી છે, પરંતુ હવે ખુદાપર સંપૂર્ણ વિશ્વાસ રાખી ખુશ ખુશાલ રહો! જે થનાર હશે તે થશેજ! હાય વોય કર્યાથી હવે સીર્ફ સદમો થયાં શિવાય કશું વળનાર નથી!"

અબ્બાસા—"એ મરજાન! તારૂં કહેવું વ્યાજબી છે! હવે તો ધીરજ અને ખુદાપર વિશ્વાસ ધરાવ્યા શિવાય કશો પણ ઉપાય આપણે હાથ રહ્યો નથી! પરંતુ હવે આ હમલને કેવી રીતે છુપાવીશું?! પહેલી વખતે તો ભાઇજાન લડાઈ પર ગયા હતા એટલે ચીલ્લાઓ ખેંચવાનાં સજ્જડ બ્હાનાંઓ મળી ગયાં હતાં, હવે આ વેળાએ પણ એવો કોઈ પ્રસંગ મળી જાય અને ભાઈજાનને બગદાદની બાહેર જવાનું થાય તો સારૂં!"

મરજાન—"એ મારી શાહજાદી! આપ ફુરસદે અને શાન્ત દીલે કોઈ બાબત ગોઠવશો તો ઈન્શાઅલ્લાહ કોઇ ઉમદા અને સારો મવકો જડી આવશે!"



# પ્રકરણ ૪૧ મું.

## હમલની ખાત્રી !

આ પછી એક મહીનો પસાર થઇ ગયો ત્યારે અબ્બાસાએ કહ્યું કે, "ઓ મરજાન ! તેં એક મહીના પહેલાં હમલની જે વાત કરી હતી તે હવે માલમ પડે છે ! માટે હવે મારી સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ છે ! પરંતુ અફસોસ કે–હું આ વેળાએ કદી પણ જીવતી રહી શકીશ નહીં ! જેમ જેમ વખત પસાર થતો જાય છે, તેમ તેમ મારૂં મોત પણ નજદીક આવતું સમજી લે !"

મરજાન—"ઓ મારી શાહજાદી ! વારંવાર આવોજ વીચાર કર્યા કરો છો, તે સારી વાત નથી ! માટે જેમ બની શકે તેમ ધીરજ ધરીને આ વાતનો ખ્યાલ મુકી આપો ! આપે પ્રથમ ફરમાવ્યું હતું કે હમલ છુપાવવા વીષે કોઇ યુક્તિ શોધી કાઢીશું, તો હવે બહુજ ઉંડો વીચાર કરીને કોઇ એવી યુક્તિ શોધી કાઢો કે જેથી આ હમલની બાબત પણ છુપીજ રહે, નહીંતર પછી જ્યારે આપને પાંચ છ મહીના થશે ત્યારે આપનાથી ગાનતાનનાં જલસામાં જઇ શકાશે નહીં ! કદાચિત જશો તો ઝુબીદા ખાતુન અને બીજી બેગમોને તુર્ત જ ખબર પડી જશે !"

અબ્બાસા—"ઓ મરજાન ! હું પણ રાત્રિ દીવસ તેજ વિચાર અને ફીકર ચીંતામાં ગરકાવ છું પરંતુ હજુ સુધી મને કોઈ યુક્તિ સુજતી નથી, તેથી હું વધારે ગમગીન અને ઉદાસ બની જાઉં છું !"

મરજાન—"શાહઝાદી ! પ્રથમની જેમ ચીલ્લો ખેંચો અને

વજીફો પઢો એટલે તેની બરકતથી આપને કોઇ રસ્તો કે યુક્તિ સુજી આવશે !"

મરજાનની આ સલાહ માન્ય રાખી અબ્બાસાએ પોતાનો હમલ છુપાવવાની હાજત માટે એક ચીલ્લો ખેંચ્યો અને તેના રીવાજ પ્રમાણે અમલ કરવા લાગી. આ ચીલ્લો અબ્બાસાએ એક મહીનાની અંદર પુરો કીધો ત્યારે એક દીવસે મરજાને શાહજાદીને એક ખુશખબરી આપતાં કહ્યું કે, "ઓ મારી શાહઝાદી ! હું આજે આપને એક ખુશખબરી આપું છું કે આપના ચીલ્લાના પ્રતાપે ખુદાએ તઆલાએ આપની મુશ્કેલી ટાળી દીધી છે ! કારણ કે મેં આજે એવા સમાચાર સાંભળ્યા છે કે, હુઝુર પાછા રૂમપર ચડાઇ લઇ જવાના છે ! ! માટે આ વેળાએ પણ હમલ છુપાવવાનો ઘણો સારો મવકો મળી આવશે ! !"

આ સાંભળીને અબ્બાસાએ ખુશી અને અજબ થતાં કહ્યું કે, "ઓ મરજાન ! શું તું ખરી વાત કહે છે ? જો ખરેખર આમજ હોય તો ખુદાએતઆલાએ મારી દોઆ-બંદગી કબુલ કીધી અને મારા જેવી મઝલૂમ ઓરતપર રહેમ કરી લેખાય ! ! માટે મરજાન ! તું જલદી બાહેર જા ! અને આ વીષેની પુરેપુરી બાતમી મેળવીને ખરા ચોક્કસ સમાચાર લઇ આવ ! કે જેથી દીલને આરામ અને કરાર થાય !"

મરજાન—"શાહજાદી ! જો આપને ખરા ખબર જોઇતા હોય તો રજા આપો કે—હું વઝીર સાહેબ પાસે જઇને આપના તરફથી આ વીષેના ખબર પુછી આવું, અને કાંઈ અડચણ ન હોય તો આ બીજા હમલના પણ તેઓને ખબર આપી આવું !"

અબ્બાસા—"ઓ મરજાન ! ખરેખર તેં ઘણો સારો મત

આપ્યો, કારણ કે—તમામ ખરી હકીકત તેઓથી જરૂર જણાઈ આવશે, અને તેઓની મુલાકાત પછી તું પાછી ત્યાં કોઇ વખત ગઈ નથી ! માટે હવે આ હમલની વાત પણ તેઓને જાહેર કરી દેવી ઘણી જરૂરની છે, માટે આવતી કાલે મવકો જોઇને ગાનતાનના જલસામાં પ્રથમ જઇ આવજે અને જે યોગ્ય લાગે તે મારા તરફથી અર્જ કરજે !"

બીજે દીવસે મરજાન જાઅફરની પાસે ગઇ અને હંમેશના ધારા પ્રમાણે અદબ આદાબ બજાવી લાવી ઉભી રહી ત્યારે જાઅફરે પુછયું કે, "ઓ મરજાન ! શું શાહજાદી સાહેબ મારા પર કંઇ ગુસ્સે થયાં છે ?"

મરજાને હાથ જોડીને અર્જ કરી કે, "હુઝુર ! તેઓ તો કંઇ ગુસ્સામાં નથી, અને આપ સરકાર આ પ્રમાણે શું ફરમાવો છો ?"

જાઅફર—"આ વખતે ઘણી લાંબી મુદ્દત પસાર થઇ ગઈ તોપણ તું શાહજાદીના કાંઇ સમાચાર લાવી નહીં ! !"

મરજાન—"હુઝુર ! લાંબી મુદ્દત સુધી આપને ત્યાં નહીં આવવાનું કારણ એ છે કે—આપના છેલ્લા મેળાપ પછી થોડા દીવસમાં શાહજાદીને હમલનાં ચિન્હો જણાવવા લાગ્યાં, તેથી તેઓની તબીયત બરોબર રહેતી ન હતી ! આ પછી પાછું આ હમલ કેવી રીતે છુપાવવું એ વિચાર અને ફીકર ચિંતામાં તેઓ બેચેન રહ્યાં કરતાં હતાં. પરંતુ કોઇ યુક્તિ સુઝતી હતી નહીં ! આમ થવાથી વધારે ખોફ તો એ રહે છે કે—ગાનતાનના જલસામાં જવાની જે બલા શાહજાદી સાહેબને કાયમની વળગેલી છે. તેથી ત્યાં જવા શિવાય તો ચાલી શકે નહીં ! અને જ્યારે ચાર પાંચ મહીના થઇ જાય ત્યારે જઇ પણ શકાય નહીં ! આવી કફોડી હાલત થઇ પડવાથી કશો પણ

ઉપાય સુઝયો નહીં, પરંતુ ખુદાએતઆલાની મહેરબાનીથી એ બલાથી બચવા માટે કુદરતી મદદ થાય તે માટે ચીલ્લા ખેંચવાનું સુઝી આવ્યું અને છેવટે શાહઝાદીએ એક ચીલ્લો ખેંચીને પુરો કર્યો, ત્યારે મારા સાંભળવામાં એવું આવ્યું કે—બાદશાહ સલામત તથા આપ સરકાર પાછા રૂમની લડાઇ પર સીધાવવાના છો, તો આ સાંભળેલી વાત હકીકતમાં ખરી છે કે નહીં? તેની ચોક્કસ તપાસ કરવાને અને આપ સરકારને હમલની ખબર આપવાને હું આપની હુઝુરમાં હાઝેર થઇ છું ! !"

જાઅફર—"એ મરજાન! ખરેખર ખુદાવંદઆલમે શાહઝાદીની દુઆ કબુલ કરી અને બગદાદના બખ્તાવર બાદશાહ પર ઓચિંતી આફત આવી પડી! કારણ કે—અમો રૂમ પર ચડાઇ લઇ જઇને જે ફત્તેહ મહા મુશ્કેલીએ મેળવી આવ્યા હતા, અને આપસઆપસમાં સુલેહના કોલકરારો થયા હતા, તેની રૂએ રૂમના બાદશાહે વાર્ષિક ખંડણી આપવાનું કબુલ્યું હતું, તે હાલમાં તેણે આપવાની ના પાડી છે! અને તેમ કરીને તેણે સુલેહના કોલકરારોનો ભંગ કીધો છે! માટે બાદશાહ સલામતનો એવો ઇરાદો થયો છે કે—પાછું ફરી વાર લશ્કરને રૂમ લઈ જવું, અને મોટું યુદ્ધ કરીને સંપૂર્ણ વિજય મેળવવો! હજુ અમોને અહીંઆથી રવાના થતાં પંદર વીશ દીવસો થશે અને ત્યાંથી પાછા આવતાં પણ ત્રણ ચાર મહીના થઇ જશે! માટે મને એમ લાગે છે કે—અમારા અત્રે પાછા ફર્યા પછી શાહજાદીને પ્રસુતીનો વખત નજદીક આવી પુગશે! તો તે વેળાએ પ્રથમની જેમ ચીલ્લા અને વઝીફાની વાત સઘળે ઠેકાણે ફેલાવી દેવી અને જેમ યોગ્ય લાગે તેમ સાવચેતીથી વર્તવું ! મરજાન! મારા તરફથી શાહઝાદીને ઘણા ઘણા સલામ સાથે અર્જ કરી કહેજે કે—

જો ખુદાનું ચાહવું હશે તો હું રૂમ જવા પહેલાં એક વખત મેળાપ કરી જઈશ !"

જાઅફરનો આ પયગામ લઇને મરજાન અદબ આદાબ બજાવી લાવીને અબ્બાસા પાસે ગઇ અને તેને તમામ હકીકત કહી સંભળાવી. આ સાંભળીને અબ્બાસા ઘણી ખુશી થઇ અને તેણે તે વખતે ખુદાએતઆલાનો શુક્રનો સીજદો કર્યો ! !



# પ્રકરણ ૪૨ મું.

## રૂમ–પર ચડાઈ ! !



એક રાત્રીના ગાનતાનનો જલસો પુરો થયા પછી હારૂને રૂમ–પર ચઢાઇ લઇ જવાના મુસાફરીના સામાન વીષે જાઅફર સાથે કંઇક વાતચીત કરી તેથી અબ્બાસાએ અજાણ્યાં થઇને હારૂનને પુછ્યું કે, "એ ભાઈજાન ! આપની આ વાતચીતને હું પુરેપુરી સમજી શકી નહીં ! શું આપ પાછા રૂમ જવા વિચાર રાખો છો ?"

બાદશાહ–" એ બ્હેન ! રૂમના બાદશાહે આપણને જે વાર્ષિક ખંડણી આપવાનો સુલ્લેહની શરતોની રૂએ ઇકરાર કીધો હતો તે શરતોનો તેણે ભંગ કરીને ખંડણી આપવાનો ઇનકાર કીધો છે ! તે મગરૂરને મેં પ્રથમ વખારે સઝા પહોચાડી નહીં તેથી તેણે આવી હીંમત કીધી અને હવે તે એમ સમજતો હશે કે બગદાદનો બાદશાહ આટલો લાંબો રસ્તો વેઠીને અને મોટું લશ્કર લઇને તેમજ મહા મોટો ખર્ચ કરીને અહીંઆ આવી શકશે નહી ! પરંતુ તે બીચારો જાણતો

નથી કે બગદાદનો બાદશાહ કાંઇ તારા જેવો હીચકારો કે નામર્દો નથી કે મુસાફરીની હાડમારીઓ અને હલાકીથી હઠી જાય અને તેના જેવા અભિમાની બાદશાહથી ડરી જાય ! માટે મેં એવો વીચાર રાખ્યો છે કે હું તેની બરાબર ખબર લઉં ! અને બગદાદના બાદશાહને છેડવાથી તે કેવી ખાનાખરાબી અને ખુનામરકી ચલાવે છે, તેનો તેને જરા સ્વાદ ચખાડી આવું ! !"

અબ્બાસા–"ભાઇજાન ! મારી આપને એટલી અરજ છે કે આપણે કયાં કોઈના મોહતાજમંદ છીએ ? ! તે કદાચિતને ખંડણી ન આપે તો શું આપણું લશ્કર ભુખે મરી જશે ? ખુદાએતઆલાએ આપણને પુષ્કળ નાણું ઈનાયત કરેલ છે, માટે તેના પર સંતોષ અને ધીરજ પકડીને બેશી રહો ! !"

બાદશાહ–"ઓ બહેન ! અમારાં રાજદ્વારી કાર્યમાં તમો શું જાણો ? કોઇની ખંડણીના આપણે જરાયે મોહતાજ નથી ! ! પરંતુ જ્યારે આપણે તેને આપણા લશ્કરી બળ કે સત્તાની કશી ખબર ન આપીએ, ત્યારે તે મગરૂર બાદશાહની નજરમાં આપણે હીચકારા લેખાઇએ અને આપણું કશું દબાણ કે લશ્કરી દોર–દમામનું જોમ અને જોર તે ન જુવે ત્યારે આપણાપર ચડાઇ કરવાનો ઇરાદો કરે અને તેમ કરીને આપણો મુલ્ક છીનવી લે ! "

અબ્બાસા–"ઓ ભાઇજાન ! ખયર ! જેવી આપની મરજી ! ! અમો વધારે શું કહીએ ? આપ અત્રેથી કયારે સીધાવવાના છો ?"

બાદશાહ–"ઇન્શાઅલ્લાહ ! આવતા માસની પંદરમી તારીખે અહીંયાથી અમારે લશ્કર સહીત કુચ કરી જવાનો ઇરાદો છે ! પરંતુ તે પ્રથમ મારી તમોને એટલી ભલામણ છે કે–પ્રથમની જેમ આ વખતે પણ વિજય દેવી અમોને માળા અર્પે તે માટે તમો ચીલ્લા અને

વઝીફાના અમલ ચાલુ રાખશો કે ખુદાવંદે–આલમ અમોને આ લડાઇમાં પણ વિજય આપે!"

અબ્બાસા–"ઓ ભાઇજાન! મને આ કાંઇ ભલામણ કરવા જેવી બાબત નથી! પ્રથમની લડાઇ વખ્તે આપે ક્યાં ભલામણ વ-ટીક કરી હતી?! રાજ્ય પ્રત્યેની અમારી એ ફરજ છે કે–હર હાલમાં આપની કુમક અર્થે આપના અને રાજ્યના ભલા માટે દોઆઓ ગુઝાર્યા કરવી! હું આ વેળાએ પ્રથમ કરતાં પણ વધારે ભારે અમલ અને ચીલ્લા ખેંચીશ! અને ખુદા ચાહશે તો આપના ખુશહાલ નશીબથી અને મુજ કમતરીનની નાચીઝ દોઆથી આપને આ વેળાએ પણ ફતેહ મળશે અને આપ ઘણી ખુશાલી સાથે પાછાં સહીસલામત આવી લાગશો!!"

બાદશાહ—"ઓ બહેન! આપ મારા માટે જે અમલ અને ચીલ્લાની ઝેહમત ઉઠાવો છો, તે માટે હું તમારો ઘણો એહસાન માનું છું!!"

અબ્બાસા—"ઓ ભાઈજાન! તેમાં એહસાન કેવો? પુરૂષ હોય તો તેને લાઝીમ છે કે–આવા રાજ્યના અગત્યના મહા ભારે વીકટ કાર્યમાં જાતી મદદ આપે! પરંતુ અમો તો એક સ્ત્રી જાત હોવાથી અમારાથી તેવું કોઇ પણ પ્રકારનું કામ બની શકે નહીં, તેથી મકાનોમાં આરામ કરવા અને ઠંડી છાયાના વૈભવો ભોગવતાં હંમેશા ચાર છ કલાકો સુધી દુઆ અને અમલ કરીએ તો કંઇ નવાઇ કે અહેસાનની બાબત હોઇ શકતી નથી! આ ઉપરાંત આ-પણા વચ્ચે કોઇ પ્રકારની જુદાઇ નથી! શાદી અને ગમીના પ્રસંગોમાં આપણાં સર્વેના નશીબ એક સાથેજ જોડાયેલાં છે કારણ કે એકનાં દુઃખે આપણે સર્વે દુઃખી થઇએ છીએ અને એકના સુખે આપણા સર્વેને સુખ ઉત્પન્ન થાય છે!!"

બાદશાહ—"વ્હાલી બ્હેન! વાતચીતમાં ઘણો વખત પસાર થઈ ગયો છે, માટે હવે તમે તમારે મહેલે સીધાવો !"

આ સાંભળીને અબ્બાસા અને બીજા સર્વે માણસો અદબ આદાબ બજાવી પોતપોતાને મકાને ચાલતા થયા. અબ્બાસાએ પોતાને મહેલે આવ્યા પછી શુક્રગુઝારીની બેરકાત નીમાજ પડી. તે પછી મરજાંન સાથે થોડી વાતચીત કરીને નિદ્રાવશ થઇ! બીજે દિવસે સ્હવારે અબ્બાસાએ મરજાનને કહ્યું કે, "એ મરજાન! હુઝુર રૂમની લડાઇપર ઉપડી જાય તે પછી આપણે પાછું બાગના નવા મહેલે રહેવા જવું છે, માટે ત્યાંના મારા એક ખીદમતગારને મારો હુકમ કહેવરાવી દે કે મહેલ બરાબર વાળી ઝાડીને સાફસુફ રાખે!" આ હુકમને માથે ચડાવીને મરજાને એક ખીદમતગારને શાહજાદીનો હુકમ કહેવરાવી દીધો! એટલે એકજ દિવસમાં તે મહેલના ખીદમતગારોએ તેને વાળીઝાડી, ઝપટીને શાહજાદી માટે તૈયાર કીધો! અને તે આલીશન મહેલના જુદા જુદા ભવ્ય હોલો પ્રથમની જેમ આરસ્તા કરવામાં આવ્યા!

આ પછી જેમ જેમ દિવસો પસાર થતા ગયા તેમ તેમ બગદાદનો બાદશાહ લડાઇની મુસાફરીનો સરસામાન બહુ ઝડપથી તૈયાર કરાવવા લાગ્યો. આમ કરતાં મુસાફરીએ જવાના દિવસો એકદમ નજદીક આવવા લાગ્યા અને માત્ર બેજ દિવસો બાકી રહ્યા ત્યારે જાઅફરે અબ્બાસાને મળી જવા માટે કહેવડાવી મોકલ્યું! તેથી અબ્બાસા તમામ જાતનો શણગાર સજીને અને ઘણાંજ ઉમદા તેમજ કિંમતી ઝવેર અને ઝરીન લિબાસ પહેરી જાઅફર પાસે ગઇ! જાઅફરે શાહજાદીને ઘણીજ ઇઝતની સાથે માન આપ્યું અને પોતાના ઝવાહેરથી જડીત કોચ પર તેને બેસાડી! જે પછી આપસ આપ-

સમાં પ્યારની દીલખુશ ગુફતગુ થવા લાગી ! તેથી મરજાન સમો વતી ગઇ અને જાઅફરના ખીદમતગારો કને આવીને બાહેર બેઠી ! એટલે પ્યારા દીલબર—દીલરૂબાની દીલખુશ વાતો થવા લાગી !

અબ્બાસા—" કેમ હુઝુર ! શું આપ બીજી વખત પણ બાદશાહ સલામત સાથે સીધાવો છો ?"

જાઅફરે મોં મલકાવીને ખુશી થતાં કહ્યું કે, " ઓ મારી પ્યારી શાહઝાદી ! આ બાબત તમેજ ઉપસ્થિત કરી અને હવે મને શા માટે પુછો છો ? !"

અબ્બાસા—" પ્યારા ! એ બાબત મેં કેમ અને કેવી રીતે ઉભી કરી ? ! હું તો તે વિષે લેશ માત્ર પણ જાણતી નથી ! મારી શું તાકાત ? મારૂં કેહવું કોણ માને ? ! અને આવી બાબત ઉભી કરવાનું હું શા માટે સાધન બનું તે મારી અક્કલમાં આવી શકતું નથી !"

જાઅફરે મંદ હાસ્ય કરતાં કહ્યું કે, " પ્યારી શાહઝાદી ! અમોને તો સ્વપ્નમાં પણ આ વિષે જરાયે ખ્યાલ ન હતો, તેમજ રૂમનો બાદશાહ પણ આ પ્રમાણે વર્તે તે પણ સર્વદા અશક્યજ હતું ! પરંતુ તમોએજ ચીલ્લા ખેંચીને અને દોઆ માંગીને આ બાબત ઉભી કરાવી છે ! ખેર ! હવે પહેલાંની જેમ ઘણી સારી તક મળી છે ! અને ખુદા હવે આપણી લાજ—આબરૂ રાખે તો ઘણું સારૂં !"

અબ્બાસાઃ—" ઓ મારા વ્હાલા ! આપ ક્યારે સીધાવવાના છો ?"

જાઅફર—" પરમ દીવસના સહવારમાં ઇન્શાઅલ્લાહ રવાના થઇ જશું !"

અબ્બાસા—" વ્હાલા ! આ હમલ વિષે મને બહુ ચિંતા થયાં

કરે છે! હવે જોઇએ છીએ કે આ હુમલનું શું પરિણામ આવે છે?"

જાઅફર—"પ્યારી! ખુદા પર વિશ્વાસ રાખો! જે લેખ લલાટમાં લખ્યા હશે તે પ્રમાણે જરૂર થશે! માટે ધીરજ રાખી ખુદાએતઆલાની દરગાહમાં દુઆ ગુઝારો! કારણ કે, તેજ ખરો મારનાર અને તારનાર છે!"

જાઅફર અબ્બાસાથી વીખુટા પડતી વેળાએ ઉપર મુજબ ધીરજ ધરવાનું કહીને પોતાના મહેલ તરફ રવાના થઇ ગયો. જે પછી બીજે દિવસે બગદાદનો બાદશાહ અને તેનો માનીતો વઝીર જાઅફર લશ્કર સાથે રૂમ તરફ ઉપડી ગયા, ત્યારે પ્રથમની જેમ બગદાદની રૈયતે "બગદાદના બાદશાહની ફત્તેહ!" ના જબરા પોકારોથી તેઓને વધાવી લીધાં! અને લશ્કર પુરદમામ અને જાહોજલાલી વચ્ચે તમામ રૈયતની નેક દુઆ અને ભલી આશીશો સહીત રૂમ તરફ કુચ કરી ગયું!



## પ્રકરણ ૪૩ મું.



### શત્રુ શરણે!

બગદાદનું લશ્કર રૂમ જઈ પહોંચ્યું ત્યાર પછી તેણે રૂમ પર મોટી ભારે લડાઇ કરી અને શહેરનાં કીલ્લાપર તૂટી પડીને અંદર ભરાઇ બેઠેલા રૂમના લશ્કરપર સખ્ત ઘેરો ઘાલ્યો. જ્યારે આનું કંઇ પણ પરિણામ ન આવ્યું ત્યારે બગદાદના લશ્કરે હથીયારો વતી કીલ્લામાં સુરાખ પાડયું. જે પછી આખું બગદાદનું લશ્કર તે કીલ્લામાં દાખલ

થયું. જે પછી તેઓ રૂમના લશ્કરપર તુટી પડયાં! આખો દિવસ આ પ્રમાણે ત્યાં સખ્ત અને ખુનખાર જંગ થયું. જેમાં બગદાદના લશ્કરે કીલ્લાની અદંર છુપાઇને હલ્લો કરતાં રૂમના લશ્કરપર તેઝદાર તલવારોના પ્રહારો ચલાવી દીધા, એટલે થોડા સમયમાં તે રૂમના લશ્કરના લડવૈયાઓનાં માથાં ધડથી એક પછી એક જુદાં થવા લાગ્યાં. આ પછી બગદાદના લશ્કરે કીલ્લાને અને તે રૂમના આસપાસના મુલકને તબાહ અને બરબાદ કરી નાંખ્યો. રૂમના બાદશાહે પોતાના લશ્કરની આવી મોટી ખાનાખરાબી અને ખુવારી થતી જોઇ ત્યારે તેણે બગદાદના બાદશાહને કેહવડાવી મોકલ્યું કે, "અમો શરણે થઇ જઇએ છીએ! અમો તમો જે શરતો કે કોલકરારો કરો તે પ્રમાણે વર્તવાને તૈયાર છીએ!" શત્રુ શરણે થયેલો જોઇને બગદાદના બાદશાહે લડાઇ બંધ કરવાનો હુકમ આપ્યો. જે પછી સુલેહની શરતોના કોલકરારો ત્યાંજ ઘડવામાં આવ્યા અને રૂમના બાદશાહે પ્રથમની જેમ ખંડણી પાછી આપવાનું કબુલ કર્યું, તેથી બગદાદનો બાદશાહ વિજય મેળવીને જ્યારે પોતાના લશ્કર સહીત બગદાદ પાછો ફર્યો ત્યારે બગદાદની પ્રજાએ ખુશાલીના પોકારો કીધા! અને આ ફતેહની ઘણી ખુશાલી મોટી ધામધુમ સાથે બગદાદ શહેરમાં ઉજવવામાં આવી.

આ વેળાએ અબ્બાસાને હમલનો સાતમો મહીનો ચાલતો હતો. તેથી અબ્બાસા પોતાના ભાઇને આવેલો જોઇને ઘણી ગમગીન થઇ અને મરજાંનને તે વિષે કહેવા લાગી કે, "ઓ મરજાન! હુઝુર અને વઝીર સાહેબ તો આવી લાગ્યા અને તે સાથે હમલના પણ દિવસો ભરાઇ જવા આવ્યા છે. માટે હવે શું પગલાં લેવાં જોઇએ?"

મરજાન—"ઓ મારી શાહઝાદી! હવે આ વિષે કોઇ પણ

પ્રકારની ફીકર ચિંતા રાખવાનું કારણ નથી! કારણ કે હુઝુર પોતેજ લડાઇમાં વિજય થવા માટે આપને અમલ અને ચીલ્લો ખેંચવાનું કહી ગયા હતા, માટે હવે આપ હુકમ આપો તો હું આપના તરફથી આ મહાન લડાઇમાં મળેલા વિજય માટે મુબારકબાદી આપી આવું! અને સાથે આ પણ પયગામ પહોંચાડી આવું કે આપ નામદાર લડાઇપર સીધાવ્યા પછી શાહઝાદી સાહેબે કેટલાંક અમલ અને ચીલ્લા ખેંચ્યા હતા 'અને આપ ફતેહ કરીને આવો તે વેળાએ બીજાં ત્રણ ચીલ્લાઓની મીન્નત કીધેલી હોવાથી તેઓએ આપના પધારવાની ખુશ-ખબરી સાંભળતાંજ ચીલ્લો ખેંચવો શરૂ કીધો છે!"

અબ્બાસા—"ભલે મરજાન! આવતી કાલે હુઝુર પાસે જઇને મારો પયગામ પહોંચાડી આવજે! અને બની શકે તો વઝીર સાહેબ પાસે પણ જઇને તબીયતના સમાચાર પુછી આવજે!"

બીજી રાત્રિએ મરજાંન બાદશાહ કને ગઇ, અને બાદશાહની ખાસ ખવાસને કહ્યું કે, "હું હુઝુરને કોઈ પયગામ પહોંચાડવા આવી છું, માટે તું અંદર જઇને અર્ઝ કર!" ખવાસે અંદર જઇને બાદશાહને ખબર કરી એટલે મરજાંનને અંદર જવાની રજા મળી. મરજાંન અંદર ગઇ અને ધારા પ્રમાણે શાહી અદબ આદાબ બજાવી લાવીને હાથ જોડીને ઉભી રહી ત્યારે બાદશાહે પુછયું કે, "કેમ મરજાંન! આજે કેમ આવવું થયું?"

મરજાંને ઘણીજ નમી-ઝુકીને અને તસલીમ કરીને નમ્રતાપુર્વક કહ્યું કે, "બાદશાહ સલામત! આપ રૂમની લડાઇ ફત્તેહ કરીને પધાર્યા તે માટે હું આપને શાહઝાદી સાહેબ તરફથી મુબારકબાદી ચાહવા અને આપનો મીઝાજ પુછવાને આવી છું!"

બાદશાહ:—"મરજાંન! શાહઝાદી પોતે કેમ ન આવી શક્યાં?"

મરજાંને હાથ જોડીને ઘણાજ ધીમા સ્વરે કહ્યું કે, “હુઝુર! જ્યારથી આપ નામદાર લડાઇપર સીધાવ્યા હતા ત્યારથી તેઓ અમલ અને ચીલ્લામાં મશગુલ રહ્યાં કરતાં હતાં અને એવી પણ મન્નત માનેલી હતી કે—હુઝુર વિજય મેળવીને આવશે કે તુર્તજ ત્રણ ચીલ્લાઓ ખેંચીશ! તો ખુદાવંદે-આલમે આપને આપના ખુશ નશીબથી આ લડાઇમાં ફત્તેહ આપી તે સાંભળીને તેઓ પોતાની મન્નત પુરી કરવાને ચીલ્લાનો અમલ કરવામાં ગુંથાયા છે!”

બાદશાહ—“ખરેખર! મારા જેવાં બહેન ભાગ્યેજ કોઇને હશે! કે તેઓ વારંવાર મારા માટે તકલીફ ઉપાડીને વઝીફા અને ચીલ્લા ખેંચ્યા કરે છે! તું મારા તરફથી શાહઝાદીને મારા ઘણા સલામ સાથે પયગામ પહોંચાડજે કે હું પોતેજ પાંચ સાત દિવસ પછી તેઓને મળવા માટે આવી જઇશ!”

બાદશાહનો આ પયગામ લઇને મરજાંન ઝુકી અને અદબ આદાબ બજાવી લાવીને શાહઝાદી પાસે ગઇ અને જે વાતચીત થઇ હતી તે અને બાદશાહનો પયગામ તેને કહી સંભળાવ્યો!



## પ્રકરણ ૪૪ મું

### બીજા પુત્રનો જન્મ.

બીજે દીવસે મરજાંન જાઅફર પાસે ગઇ અને શાહી ધારા પ્રમાણે બે હાથ જોડીને તેણે અર્ઝ કરી કે, “હુઝુરે—આલી! શાહઝાદી સાહેબે આપ સરકારને ઘણા ઘણા સલામ સાથે ખબરીયતના સમાચાર પુછાવ્યા છે!”

જાઅફર:—"મરજાંન! શાહઝાદી સાહેબ તો સારી પેઠે છે ને?"

મરજાંન:—"જી હા! હુઝુર!"

જાઅફર:—"મરજાંન! બીજી કંઈ નવીન ખબર છે?"

મરજાંને માથું નીચું નમાવીને અર્ઝ કરી કે, "હુઝુર! બીજું કંઈ નવીન નથી! આપ કંઇ ફરમાવો! પરંતુ તે પ્રથમ મારે જણાવવું જોઇએ કે શાહઝાદી સાહેબને પ્રસુતીનો વખ્ત નઝદીક આવ્યો છે, તેથી આપ સરકારની મુલાકાત લઇ શકયાં નથી!"

જાઅફર:—"ઓ મરજાંન! તો હુઝુરને કાંઇ કેહવરાવી મોકલ્યું કે નહીં?"

મરજાન:—"હુઝુરે—આલી! બાદશાહ સલામત પોતેજ શાહઝાદી સાહેબને લડાઇ ફતેહ થવા માટે દુઆ કરવાને વઝીફો અને ચીલ્લો ખેંચવાનું કહી ગયા હતા, તેથી તેઓને હું ગઈ કાલનાં શાહઝાદી સાહેબા તરફથી ફતેહની મુબારકબાદી આપી આવી હતી! અને તેઓ ચીલ્લામાં હોવાથી નહીં આવી શકે તે માટે માફી માંગી આવી હતી! શાહઝાદી સાહેબ તરફથી સઘળી હકીકત સાંભળીને તેઓ ઘણાં ખુશી થયાં હતાં અને મારાં સાથે શાહઝાદીને પયગામ મોકલાવ્યો કે—હું પાંચ સાત દીવસોમાં શાહઝાદી સાહેબને મળવા માટે આવીશ!"

જાઅફર:—"વારૂં મરજાન! મારા તરફથી પણ શાહઝાદીને મારા સમાચાર આપ્યા પછી મારા સલામ સાથે કેહજે કે હું પણ બાદશાહ સલામત મળી ગયાં પછી કાંઇ સારી તક સાંધીને તેઓને બનતા સુધી ઇન્શાઅલ્લાહ મળવા માટે આવી જઈશ!"

આ પછી મરજાંન અદબ આદાબ બજાવી લાવી પાછી ફરી

અને અબ્બાસાને સર્વે હકીકત કહી સંભળાવી !

હવે હમલના દીવસો એકદમ નઝદીક આવવાથી અબ્બાસા પોતાના નવા બાગના મેહેલમાં રેહવા ગઇ અને હારૂન હવે થોડા દીવસમાં મળવા આવનાર હોવાથી અબ્બાસા જાણે કે—વઝીફામાં હોય તે પ્રમાણે મુસલ્લો બીછાવીને અને હાથમાં તસ્બીહ લઇને દુઆ પડ-વામાં મશગુલ થઇ હતી ! જ્યારે એક દિવસ બાદશાહ પોતાની બ્હેનને મળવાને તેના મેહલમાં ગયો ત્યારે અબ્બાસાએ શાહી ધારા પ્રમાણે તાઅઝીમ તવાઓ કરતાં માત્ર બેઠાં બેઠાં તાઅઝીમ કરી અને તેમ કરવાનું તેને એવું બ્હાનું દેખાડ્યું કે, " ઓ ભાઇજાંન ! હું વઝીફામાં હતી, તેથી હું ઉભી થઈને આપની પુરતી તાઅઝીમ કરી શકી નથી, માટે મને મુઆફ કરશો ! આપે આજે ખાસ અત્રે પધા-રીને મારી મુલાકાત કરવાની મેહરબાની ફરમાવી છે, તે માટે હું આપની નિહાયત એહસાનમંદ છું ! "

બાદશાહે પોતાની બ્હેનનો વળતો એહસાન માનતાં કહ્યું કે, " ઓ બ્હેન ! હકીકતમાં અમારી મેહનત કરતાં આપની આ વઝી-ફા અને ચીલ્લાની ઝેહમત ઘણી વધારે છે ! કારણ કે તમારે દુઆ કબુલ થવા માટે તે શેહનશાહોના શેહનશાહ—પાક પરવરદીગાર સાથે એક તારે ચીત ચોંટાડવું પડે છે ! ખરેખર ! અમો તમારાં આ ઝેહમતભર્યાં કામથી તમારા કાંઈ ઓછા આભારી નથી ! "

આ પછી અબ્બાસાએ હારૂનને મુસાફરીનો એહવાલ પુછ્યો જે હારૂને વીસ્તારીને વર્ણન કરતાં કહ્યું કે, " ઓ મારી પ્યારી બ્હેન ! આ વેળાએ પણ આપની દોઆ અને બરકતથી ( ખુદાએતઆલાએ) અમોને આ લડાઇમાં ફતેહ આપી છે ! "

અબ્બાસા—" હુઝુર ! એ તો ખુદાની ખાસ મેહરબાની અને આપનાં ખુશહાલ નસીબની વાત છે ! "

આ પછી હારૂન રજા લઇને પોતાને મેહલે ચાલ્યો ગયો !

જ્યારે જાઅફરને ખબર થઇ કે—બાદશાહ સલામત શાહઝાદીની મુલાકાતે આવી ગયા, ત્યારે તે પોતે બીજે દીવસે રાત્રિનો વેશ બદલીને અબ્બાસાને મળવા ગયો ત્યારે એકબીજા વચ્ચે વાતચીત શરૂ થતાં જાઅફરે કહ્યું કે, " ઓ શાહઝાદી ! હવે પ્રસુતીને કેટલો વખત બાકી છે ! ?"

અબ્બાસા:—" હુઝુર ! આશરે દોઢ મહીનો લાગે છે ! ! "

જાઅફર—" આટલી મુદ્દત સુધી તો એક બાળકને મહા મેહનતે છુપું રાખી શકયાં, પરંતુ હવે બીજાનો પ્રસવ થતાં આ બાબત લાંબા સમય સુધી છુપી રહે તેવો કોઇ સંભવ નથી ! માટે હવે મને લાગે છે કે આપણું મોત નજદીક આવતું જાય છે ! "

અબ્બાસા—" વ્હાલા ! થનાર હતું તે થઇ ચુકયું ! દરેકને આખરે મરવું બરહક છે ! માટે હવે ઝાઝો વખત સુધી હાય અફ્સોસી કરવામાં કશું વળનાર નથી ! માટે જેમ બની શકે તેમ ખુદાને યાદ કરી પોનાના કામમાં મશગુલ રહી જીંદગીનાં બાકીના દીવસો સુખે દુઃખે પુરા કરવા તેમાંજ દીન અને દુનિયાની ભલાઇ સમાયેલી છે ! "

જાઅફર:—" પ્યારાં શાહઝાદી ! આપના આ શબ્દો બેશક ઘણા નસીહતકારક છે ! એ શિવાય હવે આપણી પાસે બીજો કશો ઉપાય રહ્યો નથી ! ખેર ! હવે હું જાઉં છું ! આવતી કાલે મરજાનને મારે ત્યાં જરૂર મોકલજો કે હું તેની સાથે તમારી દાઇઓ, લોંડીઓ અને ખીદમતગારો માટે રૂમથી લાવેલી ચીજો ભેટ મોકલીશ કે જેથી તેઓ આપણા આ ભેદને છુપાવવા વધારે તકેદારી અને સાવચેતી રાખે ! "

અબ્બાસા: "હુઝુર ! હવે આપની મુલાકાત કયારે નશીબ થશે ! "

જાઅફર: " ખુદાનું ચાહવું હશે તો બચ્ચું જન્મવા પછી થોડા દીવસમાં આવી જઇશ !"

આ પછી જાઅફર રૂખસત થઇ જે છુપા લિબાસમાં આવ્યો હતો, તે પોષાક પહેરીને છુપી રીતે પોતાના મેહલે ચાલતો થયો. અને બીજે દીવસે પ્રથમની ગોઠવણ મુજબ જાઅફરે મરજાંન સાથે રૂમની ઘણી ચીજોનો નાદર તોહફો ભેટ મોકલ્યો; જે અબ્બાસાએ પોતાની ખાસ વિશ્વાસુ દાઇઓ, લોંડીઓ અને બીજાં નોકરો ચાકરોમાં છુટા હાથે વ્હેંચી આપ્યો !

આવી રીતે મહા મેહનતે અબ્બાસાના હમલના દિવસો ભરાઇ જવા આવ્યા, અને બાળક જન્મવાનો વખત એકદમ નઝદીક આવી લાગ્યો, ત્યારે તેણે પ્રથમની જેમ દોઆ પડીને પાણી પીધું અને પોતાના ખભા અને છાતી વચ્ચે છાંટયું તેથી બાળક બહુજ સ્હેલાઇથી જન્મ પામ્યું ! પ્રથમ મરજાંન જે વિશ્વાસુ અને મોહબ્બતવાળી દાઇને લાવી હતી, તેને આ વેળાએ પણ તેણે હાજર કરી અને આ વેળાએ પણ ખુદાએતઆલાની કરામતી કુદરતના પ્રભાવથી એક ખુબસુરત બાળકનો જન્મ થયો, તેથી અબ્બાસાએ તે દાઇને પ્રથમ કરતાં પણ વધારે ઇનામ આપીને માલા માલ કરી દીધી અને આ બાબત છુપાવવાની ઘણી સખ્ત ભલામણ કરી ! અને દાઇઓ, ખવાસો અને લોંડીઓને પણ વધારે ઇનામ આપ્યું ! મરજાંનને તો સર્વેના કરતાં એટલાં તો પુષ્કળ નાણાંથી અને ઉમદા તેમજ અમુલ્ય બક્ષીસથી નવાઝી દીધી કે—તેનું જીંદગી ભરનું દારિદ્ર ફીટી ગયું !

બીજે દીવસે મરજાંન જાઅફર પાસે ગઇ અને તેને પુત્રના પ્રસવની ખુશ–ખબરી આપી. આ ખુશ–ખબર સાંભળીને જાઅફર જોઇએ તેટલો ખુશી થયો નહીં, કારણ કે તે આને દીલખુશ વધા-

મણી માનતો ન હતો બલ્કે તેને તે પોતાનાં અને શાહઝાદીનાં મોતનો પયગામજ સમજતો હતો છતાં પણ પોતાનો ભેદ છુપો રાખવાની એક ખુશ-વધામણી તરીકે જાઅફ્રરે મરજાંનને એક ઉંચી કીંમતનો હીરાનો હાર બક્ષીસ આપી દીધો !

આ અમુલ્ય બક્ષીસનો સ્વિકાર કરતાં મરજાને બહુજ નમીને અને અદબ આદાબ બજાવી લાવીને કહ્યું કે, "હુઝુર! આપે ઘણી મોટી મહેરબાની કરી! અને મારા ગજા ઉપરાંત મને આ અણમુલી બક્ષીસથી નવાઝી દીધી! આ માટે આપનો શુક્ર મારાથી કોઇ પણ રીતે અદા થઇ શકે તેમ નથી!"

જાઅફ્ર-"એ મરજાન! તને જે બક્ષીસ આપવામાં આવી છે, તે ખુદાની કૃપાથી અમારી નઝરમાં એક તુચ્છ વસ્તુ છે! એટલું તો જરૂર યાદ રાખજે કે-તું અમારા ભેદને બહુજ સારી સંભાળભરી રીતે છુપાવી રાખજે! આ બાબત એવી છે કે બે ચાર ખાસ ખવાસો કે દાઇઓથી છુપી રહેવી મુશ્કેલ છે! માટે હજુ પણ હું તને સખ્ત ભલામણ સાથે સખ્ત તાકીદ કરૂં છું કે તું આ બાબત કોઇ રીતે પણ જાહેર થવા દઇશ નહીં!"

મરજાન—"હુઝુરે આલી! આપ સરકાર મને ટુંકી બુદ્ધિવાળી સ્ત્રી જાત સમજીને ડરતા હશો! અને સમઝતા હશો કે "સ્ત્રીઓની અક્કલ પાનીએ! હોય"! પરંતુ નહીં હુઝુર! દરેક સ્ત્રી, તેમજ પ્રત્યેક પુરૂષ, પુરૂષ હોઇ શકતો નથી! કારણકે ખુદાવંદેઆલમે પાંચે આંગળીઓ સરખી પેદા કીધી નથી! માટે આપ કોઇ રીતે દીલની અંદર વસવસો રાખશો નહીં; કારણ કે જ્યારે સ્ત્રીઓ એવી જવાંમર્દ પણ હોઇ શકે છે કે તેઓ મરતાં દમ સુધી પણ કોઇનો ભેદ ભરમ જાહેર કરતી નથી! ત્યારે કેટલાક મર્દો એવા નામર્દ અને

હીચકારા હોય છે કે તેઓમાં એક કમીની ઓરત જાત જેટલી પણ હીંમત કે હોંશીયારી હોઇ શકતી નથી !"

જાઅફ્રર: "ઓ મરજાન ! ખરેખર તું ઘણી ચાલાક અને હોંશીયાર થઇ ગઇ છે !"

મરજાન: "હુઝુરે-આલી ! એ સર્વે આપ સરકારના અને શાહઝાદી સાહેબના પ્રતાપ છે ! હુઝુર હવે આ વીષે આપ જરાપણ અંદેશો રાખશો નહીં અને બીલકુલ ઉદાસીમાં રહેશો નહી ! હુઝુર ! એઅદબી માફ્ કરજો, કારણ કે મારે કેહવું પડે છે કે આજે આપના ચ્હેરા પર ખુશાલી જણાતી નથી ! હુઝુર ! જરા પણ ગભરાવો નહીં; કારણ કે આપ નામદાર બાદશાહ સલામતના વઝીર હોવાથી (ખુદાએતઆલાએ) આપને એક પ્રકારની ગોયા બાદશાહત આપેલી છે !"

જાઅફ્રર: "ઓ મરજાન ! તારૂં કેહવું રાસ્ત છે ! પરંતુ ઝમાનો એવો છે કે કાયમ એક સરખો રેહતો નથી; માટે બાદશાહે કે તાલવંતે પોતાની બાદશાહત કે અમીરીપર અભિમાન ધરાવવું તે અક્કલમંદીથી ઉલટું છે !"

"જે બાદશાહને પોતાનાં તાજ પર મગરૂરી હોય છે, તે ઘણો નાદાન છે. આ દુનીયા ફાની છે અને બલા અને મુશીબતથી ભરેલું તે એક આફ્તનું મકાન છે !"

મરજાન:—"હુઝુરે આલી ! આપનું કહેવું વ્યાજબી છે ! પરંતુ ઇનસાનને ધીરજ ધર્યા શિવાય અને શુક્ર કર્યા શિવાય બીજો કોઇ ઉપાય નથી, માટે આપ જેમ બને તેમ ધીરજ રાખો ! હુઝુર વાતચીતમાં ઘણો વખત પસાર થઇ ગયેલો હોવાથી હું હવે જવાની રજા ચાહું છું ! માટે શાહજાદી સાહેબને કંઇ પયગામ કહેવડાવવો હોય તો ફરમાવો."

જાઅફ્રર:—"એ મરજાન ! વધારે પયગામ તે શું આપું ? મારા તરફથી ઘણા સલામ સાથે નીચેનો પયગામ પહોંચાડજે !"

**શએર.**

**કટેગી રોરો કે રાત સારી, તડપકે દિનસબ તમામ હોગા;**
**લગાકે દિલ યે ખબર કિસેથી કે હાય ! જીના હરામ હોગા.**

આ પછી મરજાંન બદબ આદાબ બજાવી લાવીને અબ્બાસા પાસે આવી અને તમામ હકીકત બ્યાન કરી. આ સાંભળીને અબ્બાસાને ઘણી દીલગીરી અને સદમો થયો, પરંતુ એ બલા અને મુસીબતમાંથી છુટી જવાનો કોઈ ઈલાજ ન હતો. જ્યારે આ મુજબ બે મહીના પસાર થઇ ગયા, ત્યારે અબ્બાસા હંમેશના રીવાજ પ્રમાણે ગાનતાનના જલસામાં પ્રથમની માફક જવા આવવા લાગી !

---

## પ્રકરણ ૪૫ મું.

---

### પિતાનો—પ્યાર !

---

આ પછી એક દીવસે જાઅફ્રર બરોબર મોકો જોઇને અબ્બાસા પાસે ગયો, ત્યારે અબ્બાસાએ કહ્યું કે, "એ હુઝુર ! આજે આપે મારા પર મોટી મેહેરબાની કીધી !"

જાઅફ્રર:—"ઓહો ! આમાં મોટી મેહરબાની શાની ? હવે આપણી વચ્ચેનો સંબંધ પ્રથમના જેવો કાચો નથી ! પરંતુ ખુદાએ આલમે આપણા પર એવી તો કીસમતની કમનસીબીની તેઝદાર

તલવાર ઉગામી છે કે—આપણે સ્વતંત્રપણે ઝાહેરમાં અયશ—આરામ ભોગવી શકતાં નથી !"

આ પછી અબ્બાસાએ પ્રસવ થયેલા તે બાળકને જાઅફરની ગોદમાં આપ્યો. જાઅફરે અનહદ માયા મોહબ્બતથી તેને રમાડીને ઘણો પ્યાર કીધો અને તેના સુંવાળા સફેદ ગુલાબી ગાલો પર બચીઓ લીધી ! પ્રથમ જન્મેલો બાળક હવે સ્હેજસાજ બોલવા ચાલવા લાગ્યો હતો, તેથી જાઅફરે તેને પણ ગોદમાં લઇને રમાડયો! પોતાના જીગરના ટુકડાઓ મિસાલ આ પ્યારા પુત્રોને જોઇને જાઅફરની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં એ જોઇને અબ્બાસાની આંખોમાંથી પણ આંસુઓની ધારાઓ વ્હેવા લાગી ! તેથી જાઅફરે પોતાના દીલને દ્રઢ કર્યું અને તેને કાબુની બહાર છટકવા નહીં દેતાં તેણે અબ્બાસાને સમજાવીને રડવા અને સોસ કરતાં અટકાવી ! અને કહ્યું કે, " ઓ શાહઝાદી ! ખુદા જાણે આપણા તકદીરમાં શું લખ્યું હશે ? મને તો આ સર્વેનું સારૂં પરીણામ નજરે આવતું નથી ! કારણ કે આપણું મોત મારી આંખો સામે તર્યા કરે છે ! કારણ કે હવે આ બન્ને નાનાં લાડકવાયાં લાડલાંઓને ઉછેરવાં અને સંભાળપુર્વક સાવચેતીથી દુનિયાની રોશનીથી છુપાવી રાખવાં એ મહા મુશ્કેલ કામ છે ! આપણે તેઓને ક્યાંસુધી આ પ્રમાણે છુપાવી શકીશું ! એ મારા લક્ષમાં આવી શકતું નથી ! માટે તમારા ધ્યાનમાં તેવી કોઇ તરકીબ આવતી હોય તો અજમાવો !"

અબ્બાસા—" પ્યારા મારા ધ્યાનમાં શું આવી શકે ? હું પણ આજ વિચારમાં છું ! પરંતુ કોઇ બાબત મને સુઝતી નથી !"

જાઅફર—" પ્યારી શાહઝાદી ! તમારા હાથ નીચે ઘણી

કીતાઓ આવી ગઇ છે, અને કેટલીક દોઆઓ અને વઝીફા પણ તમારા ધ્યાનમાં છે! માટે કોઇ એવો અમલ શોધી કાઢો કે જેથી આપણી આ મુશીબત આસાન થવાની યુક્તિ સુઝી આવે!"

અબ્બાસા—"પ્યારા! એવા ઘણા અમલો છે, પરંતુ તકદીર પાસે તદબીર કારગત થઈ શકતી નથી! માટે આ કીસમતમાં જે લખ્યું હશે તે જરૂર થશે!"

જાઅફર—"પ્યારી! તે સાચી વાત છે, પરંતુ આપણી કીસમતથી આપણે વાકેફગાર ન હોવાથી તેનાપર આધાર રાખી બેશી રહેવું તે નાદાની છે!"

અબ્બાસા—"તો ભલે પ્યારા! થોડા દિવસ પછી હું કોઇ સરસ અમલ શરૂ કરી દઇશ, અને તેથી જે યુક્તિ સુઝી આવશે તે આપને ઝાહેર કરીશ અથવા મરજાંન સાથે કેહવડાવી મોકલીશ!"

જાઅફર: "પ્યારી શાહઝાદી! કોઇ સાથે કેહવડાવ્યા કરતાં મનેજ બોલાવીને ખાનગીમાં કહેશો તો તે વધારે બેહતર થઇ પડશે! જો કે મરજાંન આપણી દરેક રીતે ભરોંસાપાત્ર છે, છતાં પણ આ અવશ્ય લક્ષમાં રાખવું ઘટે છે કે—જ્યાં સુધી બીજાનું કામ ન પડે ત્યાં સુધી દરેક મનુષ્યે પોતાનો ભેદ બીજાને બીલકુલ કેહેવો નહીં! પરંતુ જ્યારે બહુજ જરૂરીયાત આવી પડે અને તે સિવાય કોઇ રીતે ચાલી ન શકે ત્યારેજ માત્ર પોતાના ખાસ વિશ્વાસુ અને વફાદાર માણસ સાથે આપણી ખાનગી વાતચીત માત્ર જરૂરત પુરતી ઝાહેર કરવી જોઇએ!"

તે પછી જાઅફર અબ્બાસાની રજા લઇને પોતાના મેહેલે ચાલતો થયો.



# પ્રકરણ ૪૬ મું.

## બાળકો મક્કે—મોઅઝ્ઝમઝામાં.

પોતાનાં બન્ને પ્યારાં અને લાડકવાયાં પુત્રોને દુનિયાથી છુપાવવાની કોઇ પણ યુક્તિ જ્યારે જાઅફ્ર અને અબ્બાસાને સુઝી નહીં, ત્યારે તેઓ સખ્ત બેચેન અને હેરાન થયાં અને હવે આ બાબતના બાદશાહ સલામતને ખબર પડતાંજ પોતાનું મોત નજદીક છે, એમ તેઓ માનવા લાગ્યાં તેથી તેઓને આ દુનીયા કડવી ઝેર સમાન ભાસવા લાગી. કોઇ નાની મોટી કીંમતી ચીઝ તો સહેલાઇથી છુપાવી શકાય તેવી હોય છે; પરંતુ જીવતાં જાગતાં અને નાદાનીથી ગમે તેમ ફાવે તેવું બોલતાં નિર્દોષ બાળકો દુનિયાથી કેવી રીતે છુપા રહી શકે ? !

અબ્બાસાએ જાઅફ્રના કહ્યા મુજબ છ દિવસો સુધી વજીફાનો અમલ કર્યો પરંતુ તેનું કોઇ કાર્યસાધક પરીણામ ઝાહેર થયું નહિં. તેથી સાતમી રાત્રિએ અબ્બાસા ઝારબેઝાર રડતી રડતી અમલ કરવા લાગી અને અમલની કેટલીક દોઆઓ પઢીને મુશ્કીલ આશાન થવાની દુઆ માગવા લાગી અને ખુદાની આ પ્રમાણે બંદગી કરતાં કરતાં એજ વિચાર અને ગજબનાક ગમગીનીમાં નિદ્રાને આધીન થઈ! આ પ્રમાણે નિદ્રાવશ થયા પછી તેને છેક પાછલી રાત્રે એક સ્વપ્ન આવ્યું જેમાં તેણે જોયું કે, કોઈ શખ્સે તેને આવીને પુછ્યું કે, " તું આટલી બધી ગમગીન કેમ છે ? તું કયી બાબતની અરજુ રાખે છે ?" અબ્બાસાએ તેનો જવાબ વાળતાં કહ્યું કે,

"ઓ નેક ખસલત મહાત્મા ! હાલમાં મારા બન્ને જીગરના ટુકડાઓની બહુજ ખાનગી અને છુપી રીતે પરવશ થાય છે; પરંતુ જેમ જેમ તેઓ વખત જતાં મોટા થતા જશે તેમ તેમ તેઓ બોલવા ચાલવા લાગશે. ત્યારે તેઓને આ પ્રમાણે દુનિયાની રોશનીથી છુપાવવા મુશ્કેલ થઇ પડશે ! તે વેળાએ તેઓને જાહેર આલમથી કેવી રીતે છુપાવવા તેની કોઇ યુક્તિ મારા ખ્યાલમાં આવીશ ક્તિ નથી !" એ નુરાની ચ્હેરાવાળાએ અબ્બાસાને સંબોધતાં કહ્યું કે, "ઓ, કમનસીબ બાળા ! તારી બીજી કોઈ પણ પ્રકારની યુક્તિ હવે કાર્યસાધક થઇ પડે તેવી રહી નથી ! પરંતુ હાલમાં ફક્ત દુનિયાની બદનામીથી બચવા માટે એક યુક્તિ તારા માટે એ છે કે તારે તારા બન્ને બાળકોને એક ભરોંસાવાળી દાઇ અથવા વિશ્વાસપાત્ર આદમીને સોંપી દેવા અને તેઓને ઘણીજ છુપી રીતે મક્કે મોઅઝ્ઝમા લઇ જવાને સખ્ત તાકીદની સાથે મજબુત ભલામણ કરવી ! અને ત્યાં આગળ જે કોઇ નજદીકનો ખેશી અથવા ખાસ ઓળખાણ પીછાણવાળો હોય તેને ત્યાં તેઓને સંભાળથી અને સાવચેતીથી ઉછેરવાનો પાકો બંદોબસ્ત કરી દેવો ! આ પછી જે લેખ લખ્યા હશે તે પ્રમાણે ઇન્શાઅલ્લાહ જરૂર બની આવશે!"

અબ્બાસા આ સ્વપ્ન જોઇને જ્યારે સ્હવારના પ્હોરમાં જાગૃત થઈ, ત્યારે તે થોડી ઘણી ખુશ થઇ અને ખુદાએતઆલાના શુક્રનો સિજદો બજાવી લાવી, અને જાઅફરને કહેવડાવી મોકલ્યું કે, "મારે જરૂરતનું કામ છે, માટે એક દિવસ મવકો જોઇને મારી પાસે આવી જજો !" જાઅફરે જવાબમાં કહેવડાવી મોકલ્યું કે, "ઇન્શાઅલ્લાહ બે ત્રણ દિવસમાં મવકો જોઇને જરૂર આવી જઇશ !"

જ્યારે જાઅફરને અબ્બાસાનો પયગામ પહોંચ્યો ત્યારે તે સમજ્યો કે—અબ્બાસાએ કાંઈ અમલ કર્યો હશે ! અને તેનું કાંઇ સારૂં

પરિણામ આવ્યું હશે, તેથી મને બોલાવ્યો હશે. આમ વિચારીને તે બેત્રણ દિવસ પછી મધ્ય રાત્રિએ અબ્બાસા આગળ ગયો ત્યારે તેણે પૂછ્યું કે, "કેમ વ્હાલા ! તબીઅત તો મઝામાં છે ને ?"

જાઅફ્રરઃ—"તબીયતનું શું પૂછવું ? હવે તો રોજબરોજ અધમુવો થતો જાઉં છું ! પ્યારી ! તમોએ મને શા માટે બોલાવ્યો છે ?"

અબ્બાસાઃ—"પ્યારા ! આપની ફરમાસને અનુસરીને મેં પ્રથમ અમલ શરૂ કર્યો હતો અને છ દિવસો આમજ પસાર થયા ત્યારે સાતમી રાત્રિએ મેં બહુજ રડી કકળીને દોઆ માગ્યા પછી જ્યારે હું સૂઇ ગઇ ત્યારે સ્વપ્નામાં કોઇ નુરાની ચ્હેરાવાળો શખ્સ મને આવી એવી તદબીર દેખાડી ગયો કે બંને બાળકોને મક્કે—મોઅઝઝમા મોકલી આપવાં અને ત્યાંજ તેમની ખાનગી રીતે પરવરીશ કરાવવી ! કહો વ્હાલા ! આપને આ યુક્તિ પસંદ આવે છે ખરી ?"

જાઅફ્રરઃ—"પ્યારી શાહઝાદી ! ખરેખર આ યુક્તિ ઘણીજ સારી અને પસંદ કરવા યોગ્ય છે ! ભલા, આથી વધારે સારી તદબીર બીજી કઇ હોઇ શકે ? બેલાશક, આ તદબીરથી આપણાં બંને પ્યારા અને લાડવાયાં પુત્રો ત્યાં આગળ સારી પેઠે પરવરીશ પામશે ! અને તે સાથે મોટો લાભ એ થશે કે—આથી આપણો ભેદ પણ તદન ખાનગીજ રહેશે !"

અબ્બાસાઃ—"પ્યારા ! આપણા બાળકોને મક્કામાં કોને ત્યાં મોકલીશું ! આપનું ઓળખાણવાળું અને મોહબ્બતવાળું ત્યાં આગળ કોઈ છે ખરૂં ?"

જાઅફ્રરઃ—"વ્હાલી ! મક્કામાં મારી ઓળખાણ અને મોહબ્બતવાળા ઘણા માણસો છે ! જ્યારે અમો છેલ્લી હજ કરવાને ગયા હતા, ત્યારે મને ત્યાંના એક રહેવાશી સાથે ઘણી સારી મોહબ્બત અને

સંબંધ થયો છે તે ઘણો સાદો અને માયાળુ માણસ છે, મારા પર તેના ખુશ-ખબરીના ઘણા પત્રો વખતોવખત આવ્યા કરે છે, માટે આપણે આવતી મોસમમાં એક હજના કાફલા સાથે આ બાળકોને છુપી રીતે તેને ત્યાં મોકલી આપીશું અને તેને તમામ અહેવાલ કાગળમાં લખી જણાવીશું, એટલે તે ઘણી ખુશી સાથે માયા મોહબ્બતથી આપણાં પ્યારાં લાડલાંઓને પાળીપોષીને મોટાં કરશે!"

અબ્બાસાઃ—"વ્હાલા! આ યુક્તિઓ મરજાનથી છુપાવવાનો આપણે ઠરાવ કરેલો હતો, પરંતુ હવે આ બાબત તેનાથી છુપાવવી મુસ્કેલ છે! કારણ કે કોઇ ભરોંસાપાત્ર દાઇને શોધીને તે વિષે પૂરતો પાકો બંદોબસ્ત કરવો તે તેનુંજ કામ છે! આ ઉપરાંત બાળકોને મક્કે મોઅઝઝમા જેટલા દૂરના મુલકમાં રવાના કરી દેવામાં પણ આપણને તેની મદદની ખાસ જરૂર છે!"

જાઅફરઃ—"પ્યારી શાહઝાદી! હવે આ બાબત મરજાનને જાહેર કરવી નહિ; પરંતુ ઇન્સાનને લાઝિમ છે કે પ્રથમ પોતે ચોક્કસ ઠરાવ કરે અને તે પછીજ બીજાને જરૂર જેટલોજ ભેદ જાહેર કરે.

આ પ્રમાણે મસલહત કીધા પછી તેઓએ અંદરથી મરજાનને બોલાવી અને તેને સર્વ હકીકતથી વાકેફ કીધી; ત્યારે મરજાને હાથ જોડીને અર્જ કરી કે, "હુઝુરે-આલી! આપ સરકારે તથા શાહઝાદી સાહેબે જે વાતચીતથી મને વાકેફ કરી તે મારા ધ્યાનમાં આવી! ખરેખર! આ યુક્તિ ઘણી પસંદ કરવા લાયક છે! મારા સગામાં એક ધણીધણીયાણી છે. તેઓને કોઈ પણ સંતાન ન હોવાથી તેમજ હવે અહીંઆં રહેવાથી તેઓ કંટાળી ગયા હોવાથી પોતાની જીંદગીના બાકીના દિવસો મક્કા મોઅઝઝમામાં બસર કરવા ચાહે છે, પરંતુ

તેઓ પાસે ત્યાં જવા જેટલો ખર્ચ નથી ! માટે આપ હુકમ કરો તો હું તેઓને અહીંઆં બોલાવી લાવીને સર્વે બીના જાહેર કરૂં, તો તેઓ ઘણી ખુશીની સાથે આપણા બાળકોને મક્કે લઈ જશે !"

અબ્બાસાઃ—" ઓ મરજાન ! જા, અત્યારેજ તું તેઓ બન્નેને અહીંઆં બોલાવી લાવ ! "

જાઅફરઃ—" શાહઝાદી ! મારો આજે અહીં ઘણો વખત પસાર થયો છે ! તે ઉપરાંત દરેક બાબતમાં ઉતાવળથી કામ લેવું યોગ્ય નથી, માટે હાલ તરત ધીરજ રાખો ! કાલે મરજાનને ત્યાં મોકલીને બહુજ ખાનગી રીતે તેઓના મત પુછાવજો ! જે પછી આપણે તેઓને અહીંઆં બોલાવીને પાકો બંદોબસ્ત કરીશું ! "

અબ્બાસાઃ—" ભલે પ્યારા ! એ પણ ઘણી સારી સલાહ છે !"

તે પછી જાઅફર પોતાને મકાને ગયો. બીજે દિવસે મરજાન પોતાના પેલા સગાને ત્યાં ગઈ અને તે મર્દ—ઓરતને ઘણા સોગંદ આપીને વાત છુપી રાખવાનું કબુલ કરાવ્યું ! તે મર્દનું નામ અબ-દુલ્લાહ અને ઔરતનું નામ હમીદા હતું. વળતે દિવસે મરજાન અ-બ્બાસા પાસેથી હમીદા માટે એક કીંમતી હીરાનો હાર લઇ ગઈ અને તેને બક્ષિસ આપ્યો. હમીદા આવો ભારે કિંમતનો હાર જોઇને ચકિત થઇ ગઈ અને મરજાનને કહેવા લાગી કે, " ઓ મરજાન ! અમો ગરીબો પર આટલી મોટી રકમની બક્ષિસ કરવાનું શું પ્રયોજન છે વારૂ ? "

મરજાન—" ઓ હમીદા ! કશું કારણ નથી ! પરંતુ ગઇ કાલે મેં તમારી પાસેથી જે બાબત છુપી રાખવાનું વચન લીધું હતું ! તે વાત આજે હું તમોને કહેવાને આવી છું ! " આમ કહીને તેણે અબદુલ્લાહને બોલાવ્યો અને તેઓ બંનેને બીજી વખતના સખત

પ્રકારના સોગંદ ખવરાવીને મરજાને જાઅફર અને અબ્બાસા વચ્ચેના ખાનગી છુપા સંબંધની સર્વે બીનાથી તેઓને વાકેફ કરી દીધા!

શાહઝાદી વિષેની ખાનગી બાબતનો ભેદ પુરો સાંભળ્યા પછી હમીદાએ કહ્યું કે, "ઓ મરજાન! આ વાતચીત તો થોડી ઘણી શહેરમાંથી પણ અમારે કાને આવી ચૂકી છે! માટે તે વાત ચર્ચાતી અને ફેલાતી ફેલાતી તમારે કાને પડે તો તે વિષે કોઇ એવો બીન-જરૂરી અને ખોટો શક ન લઇ જશો કે તે વાત અમોએ ફેલાવી દીધી છે!"

મરજાન આ સાંભળીને ઘણી અજબ થઇ! તેણે પાછું જીજ્ઞાસા સમેત હમીદાને પૂછ્યું કે, "ઓ હમીદા! એ વાતચીત તેં ક્યાં સુધી સાંભળી હતી?"

હમીદા:—"અમો એટલે સુધી તો સાંભળી ચૂકયાં છીએ કે, શાહઝાદી સાહેબ અને વજીર સાહેબ વચ્ચે ઘણી સારી મોહબ્બત થઇ ગઇ છે!"

મરજાન—"ખયર! હવે તમોને આ ભેદથી વાકેફ કરવાનું એ કારણ છે કે તમો શાહઝાદીના બન્ને પુત્રોને લઇને મક્કા મોઅઝઝમામાં જાવ! અને વજીર સાહેબ જે શખસપર તમોને ભલામણ લખી આપે તેને જઇને હાથોહાથ સોંપો! અને ત્યાં આગળ બાળ-કોની ખિદમત અને પરવરિશ કર્યા કરો! આના બદલા તરીકે તમારા ગુજરાન માટે ઘણી સારી રકમ તમોને સાથેજ આપવામાં આવશે! એટલે તમારા ગુજરાન વિષે તમારે કોઇ પણ પ્રકારની ફીકર રાખવી પડશે નહિ!"

અબદુલ્લાહ—"ઓ મરજાન! આ કાર્ય ખરેખર ઘણું ભારે

અમે મુશ્કેલ છે ! જો આ વાતની બાદશાહ સલામતને જરા જેટલી પણ જાણ થઇ તો અમારા બન્નેના જીવ બચવા મુશ્કેલ થઇ પડશે ! પરંતુ જ્યારે તારો ઘણો આગ્રહ છે, અને વજીર સાહેબ તથા શાહ-ઝાદી સાહેબનો હુકમ છે; તેમજ અમારે પણ ત્યાં જવાનો લાંબી મુદ્દત થયાં ઇરાદો છે; તેથી અમો આ મહાભારે જોખમ માથે લેવા રાજી થઇએ છીએ ! હવે અત્રેથી ક્યારે અને કેવી રીતે જવાની તદ-બીર કરો છો, તે જણાવ ?"

મરજાન—"અમારો વિચાર એવો છે કે—તમો "ઇદે–ફિતર" પછી આવતી હજની મોસમમાં હાજીઓના કાફલા સાથે છુપી રીતે રવાના થઇ જાઓ ! પરંતુ ખબરદાર ! સાવચેત રહેજો કે—કાફલાવા-ળાઓને એમ જરા પણ ખબર ન પડવી જોઇએ કે તમો બગદાદના રહેવાશી છો ?"

હમીદા—"બહુ સારૂં ! હવે અમો અમારી તૈયારી કરીએ છીએ ! તમો તમારી તમામ તૈયારી કરી રાખજો ! કે જતી વેળાએ અહીંઆંથી જલ્દીથી નીકળી જઈ શકાય અને કોઇને કોઇ પણ પ્રકા-રની ખબર વટીક પડી શકે નહિ !"

આ પ્રમાણે મસલત કરીને મરજાન અબ્બાસા આગળ ગઈ અને તેને અબદુલ્લાહ અને હમીદા સાથે થયેલી તમામ વાતચીત કહી સંભ-ળાવી. થોડા દિવસ પછી તે જાઅફર પાસે ગઇ અને તેને તમામ હકીકત કહી સંભળાવી ત્યારે જાઅફરે મરજાનને કહ્યું કે, "મરજાન ! શાહજાદીને જઇને કહે કે—બાળકો માટે બે ત્રણ વર્ષ ચાલે તેટલાં કપડાંલત્તાં અને તે સાથેનો બીજો જરૂરી સામાન પણ તૈયાર કરી રાખે !"

જાઅફરની સુચના અનુસાર અબ્બાસાએ પોતાના પ્રાણપ્યારા પુત્રો માટે શરદી ગરમીની મોસમમાં કામ આવે તેવા મોટી કીંમતના ભારે મખમલી અને ઝરીયાનના ઉમદા ઉમદા જુદી જુદી જાતના પોષાકો શીવડાવીને તૈયાર કીધા અને તે સાથે તકીઆ, ગાદલાં અને બીજો મુસાફરીમાં કામ આવે તેવો સામાન તેમજ હમીદા અને અબદુલ્લાહને પહેરવા ઓઢવા અને રાંધવા ખાવાનો પુષ્કળ સરસામાન તૈયાર કરી મુકયો ! અને દરરોજ થોડો થોડો તમામ સામાન હમીદા અને અબદુલ્લાહને ત્યાં મોકલી આપ્યો. આખરે માહે રમઝાન શરીફ આવી લાગ્યો અને તે પછી "ઇદુલ–ફિતર" પણ થઇ ગઇ ! જે પછી હજનો કાફલો રાબેતા મુજબ તૈયાર થયો અને તેને ઉપડી જવાને માત્ર ત્રણજ દિવસ બાકી હતા ત્યારે જાઅફર અબ્બાસા આગળ આવ્યો અને બાળકોને પોતાના ખોળામાં લઇને બહુજ પ્યાર અને દીલમાંની માયા મોહબ્બતના ઉમળકાથી બકીઓ લઇને બહુજ પ્યાર કર્યો અને તે પછી બહુજ રડવા લાગ્યો ! આ જોઇ અબ્બાસા પણ ઝારબેઝાર રડવા લાગી ! જે પછી તેઓએ હમીદા અને અબદુલ્લાહને પોતાની રૂબરૂ બોલાવ્યાં, અને પોતાનાં આ લાડવાયાં બાળકોને તેઓનાંજ જાણીને તેઓને સંભાળપૂર્વક સાચવીને લઇ જવાની અને ત્યાં આગળ પણ ઘણી કાળજીથી અને માયા મોહબ્બતથી પરવરિશ કરીને ઉછેરવાની તેઓને ઘણીજ સખ્ત તાકીદ સાથે ભલામણ કીધી ! આ પછી જાઅફરે ત્યાં આગળના પોતાના ખાસ રફીક અને ઓળખાણવાળા ગ્રહસ્થ પર ભલામણનો કાગળ લખીને તેઓને આપ્યો અને પોતાનાં બન્ને બાળકોને તેને સોંપવાની અને તેના હુકમ પ્રમાણે બચ્ચાંઓની પરવરિશની સઘળી વ્યવસ્થા કરવાની મજબુત ભલામણ કરી ! જે પછી અબ્બાસાએ અને જાઅફરે

તેઓનાં ગજવાં પુષ્કળ સોના–મોહરોથી ભરી દઈ! તેઓનું જીંદગી ભરનું દારિદ્ર ફીટાડી દીધું!

અબદુલ્લાહ અને હમીદા જેઓ થોડા દિવસ પહેલાં બહુજ મિસકીન અને તંગદસ્ત હતાં, તેઓ હવે થોડાજ દિવસમાં માલામાલ થઈ ગયાં! તેથી તેઓ ઘણાંજ ખુશીમાં આવી જાઅફર અને અબ્બાસાને ઘણી દુઆઓ આપી કહેવા લાગ્યાં કે, 'અમો આપ નામદારનાં ગુલામ છીએ! આપે આપના બાળકોની કોઇપણ પ્રકારની ચિંતા કરવી નહીં! અમો આપના આ સાહેબઝાદાઓને અમારા જાન કરતાં પણ વધારે સંભાળ અને તકેદારીથી ઉછેરીશું!"

આમ કહીને તેઓ તે બંને નિર્દોષ અને દોરંગી દુનિયાના દગલબાજ દાવપેચથી બેખબર બળકોને લઇને પોતાને મકાને ચાલતા થયા! પોતાના જીગરના ટુકડાઓને અને નુરેચશ્મ ફરઝંદોને આ પ્રમાણે અજાણ્યા આસામીઓને સ્વાધિન કરતાં જાઅફર અને અબ્બાસાને કેટલું અસહ્ય દુઃખ અને દીલગીરી પેદા થઇ હશે તેનું યથાસ્થિત વર્ણન કરવાને કઇ કલમ તાકાત ધરાવે છે? પ્રીય વાંચક! તેનો માત્ર ખ્યાલજ થઇ શકવો ઘટે!

આ પછી અબ્બાસા અને જાઅફરનાં બંને પ્યારાં લાડલાંઓ સહીત અબદુલ્લાહ અને હમીદા રવાના થઈ ગયા અને સહીસલામત મક્કે મોઅઝઝમા પહોંચી ગયાં. ત્યાં પુગ્યા પછી તેઓએ ત્યાં રહેવા માટે એક ઉમદા મકાન ભાડે લીધું અને ત્યાંના જે રહેવાશીપર જાઅફરે ભલામણપત્ર લખી આપ્યો હતો, તે રહેવાશીને તેઓ ખાનગીમાં છુપી રીતે મલ્યા ત્યારે તેણે કહ્યું કે, "હાલમાં આ બાળકોને તમારી પાસેજ રાખો હું તમારે ત્યાં તેઓને હમેશાં જોવાને માટે આવીશ અને તેઓની તબીયત અને પરવરીશ માટે પૂરતું લક્ષ

આપીશ. જે પછી હું થોડા સમય વીત્યે કોઈ મવકો હાથ ધરીને એવું ઝાહેર કરીશ કે મેં તમારી પાસેથી તમારાં ફરઝંદોને દત્તક તરીકે લીધાં છે! આમ ઝાહેર કીધા પછી હું તેઓને મારે ત્યાં લઇ જઇશ!"

આવી રીતે તેઓને તેના દત્તક તરીકે ઝાહેર કીધાં પછી મક્કાનો તે રહીશ તેઓને ઘણીજ સંભાળ અને તકેદારીથી પ્યાર અને લાડથી ઉછેરવા લાગ્યો.

---

## પ્રકરણ ૪૭ મું.

---

### ઉદાસીમાં.

જ્યારે પોતાનાં પ્યારાં ફરઝંદો મક્કે મોઆઝઝમા પહોંચી ગયાં, ત્યારે અબ્બાસા એકદમ બેચેન અને ઉદાસ થઇ ગઇ. પોતાનાં પ્યારાં અને લાડકવાયાં ફરજંદો યાદ આવવાથી તેનું દીલ એકદમ ભરાઇ આવ્યું અને તે ઝારબેઝાર રડવા લાગી. ત્યારે મરજાંન દીલાસો આપતાં બોલી કે, "ઓ શાહઝાદી! આપ શાણા અને સમજુ થઇને આ પ્રમાણે નાના બાળક જેવાં શા માટે બની જાઓ છો?! પ્યારી બીબી! આ પ્રમાણે વારે વારે રડયા કરવું સારૂં નથી! ખુદા ખાતર ધીરજ ધરો!"

અબ્બાસાએ રડતાં રડતાં કહ્યું કે "ઓ મરજાન! તું શું એમ સમજે છે કે હું જાણી બુઝીને રડું છું? ના! મરજાન! હવે મારામાં સબર કરવાની પણ શક્તિ રહી નથી! તું પોતેજ વિચાર કે નાના નાના નિર્દોષ અને લાડવાળાં પ્યારાં ફરઝંદો આ પ્રમાણે કોઇ

અજાણ્યા પુરૂષોને પરદેશમાં હવાલે કરવાં તે એક માતા માટે કેટલી બધી મુશીબત અને રંજની બાબત છે ? ! મરજાન ! ખરેખર હવે ધીરજ ધરવી મુશ્કેલ છે ! હવે તો ધીરજ બદલે જીવ નીકળવો સ્હેલો થઇ પડ્યો છે ! ”

આ સાંભળીને મરજાન પોતાના દીલ સાથે વિચાર કરવા લાગી કે, “ યા ખુદાવંદા ! હવે હું શું કરૂં ? મારો કોઇ ઉપાય ચાલતો નથી ! માટે લાવને શાહઝાદીને કોઇ બીજી વાતે ચાઢવીને તેનો ગમ ભુલાવી દઉં ! આમ વિચાર કર્યા પછી તેણે અબ્બાસાને કહ્યું કે, “ ઓ મારી શાહઝાદી ! હું આજે આપની પાસેથી કોઇ સારો કિસ્સો સાંભળવા ચાહું છું ! ”

અબ્બાસા—“ મરજાન ! ભલે ! હું હમણાં એક સારો કિસ્સો યાદ કરી સંભળાવું છું !

આ પછી થોડી વારે અબ્બાસાએ એક મોટો કિસ્સો મરજાનને સભળાવવો શરૂ કીધો, જેમ કરતાં મધ્ય રાત્રિ થઇ ત્યારે મરજાન અને અબ્બાસા નિદ્રાવશ થઇ ગયાં !



## પ્રકરણ ૪૮ મું.



### બેવફા કનીઝ !



પોતાનો ભેદ છુપાવવા માટે જાઅફર અને અબ્બાસા કાંકરા મિસાલ નાણું ખર્ચતાં હતાં અને પોતાના કોઇ નોકર–ચાકર તેમજ ગુલામ લોંડી પોતાથી નારાજ ન રહે તે માટે ખાસ ચોકશી અને

પાકો બંદોબસ્ત રાખતાં હતાં, પરંતુ એક દીવસે બનવાકાળ અબ્બાસાની એક કનીઝ કોઇ વાંકમાં આવી ગઇ તેથી અબ્બાસાએ તેને સ્હેજસાજ ઠપકો આપ્યો! તેથી રખેને તે નારાજ થઇને પોતાનો ભેદ ખોલી આપે તે માટે તેણે તેને બીજે દિવસે ઘણો માલ બક્ષિસ આપ્યો! પરંતુ અફસોસ કે આ દુનિયામાં એવો રિવાજ પડી ગયો છે કે કમીના અને હલકા માણસો પર આપણે જોઇએ તેટલો એહસાન કરીએ છતાં પણ તેઓ આખરે પોતાની જાત પર ગયા શિવાય રહી શકતાં નથી! મજકુર કનીઝને અબ્બાસાએ જે નજીવો ઠપકો આપ્યો તેથી તેના દીલમાં દાઝ રહી ગઇ અને અબ્બાસાનો આ છુપો ભેદ બાદશાહની માનીતી બેગમ ઝુબીદા આગળ ખોલી દેવાનો તે બેવફા કનીઝે ચોક્કસ વિચાર કર્યો! પરંતુ પાછળથી અબ્બાસાએ તેને ઇનામ આપવાથી તેનું દીલ હઠી ગયું! તો પણ જ્યારે થોડા દિવસો આ પ્રમાણે પસાર થઇ ગયા ત્યારે તે અબ્બાસાના સઘળા ઉપકારો બીલકુલ ભુલી ગઇ! અને પોતે પ્રથમ જે વિચાર કર્યો હતો તેના પર મુસ્તકીમ રહી અને આથી અબ્બાસાનો આ લાંબા વખતનો ભેદ ખોલી દેવાને તે એક દિવસે ઝુબીદા બેગમ પાસે ગઇ ત્યારે ઝુબીદાએ તેને પુછ્યું કે, "કેમ કનીઝ? તું કોઇ દીવસ નહીં ને આજે મારી પાસે શા માટે આવી છે?! શું શાહઝાદી સાહેબે કંઇ કામ માટે તને મોકલી છે?!"

કનીઝે હાથ જોડીને અર્જ કરી કે, "બેગમ સાહેબ! હું કોઇ ખાસ જરૂરતના કામ માટે આવી છું! પરંતુ તે હું આપને ખાનગીમાં અર્ઝ કરીશ!"

આ પછી ઝુબીદા બેગમ અને તે કનીઝ એકાંતમાં ગયાં, ત્યારે ઝુબીદાએ પુછ્યું કે, "કેમ કનીઝ! તું શું કહેવા માગે છે?!"

કનીઝે માથું નીચું નમાવીને ધીમા સ્વરે કહ્યું કે, "બેગમ સાહેબ ! હું આપને શાહઝાદી સાહેબની ખાનગી બાબત અર્ઝ કરવા ચાહું છું ! પરંતુ તે પ્રથમ આપ એ શરતથી બંધાવ કે મને કોઇ પ્રકારની ઇજા પહોંચવા પામે નહીં ! તેમજ આપને ખાનગી વાત કહેનાર હુંજ છું. તેવું કોઇ પ્રકારે જાહેર થાય નહીં !"

ઝુબીદાએ અજબ થતાં જીજ્ઞાસાપૂર્વક કહ્યું કે, "ઓ કનીઝ ! હું તારૂં નામ જાહેર કરીશ નહીં ! તેમજ આ ખાનગી વાતને જાહેરમાં પણ મુકીશ નહીં અને તને કોઇ પ્રકારે ઇજા પહોંચવા દઇશ નહીં ? કદાચિત જો તારી શાહઝાદી તને કાઢી મુકશે તો હું તને મારે ત્યાં રાખીશ ! કહે ! હવે તને કહેવામાં શો વાંધો છે ?"

કનીઝ—"બેગમ સાહેબ ! આપને આટલી તો ખબર હશે કે વઝીર સાહેબ અને શાહઝાદી સાહેબને અરસપરસ ઘણી મોહબ્બત થઇ ગઇ છે ?!"

ઝુબીદા—"કનીઝ ! આ તું શું બોલે છે ? અરે ! મને તો જરાયે ખબર નથી ! મોહબ્બત ક્યારે અને કેવી રીતે થઇ ગઇ ?!"

કનીઝ—"હુઝુર ! ગાનતાનના જલસામાં વઝીર સાહેબ હોવા છતાં બાદશાહ સલામત શાહઝાદી સાહેબને પણ બોલાવવા લાગ્યા ત્યારથી તેઓ વચ્ચે ઘાડી મોહબ્બત થઇ ગઇ છે !"

ઝુબીદા—"અરે ! કનીઝ ! મોહબ્બત થઇ ગઇ છે, તેની તને કેવી રીતે ખાત્રી થઇ ? શું કોઇ વખત તેઓ વચ્ચે ખાનગીમાં મેળાપ થાય છે ખરો ?"

કનીઝ—"હુઝુર ! ખાનગીમાં એકાંતે તેઓ ઘણી વખત મળે હળે છે ! અને વાતચીત તો શું પરંતુ આજ દીન સુધીમાં તો શાહઝાદી સાહેબ બે પુત્રોને જન્મ વટીક આપી ચુક્યાં છે !"

આમ કહીને કનીઝે જાઅફર અને અબ્બાસાનો તમામ હાલ અને અબ્બાસાને બે પુત્રો જન્મ થવાનો તેમજ તેઓની પરવરીશ માટે છુપી રીતે મક્કે મોઅઝમા મોકલી દેવાનો સઘળો અહેવાલ ખુલાસાવાર કહી સંભળાવ્યો.

આ સાંભળીને ઝુબીદા બેગમ હયરત પામી ગઇ! તે આ બાબત ગોયા માનીજ શકી નહિ તેમજ તે વિષે તેની સંપૂર્ણ ખાત્રી પણું થઇ નહિ! તેથી કનીઝને બરોબર સોગંદ ખવરાવીને પૂછવા લાગી કે, "ઓ કનીઝ! મને આ બાબત ગપગોળા જેવી લાગે છે! શું તું આ સર્વે સાચુંજ કહે છે? ભલા આટલે સુધી વાત વધી જાય અને અમોને ખબર વટીક ન પડે એ શું બનવા યોગ્ય છે?"

કનીઝ—"હુઝુર! ખરેખર ખરી વાત કહું છું! જો આમાંથી એક બાબત પણુ ખોટી ઠરે તો મને ફટકા મરાવીને સજા કરજો!"

ઝુબીદા—"તો આ બાબત આટલી લાંબી મુદ્દત સુધી કેમ અને કેવી રીતે છુપી રહી શકી?"

કનીઝ—"હુઝુર! આપ જાણો છો કે "જર ચાહે સો કર!" નાણું એવી ચીજ છે કે-તેનાથી જે ઇચ્છા હોય છે તે ખુશીથી બેલાશક થઇ શકે છે! તેઓએ પોતાના તમામે તમામ નોકર, ચાકર, ગુલામ અને દાઇઓ વિગેરેનાં ગજવાં સારી પેઠે ભરી દઇ તેઓને માલા માલ કરી નાંખ્યાં છે! તેથી આ છુપો ભેદ કોઇ જાહેર કરી શકતું નથી!"

ઝુબીદાઃ—"અય કનીઝ! તને કેટલો માલ મલ્યો હશે?"

કનીઝ—"હુઝુર! મનો તો સર્વે કરતાં થોડું આપ્યું છે! માત્ર સોનાનો હલકો, એક હાર અને પાંચસો અશરફીઓ આપી હશે!"

ઝુબીદા—"તો પછી તેં આજે શાહઝાદીનો ભેદ શા માટે જાહેર કરી આપ્યો ? શું તને કોઇ વાંક માટે સજા કરવામાં આવી છે ?"

કનીઝ—"સજા તો કરવામાં આવી નથી ! પરંતુ શાહઝાદી સાહેબ મને વારે વારે ટોક ટોક કરે છે ! એટલુંજ નહિ પણ તેઓની ખાસ માનીતી અને વિશ્વાસુ દાઇ મરજાન પણ મને ઘણી વખત ધમકાવ્યા કરે છે ! તેથી મને બહુજ ગુસ્સો આવતો હતો, પરંતુ ખુદાની મસલહત પર સબર કરતી હતી અને જ્યારે કોઇ રીતે ધીરજ ધરી ન શકી, ત્યારે આપની ખીદમતમાં હાજર થઇને આજે અર્જ કરી છે ?"

ઝુબીદા—"ખયર ! થનાર હતું તે થઇ ચુકયું ! તેં આ ભેદ મારા આગળ તો જાહેર કરી આપ્યો, પરંતુ હવે પછી મારા શિવાય કોઇની આગળ પણ જાહેર કરીશ નહિ ! ખબરદાર ! જો આમ છતાં તું કહી આપીશ તો હું તારી જીભનેજ કપાવી નાંખીશ ! હવે પછી કોઇ ખાસ જાણવા યોગ્ય બાબત હોય તો મારી આગળ આવીને બેલાશક કહી જજે ! પરંતુ એટલું તો અવશ્ય યાદ રાખજે કે—બીજા કોઇ આગળ આ ભેદ ખુલ્લો કરી આપીશ નહિ !"

આ પછી ઝુબીદા બેગમે તે કનીઝને ઘણું ઇનામ આપીને ખુશ કરી ! જે પછી તે કનીઝ ત્યાંથી ચાલતી થઇ. ઝુબીદા આ વાતને હમેશાં પોતાનાજ દિલમાં છુપાવી રાખતી હતી ! અને જાઅફર અને અબ્બાસા પર નાહકનો જુલ્મ ગુજરે તે માટે તે બગદાદના બાદશાહને કહેતી પણ ન હતી ! પરંતુ પોતે પોતાના દિલ સાથે એવો વિચાર કરતી કે—હકીકતમાં આ બાબતમાં જાઅફર અને અબ્બાસાનો કોઇ પણ વાંક કે ગુનોહ કશો નથી !

# પ્રકરણુ ૪૯ મું.

## ભેદભરમ ઝાહેર થયો !

વઝીર જાઅફરનો પિતા યહયા બિન ખાલિદ હવે વૃદ્ધવયે પુગ્યો હતો તેનાં પુત્રો રાજ્યમાં સારા હોદ્દા ધરાવતા હતા અને તેની પ્રથમની વઝીરાત હાલમાં તેના પુત્ર જાઅફરને આપવામાં આવી હતી. રાજ્યના વઝીરના હોદ્દા પરથી ફારેગ થયા પછી યહયાને અગાઉની તેની માજીવઝીર તરીકેની લાંબી લાયકીભરી પ્રમાણીક અને ભરોંસાપાત્ર કારકીર્દી અને રાજ્યની સેવાઓની પીછાનમાં હારૂને તેને પોતાની બેગમના મહેલોનો કારભારી અને ઉપરી નીમ્યો હતો. આ સઘળા મહેલોનો બંદોબસ્ત તેના એકલાનેજ હસ્તુક હતો. યહયા બેગમોના મહેલનો સારો બંદોબસ્ત અને ઉમદા દેખરેખ રાખતો હતો અને બગદાદના બાદશાહની અંગત મેહરબાનીથી તેનો એટલો બધો રોઆબ અને દમામ હતો કે—કોઈપણ ગુલામ અથવા લોંડી તેની રજા મેળવ્યા શિવાય મહેલમાં દાખલ થઇ શકતી ન હતી. તે જ્યારે નોકરી પરથી પોતાને ઘેર જતો હતો ત્યારે તમામ મહેલોના દરવાજા અને ડેલીઓને તાળાં વાસીને તેની ચાવીઓ પોતાની સાથે ઘેર લઇ જતો હતો. યહયાના આવા સખત અને ચાંપતા બંદોબસ્ત અને દેખરેખથી સઘળા મહેલોની ઝનાનખાનાની બેગમો વીગેરેને જરા ભારી પડી જતું હતું, છતાંપણુ તેઓ અદ્યાપિ પર્યંત ધીરજ ધર્યા કરતી હતી; પરંતુ જ્યારે કોઇક વખતે તેઓને આવા સખત પ્રકારના બંદોબસ્તથી વધારે લાગી આવતું ત્યારે તેઓ ફરિયાદ કરતી હતી:

તેમ છતાં પણ હારૂન તે ઉપર ઝાઝું લક્ષ દેતો નહીં, કારણકે યહ-યા જે કરે છે તે વ્યાજબીજ કરે છે તેમ વિચારીને તે ચુપજ બેસી રહેતો હતો. આવી રીતે બાદશાહની માનીતી બેગમ ઝુબીદા ખાતુન પણ યહયાથી એ ત્રણ વખત નારાઝ થઈ હતી, તેથી તેણે પણ હા-રૂન પાસે આવીને તેના વિષે ફરીયાદ કરી હતી; પરંતુ પ્રથમની જેમ બાદશાહ તે ઉપર કાંઇ પણ લક્ષ વટીક આપ્યું નહીં !

એક દિવસ ઝુબીદાબેગમ યહયા વિષે સખત ફરીયાદ કરતાં કહેવા લાગી કે, "હુઝુર ! શું અમો કાંઇ જેવી તેવી હલકા ખાન-દાનની ઓરતો છીએ; કે યહયા અમારી ઉપર આવો સખત પ્રકા-રનો અંકુશ રાખે છે ?! આપ તેને યોગ્ય ઠપકો આપીને રીતસર વર્તવાનું કહો ! "

ઝુબીદાની આ ફરિયાદપર પણ બાદશાહે લક્ષ આપ્યું નહીં તેથી ઝુબીદા ખાતુનને ઘણુંજ માઠું લાગી આવ્યું, અને તેથી તે બહુજ ઉદાસ થઈ ગઈ અને પોતાના મન સાથે વિચાર કરવા લાગી કે ઓહો ! બાદશાહ સલામત તો મારા કરતાં પણ યહયાને વધારે ચાહે છે ! ત્યારે તે શું મને એક કનીઝ સમઝતો હશે ?! અફસોસ! આવો તો કોઇ બાદશાહની બેગમોના મેહલો પર સખત જાપતો નહી હશે કે એક કમીનો નોકર બેગમોના મહેલોને તાળાં વાસીને તેની ચાવીઓ સુધ્ધાં પોતાની સાથે લેતો જાય ! ખરેખર આ સર્વે બાબત યહયા પોતાની આપમુખત્યારીથી કરે છે ! અને અમારા પર પોતાની એવી તો સત્તા ચલાવી રહ્યો છે કે જાણે અમો બાદ-શાહ સલામતના કયદીઓ હોઇએ ! અફસોસ ! કે જ્યારે બાદશાહ સલામતે દોરી ઢીલી મુકી છે ત્યારે તે હવે તો છેક માથે ચડી ગયો છે ! અને અમારી પર પોતાની મરજીમાં આવે તેવો જુલમ અને સ-

ખતી વાપર્યાં કરે છે! બસ! હવે મુજીનું કાટલું ઘડી નાંખ્યા શિવાય કોઇ ઉપાયજ રહ્યો નથી! તેને એટલી પણ ખબર નથી કે હું બાદશાહ સલામતની માનીતી અને પ્યારી બેગમ છું! અફસોસ શું! તેને પોતાના પુત્ર જાઅફરના હાલની પણ ખબર નહિ હોય કે તે શાહઝાદી પર આશક થઇ તેને પોતાની ઓરત બનાવી બેઠો છે! હું તો હજુ ધીરજ ધરૂં છું અને કોઇનો ભેદ જાહેર કરી તેને સજા પહોંચાડવા બીલકુલ રાજી નથી! પરંતુ જ્યારે તેને અમારા માટે જરા પણ વિચાર ન હોય અને હોદ્દાની ફરજો બજાવવામાં જે મગરૂરીમાં હદબહાર વધી અને છકી ગયો હોય ત્યારે તો અમારે સાચી બાબત જાહેરમાં જરૂર લાવવીજ જોઇએ અને તેની આટલી હદ સુધીની છકેલી મગરૂરી તોડવી કેવળ જરૂરની છે! આવા વિચારો પોતાના દીલમાં ઉત્પન્ન થવાથી ઝુબીદાબેગમનું દીલ સખત હયરાને પરેશાન થયું! તેથી તે પોતાના શાહી પલંગપર શાલ ઓઢીને સુઇ ગઇ! તેને નિદ્રા બીલકુલ આવતી નહતી પરંતુ જાઅફર અને અબ્બાસાનું પોકળ જાહેર કરી દઇ મગરૂર યહયાનું વૈર વાળવાના વિચારમાં તે અત્યારે તલ્લીન થઇ ગઇ હતી!

તેવામાં થોડી વારે હારૂન—અલ—રશીદ કોઇ જરૂરતના કામ અર્થે ઝુબીદાના મહેલમાં આવ્યો, ત્યારે તેણે જોયું કે પોતાની પ્યારી અને માનીતી બેગમ ઝુબીદા આજે આટલી બધી વ્હેલાસર પલંગ પર સુઇ ગઇ છે, તેથી તેણે ગભરાઇ જઇ કનીઝાને પૂછ્યું કે "ઓ કનીઝા! આજે આ શું છે? આવા કવખતે તમારી બીબીસાહેબ શા માટે આરામ ફરમાવે છે?! તબીયત તો સારી છેને?!" આમ કહીને બાદશાહે ઝુબીદા ખાતુનના ખુબસુરત અને ગોરા ગુલાબી ગોટા જેવા ગાલો પરથી શાલ ખેંચી લીધી!

આ વેળાએ ઝુબીદા આંખો બંધ કરી પડી હતી, અને તેના ખુબસુરત ચેહરા પર રંજ અને મુસીબતનાં ચિન્હો પ્રત્યક્ષ દેખાઈ આવતાં હતાં, અને કપાળ પર કરચલીઓ વળી ગઇ હતી, તે આ વખતે વિચારમાં એટલી બધી તલ્લીન થઇ ગઈ હતી કે બાદશાહે આ-વીને તેણે ઓઢેલી શાલ તેના ચહેરા પરથી લઇ લીધી હતી, તેની પણ તેને બીલકુલ ખબર પડી નહતી ! તેથી હારૂને તેનો હાથ પ-કડીને હળવેથી હલાવ્યો એટલે તે તુર્તજ ચોંકી ગઇ અને આંખ ખોલીને હારૂનની સામે જોયું ત્યારે હારૂન તેના પલંગપર બેસીને પૂછવા લાગ્યો કે, " કેમ ? વ્હાલી ! આજે તમારી તબીયત કેમ છે ? આજે આ વખતે શા માટે સુઇ ગયાં છો ? "

ઝુબીદાએ ઢોંગ કરીને બહુજ ધીમે સ્વરે જવાબ આપ્યો કે, " પ્યારા ! આપની બુલંદ નેકનામીના પૂર્ણ પ્રતાપથી હું સારી પેઠે છું ! "

બાદશાહ—" ત્યારે આ પ્રમાણે આજે પડયાં રહેવાનું કાંઇ કારણ ? ! "

ઝુબીદાઃ—" કારણ શું હોય ? એ તો અમસ્તી ! "

બાદશાહઃ—" મને તમારો ચહેરો આજે બહુ ઉદાસીમાં અને કોઇ વિચારમાં ગરકાવ થયેલો લાગે છે ! "

ઝુબીદાએ જરા હસ્તાં કહ્યું કે, " પ્રાણ પ્યારા ! મને તે વળી વિચાર કેવો હોય ? હું તે થોડી રાજ્યના કામકાજમાં માથું મારૂં છું ? કે મને કોઈ વિષે ફિકર કે ચિંતા હોય ? " બાદશાહ " પ્યારી ઝુબીદા ! તમો વાતને ઉડાવો નહિ ! તમોને અલ્લાહપાકના કસમ છે ! જે હોય તે જલ્દી કહી આપો ! શું કોઈએ તમારૂં દીલ દુઃખવ્યું છે ? ! "

ઝુબીદા—" આપ નામદારનો છાંયો જ્યાં સુધી અમારા માથા પર છે ત્યાં સુધી કોની તાકાત છે કે કોઈ અમારો વાળ વટીક વાંકો કરી શકે ? પરંતુ જ્યારે આપ નામવર કોઈને હદથી વધારે સત્તા આપી દો ત્યારે તો તે મગરૂર બનીને અમોને સતાવે તો તેમાં કશું આશ્ચર્ય નથી !"

બાદશાહ:—" ઝુબીદા ! મેં એવી તે કોણને સત્તા આપી છે ? તમો ગોળગોળ બોલો નહિ, સાફ સાફ કહી આપો કે તે વિષે જલ્દીથી યોગ્ય ઉપાય કરવામાં આવે !"

ઝુબીદાએ હારૂનના ખભાપર હાથ મૂકીને તેને વળગી પડતાં અને તેની તરફ પ્યારથી એક તિક્ષણ દ્રષ્ટિ ફેંકતાં કહ્યું કે, " શું આપે યહયાને એવો હુકમ આપ્યો નથી કે તે અમારા મહેલના દરવાઝાને તાળાં લગાડીને પોતાને ઘેર જાય ? શું આવી હદ બાહેરની સત્તા એક કમીના નોકરને આપવી આપ સઝાવાર સમઝો છો ? "

બાદશાહ:—" પ્યારી ! મેં તેને કદી પણ તાળાં લગાડવાનું કહ્યું નથી ! શું તે મહેલના દરવાઝાને તાળાં વાસે છે ? "

ઝુબીદા:—" મેં આ વિષે આપનું ઘણી વખત લક્ષ ખેંચ્યું છે અને ફરિયાદ કીધી છે; છતાં પણ આપે તે ઉપર હજુ સુધી કશું ધ્યાન આપ્યું નથી તે શું નથી શોચનીય નથી ! "

બાદશાહ:—" ખયર ! ઝુબીદા ! હું આજેજ યહયાને સખ્ત તાકીદ કરૂં છું કે—હવે પછી મહેલના દરવાઝાને તાળાં વાસે નહિ ! "

ઝુબીદા:—આપ નામવરની રઝા શિવાય યહયા તાળાં દે એ શું બનવા યોગ્ય છે ? શું આપને અમારા પતિવ્રતપણાપર શક છે ? કે અમોને આ પ્રમાણે રાત્રિના વખતે કયદ કરવામાં આવે છે ? ! "

બાદશાહ—" બેગમ! તોબા તોબા કરો! આજ તમોને શું થયું છે કે—આવી વાહીયાત વાત કરો છો? તમો તો શું પરંતુ તમારી લોંડીઓને પણ હું વફાદાર અને નિમકહલાલ સમજું છું! પહેરા મહેલનો આવો સખ્ત બંદોબસ્ત રાખે છે, તે આપણા લાભમાંજ છે; કારણ કે—રાત્રિના કોઇ કનીઝ કે લોંડી છુપી રીતે બાહેર ચાલી જાય નહિ; તેમજ કોઇ તેઓની પાસે આવી પણ શકે નહિ!"

ઝુબીદા:—" આપનો માજી વઝીર આવો હોંશિયાર છે તે મેં આજેજ જાણ્યું! જ્યારે તે અમારા મહેલને તાળાં લગાડવાની પુરતી સંભાળ લે છે ત્યારે તે ખુદ પોતાના પુત્ર જાઅફરના મહેલને તાળાં મારવાની કેમ બેદરકારી રાખે છે?"

આ સાંભળીને હારૂન—અલ—રશીદ ચકિત અને હયરત થઇ ગયો! અને ઘણી જીજ્ઞાસાપૂર્વક ઝુબીદાને પુછવા લાગ્યો કે, " અરે! વળી જાઅફર શું કરે છે?! જાઅફર તો ઘણો ચાલાક અને પ્રમાણિક વઝીર છે! તેના મહેલને તાળાં શા માટે લગાડવાં જોઇએ તે હું સમજી શકતો નથી!"

ઝુબીદા:—" આપને શા માટે સમજવું જોઇએ? આપને તે બાબત સમજવાની જરૂરજ ક્યાં છે વળી? આપ તો જાઅફરને માનીતો અને પ્યારો વઝીર કરીને પાસે બેસાડવામાં સમજ્યા તેજ બસ છે! તે તો આપનો તાબેદાર અને નિમકહલાલ નોકર હોવોજ જોઇએ! કેમ ને?"

બાદશાહ:—" ઝુબીદા! તમો શું કહેવા માગો છો, તે મારા ખ્યાલમાં આવી શકતું નથી! તમો મારા દીલમાં શક—શુબાને જગ્યા આપતાં જાવો છો! શું તમારી આ ભુલ નથી કે સાફ સાફ ખુલાસો

નહિ કરતાં મનમાં ને મનમાં " પરણ્યાં રાંડયાં ! " જેવું કહીને સીધો જવાબ નહિ આપતાં આડું અવળું બોલ્યાં કરો છો ? કહો ચોખ્ખું કહી આપો કે-જાઅફરના મહેલને તાળાં લગાડવાં કેવાં ? "

ઝુબીદાએ હસતા ચહેરે જવાબ આપ્યો કે, " પ્યારા ! એ તો કંઇ નહિ ! હું માત્ર મઝાક કરતી હતી ! "

બાદશાહ:—" આવી ગંભીર પ્રકારની બાબતને મઝાક અને રમુજ તરીકે હસી કાઢવી એ યોગ્ય નથી ! મને ખબર છે કે—તમે બનતા સુધી કોઇનો એબ જાહેર કરવા મુનાસેબ માનતા નથી ! પરંતુ આજે યહયાની સખ્તી અને તમારી ફરિયાદ પ્રત્યેની મારી બેદરકારીના ગુસ્સાભર્યા આવેશમાં તમો જાઅફર વિષે કંઇક બોલી ગયાં છો, તેથી હવે મને ખાત્રિ થતી જાય છે કે—કાંઇક કાળું ધોળું જરૂર થયું હોવું જોઇએ ! માટે હવે વધારે વખત તમો મારી જીજ્ઞાસા ઉશ્કેરો નહિ, અને જે બાબત બની હોય તે ચોખ્ખે ચોખ્ખી તુરત કહી આપો !"

ઝુબીદા: " વ્હાલા ! એ તો કંઇ નહિ ! મારાથી ગુસ્સામાં કંઇ બોલાઇ જવાયું હોય તો મને માફ કરો, કારણ કે તે એવી કોઇ ખાસ બાબત નથી કે જે આપ નામવરને જાહેર કરવા લાયક હોય ! માટે આપ બદગુમાન થઇ જાઓ નહિ !"

બાદશાહ:—" નહિ ! નહિ ? ઝુબીદા ! તમારી આ વલણુ મને બીલકુલ પસંદ નથી ? તમોને હું મારા સોગંદ આપી કહું છું કે તે બાબત તમો મારાથી છુપાવો નહિ ! જ્યાં સુધી તમો મને તે બાબત નહી કહો, ત્યાં સુધી હું હરગીઝ અહીંઆથી ઉઠનાર નથી !"

ઝુબીદાએ હારૂન-અલ-રશીદની અનહદ જીજ્ઞાસા ઉશ્કેરતાં કહ્યું કે, " પ્યારા ! જ્યારે આપ બહુજ આગ્રહપૂર્વક કહો છો, અને

આપના ખુદના સોગંદ આપો છો, ત્યારે તો હવે મારે કહ્યા શિવાય ઉપાય નથી ! પરંતુ તે પ્રથમ આપને કબુલ કરવું જોઇશે કે—" આ બાબત સાંભળ્યા પછી હું જાઅફર અને અબ્બાસાને કોઇ પણ પ્રકારની ઇજા કે સખ્તી પહોચાડીશ નહિ અને તેમાં ખાસ કરીને શાહઝાદી સાહેબને જરા પણ ઠપકો આપીશ નહિ " આપ આવો ઇકરાર કરવા ખુશી બતાવતા હો અને તે પ્રમાણે તે પછી વર્તન ચલાવવા બંધાતા હો તો હું આ ભેદભરમનો પરદો ખુલ્લો કરૂં !"

આ સાંભળીને હારૂન–અલ--રશીદ ઝુબીદાના કેહવાની થોડી ઘણી મતલબને પામી ગયો અને બહુજ ઉદાસ અને ગમગીન થઇને કેહવા લાગ્યો કે, " હાય ! અફ્સોસ ! મલઉન જાઅફરે નીમકહરામી કીધી લાગે છે ! ખયર આપની ખાતર હું અબ્બાસાને કંઇ પણ ઠપકો નહિ આપીશ; પરંતુ તે નીમકહરામ જાઅફરને તો સઝા કર્યા શિવાય કદાપી પણ નહી રહું !"

ઝુબીદા:—" હુઝુર ! જ્યાં સુધી આપ જાઅફરને પણ મઆફી આપવાનું વચન નહિ આપો, ત્યાં સુધી હું આ વિષે હરગિઝ કશું કહેનાર નથી !"

હારૂન અલ–રશીદ આ બાબતનો ભેદ જાણવાને તલપાપડ થઈ રહ્યો હતો, તેથી તેણે કહ્યું કે, " ભલે ! હું જાઅફરને પણ કંઇ અઝીયત નહીં પોંહચાડું ! પરંતુ તેને ઠપકો તો આપીશ ! માટે હવે તમામ હકીકત ખુલાસાવાર કહી સંભળાવ !"

ઝુબીદા:—" વ્હાલા ! આ બાબત કહેવા પ્રથમ મારે ઇનસાફની દ્રષ્ટિએ કહેવું જોઇએ કે આમાં જાઅફર અને અબ્બાસાનો કોઇ પણ પ્રકારનો વાંક નથી ! આમાં સિર્ફ આપનીજ ભુલ થએલી છે ! જરા વિચારો તો ખરા, પરાયા પુરૂષનો પરદો કરવાનો હુકમ

ઇસ્લામમાં એટલાજ માટે આમેઝ થયેલો છે કે ચાર આંખ ભેગી થઇ શકે નહિ, જ્યાં ચાર આંખો મળે અને પરાયા પુરૂષપર દ્રષ્ટિ પડે ત્યાં તે ઓરત ખુબસુરત અને નખરાંબાઝ હોય તો સામા પરપુરૂષનું દિલ લલચાયા સિવાય રહી શકેજ નહિ ! આપે નજીની બાબત માટે જાઅફર અને અબ્બાસાને ગાનતાનના જલસામાં પરદા શિવાય બેસાડવાં શરૂ કીધાં અને ઇસ્લામ ધર્મના સ્તુતીપાત્ર કાનુનોને વળગી રહેવાય તે માટે માત્ર નામનાજ નિકાહ કરાવી આપ્યા ! પરંતુ પ્યારા ! જાઅફર કંઈ આકાશનો ફરીસ્તો અથવા એક નપુંષક નથી ! તેમજ શાહઝાદી સાહેબ પણ માશાઅલ્લાહ યુવાન છે ! તેઓનો યુવાનીનો બહાર તેમના તનબદનમાં તનમનાટ અને તોફાન મચાવી મુકવા જેટલો હદબાહેરનો છે ! અદ્‌ભુત આશામાં યૌવનનો લ્હાવો લેવાનાં તેઓ બન્નેનાં સાધનો આપે તોડી નાખ્યાં ! અને તેઓની આશા–ઉમેદોની કીસ્તીને યાહોમ કરીને ડુબાડી દીધી ! એ મારી દ્રષ્ટિએ ઇનસાફની રૂએ એક ગજબનો ગેરઇન્સાફ થયો છે ! આવો ગેરઇન્સાફ ઝુલ્મની હદ કુદાવી જાય છે ! અને આવો તનબદનને તાવી નાંખનારો ઝુલ્મ કોઈ બાદશાહે કોઇપર ગુઝાર્યો હોય તેવું ઇતીહાસના સફાઓ ઉપર ભાગ્યેજ નોંધાયું હશે ! અને તેથી આ બાબતમાં જે દુઃખદાયક પરીણામ નિપજ્યું છે, તે આપના સખ્ત પ્રકારના જાપતા અને ઝુલમના હદ બાહેરના દબાણને આભારી છે !"

બાદશાહઃ—"ઝુબીદા ! આ કાંઇ ખુલાસો થયો નહિ !"

ઝુબીદાઃ—"પ્યારા ! અક્કલમંદને ઇશારો બસ છે ! વધારે કહેવાની અગત્ય નથી !"

"બાદશાહઃ—ઝુબીદા ! ઇસારો તો પ્રથમથી સમજી ગયો છું !

પરંતુ આટલો બધો બંદોબસ્ત અને સખ્ત પ્રકારનો જાપતો છતાં તેઓ વચ્ચે કેવી રીતે અને ક્યારે મેળાપ થવા પામ્યો અને આ વિષેની તમોને કેવી રીતે ખબર પડી એ વિષે કશો ખુલાસો તમે કર્યો નહિ ! હું આ સર્વે ખુલાસો વીગતવાર સાંભળવા ચાહું છું !"

બાદશાહની આ હઠ જોઇને ઝુબીદાએ વિચાર્યું કે સઘળો ખુલાસો કર્યા શિવાય કશો ઉપાય નથી ! તેથી તેણે તેઓ વચ્ચેના છુપા મેળાપોના પ્રસંગોનો સઘળો એહવાલ કહી સંભળાવ્યો ! છતાં પણ બાળકોનાં જન્મ પામવાની અને તેઓને મક્કએ-મોઅઝ્ઝમા મોકલી દેવાની બાબત થોડી થોડી છુપાવી રાખી !

ઝુબીદા:—"હુઝુર ! હું આપને સઘળી હકીકત સ્વિસ્તર બ્યાન કરી ચુકી છું ! જે થવું સર્જીત હતું તે થયું ! હવે આપના અને તેઓના લાભમાં એજ પુરવાર થાય તેમ છે કે-તેઓની શાદી ઝાહેરમાં પણ જલદી કરી આપવી !"

"બાદશાહ:—"વ્હાલી ઝુબીદા ! શું તમોને ખબર નથી કે અમોને અસલથીજ આ વિષેની મોટી ચીડ છે કે-અમો અરબોમાં અજમીનું લોહી શામેલ થાય નહિ ! અને તેથીજ અમો અમારા ખાનદાનની પુત્રીઓને અરબ શિવાય બીજા કોઇ પણ અજમના કુટુંબ સાથે વરાવતા નથી ! જો મારી આ ખાનદાનીનો સવાલ વચમાં નહિ આવત અથવા તો જો જાઅફર અરબ હત તો હું બેલાશક શાહજાદીની શાદી તેની સાથે જરૂર કરી આપત ! પરંતુ અમો અરબની પુત્રીની અજમના પુત્ર સાથે શાદી થયેલી કોઇ કાળે જોઇ શકીએ નહિ ! "

ઝુબીદા:—"વ્હાલા ! હંમેશાં ધાર્યું તે ધરણીધરનું જ થાય છે ! અલ્લાહ પાકને જે મંઝુર હોય છે, તે બાબત બન્યા શિવાય

રહેતી નથી! અને તેમાં ખાસ કરીને કુદરતનો કાયદો છે કે કોઈનો ગર્વ કે અહંકાર હંમેશ માટે ટકી શકતો નથી! આપ નામદાર એજ અહંકારમાં રચીપચી રહેલા છો કે—અરબની પુત્રીને અજમની ઓલાદ થવા દેવી નહિ! પરંતુ કુદરતે તો પોતાનું કામ કરી લીધું!"

આ સાંભળીને હારૂન-અલ-રશીદે બહુજ ગમગીન થતાં કહ્યું કે, "અરે! આતે વળી નવીન બાબત! શું અબ્બાસાએ કોઇ છોકરાનો પણ જન્મ આપ્યો છે!!"

ઝુબીદા—"હુઝુર! એક નહીં પણ બે છોકરાનો જન્મ આપ્યો છે!"

હારૂન આ સાંભળીને પોતે જે ખુરશી પર બેઠો હતો તે ઉપરથી ઉંચે ઉછળ્યો અને ઉભા થઇને પોતાની છાતી પર એક હાથ મારીને કહેવા લાગ્યો કે, "હાય! અફસોસ! અફસોસ!! ગઝબ થઇ ગયો! અરે સાચ્ચું બોલો! શું આ મશ્કરી છે કે સાચ્ચુંજ કહો છો?!"

ઝુબીદા—"હુઝુર! આવી ગંભીર પ્રકારની મશ્કરી હોઇ શકે ખરી?"

બાદશાહ—"તે બચ્ચાંઓ હાલમાં ક્યાં છે?"

ઝુબીદા—"હુઝુર! આપના ખવફથી મક્કે મોઅઝઝમા મોકલી આપવામાં આવ્યાં છે!"

હારૂને ઘણાજ ગુસ્સા સમેત કહ્યું કે, "ઓ પ્યારી ઝુબીદા! તમો પણ નીમકહરામ માલુમ પડો છો! કેમકે પ્રથમથી મને કોઇ પણ પ્રકારનો ઇશારો વટીક નહીં કીધો! અને ખાનાખરાબી થઇ ગઇ અને બાજી હાથમાંથી ચાલી ગઇ ત્યારે મોડાં મોડાં ખબર આપવા નીકળ્યાં છો! જો પ્રથમથી ખબર આપતે તો હું કાંઇ ઇલાજ કરતે

અને મારા ખાનદાનને એબ લગાડનારો આવો માઠો અને કમનશીબ બનાવ બનવા નહિ પામતે !"

ઝુબીદા—"હુઝુર ! જો પ્રથમથી મને આ વિષે જરાપણ ખબર હત તો આપને જરૂર કહેત ! પરંતુ મને પણ શાહઝાદીની એક કનીઝ મારફતે થોડા દિવસ થયાં ખબર મળી કે શાહઝાદી સાહેબે પોતાના બાળકોને પોતાની એક કનીઝ સાથે મક્કે મોઅઝઝમા મોકલાવી આપ્યા છે ! તે કનીઝ પણ ભેદ જાહેર ન કરત; પરંતુ શાહઝાદીએ તે કનીઝને જરા ધમકાવીને મારી હશે ! તેથી તે બેવફા અને નીમકહરામ કનીઝ શાહઝાદીનો લાંબા વખતનો અંધકારમાં છુપાયેલો ભેદભરમ આ પ્રમાણે મારી પાસે ખુલ્લો કરી ગઇ છે ! હવે આ બાબત એટલી બધી વધી ગયેલી મેં જોઇ કે તમને આ વિષે કંઇ પણ કહેવામાં કશો લાભ જોયો નહિ; એટલે હું આ ગંભીર પ્રકારની બાબત પર વિચાર ચલાવતી કેટલાંક દિવસો સુધી ચુપજ રહી ! પરંતુ તેટલામાં આપ આજે મારી પાસે અચાનક આવી ચઢયા એટલે મારે લાચારીએ આપના આગ્રહથી વાત ખુલ્લી કરવી પડી !"

બાદશાહ—"અબ્બાસાએ હમલના અને તે પછીના સુવાવડના ભારે દિવસો કેવી રીતે પસાર કર્યા અને છુપાવ્યા હશે !"

ઝુબીદા—"હુઝુર ! આપ બન્ને વખત રૂમ પર ચડાઇ લઇ ગયા, તે દરમીયાન જે મુદ્દત ગુઝરી ગઇ તે તેઓને માટે ગનીમત થઇ પડી ! આપના વિજય માટે ચીલ્લા અને વઝીફાના બ્હાના હેઠળ જે દિવસો પસાર થયા તે સુવાવડમાં ગુઝર્યા !"

બાદશાહ—"પ્યારી ઝુબીદા ! જો કે તમારા કહેવા પર મને કોઇ રીતનો શક નથી, પરંતુ રખેને તે કનીઝ મારફુટના સબબથી

ખોટું આળ અબ્બાસા પર ઓળવતી હોય તો તે બનવા યોગ્ય છે ! મને તો ગોયા ખાત્રીજ થતીજ નથી કે આ બાબત આટલી બધી હદ સુધી બ્હેકી જવા પામી હોય ! માટે આ વિષે હું એમ બેહતર સમજું છું કે—તે કનીઝને છુપી રીતે મારી સમક્ષ રૂબરૂમાં તે બાબત કહેવડાવો તો મને આ વાત પર સંપૂર્ણ ભરોંસો આવે !"

ઝુબીદાઃ—"હુઝુર ! ઘણી ખુશીથી ! હું તે કનીઝને છુપી રીતે આપની હુઝુરમાં હાઝેર કરીશ !"

## પ્રકરણ ૫૦ મું.

—:૦:—

### ગુસ્સો !

આ પછી થોડા દિવસો કેડે ઝુબીદા ખાતુને પોતાની ખાસ ખવાસને અબ્બાસાના મહેલમાં મોકલીને તે કનીઝને પોતાના મહેલમાં છુપી રીતે બોલાવી મંગાવી ! તે કનીઝ કોઇ કામનું ખાસ બહાનું બતાવીને તે ખવાસ સાથે ઝુબીદાના મહેલમાં હાઝર થઇ ! ઝુબીદાએ તેને બાદશાહ આગળ હાઝર કરી ! અને બાદશાહની હાઝરી વચ્ચે તેણે તેને તે વિષે સર્વે હકીકત પુછી, તેથી તે બેવફા કનીઝે જાફર અને અબ્બાસાના છાના છુપા મેળાપોનું વર્ણન અથથી તે ઇતી સુધી ખુલાસાવાર કહી સંભળાવ્યું ! આ વાતચીત દરમ્યાન જ્યારે હારૂન તે કનીઝને ઉલટા સુલટા સવાલો પુછતો ત્યારે તે નીમકહરામ કનીઝ અબ્બાસા અને મરજાનનું વેર વાળવાનો સારો મવકો હાથ આવ્યો છે, તેમ જાણીને તેના જવાબ તુરતજ ઘણી ખુબીથી

વાળતી હતી ! આ ખાનગી ભેદની ઉલટપાલટ તપાસથી અને સવાલોના તુરત મળતા જવાબોથી હારૂનને આ વિષે તેજ વખતે ખાત્રિ થઇ ગઇ કે વાત તો ખરી છે ! બાદશાહે કનીઝને પાછું પૂછ્યું કે, " એ કનીઝ ! આ વિષેની માત્ર તનેજ ખબર છે કે—બીજાઓ પણ આ વાતથી માહીતગાર છે ? "

કનીઝઃ—" હુઝુરે—આલી ! શાહઝાદી સાહેબની સર્વે લોંડીઓ અને ખવાસો આ વાતથી પુરતાં વાકેફગાર છે ! "

બાદશાહઃ—ભલા ! ત્યારે કોઇને મારી પાસે બોલાવીને આ વિષેની સાક્ષી અપાવી શકીશ ? ! "

કનીઝ—" હુઝુરે—આલી ! મારી માન્યતા પ્રમાણે તેઓમાંનો કોઇ પણ આ બાબતનો પરદો ખુલ્લો કરી આપે તેવું મને જણાતું નથી કારણ કે સર્વેને માલામાલ કરી આપવામાં આવ્યાં છે; અને આ ઉપરાંત એવો પણ સખ્ત ડર દેખાડવામાં આવ્યો છે કે જે કોઇ આ ભેદ ફોડશે, તેનું માથું ધડથી જુદુંજ કરવામાં આવશે ! "

આ પછી હારૂન—અલ—રશીદે તે કનીઝને વધારે સવાલો પુછવાનું યોગ્ય વિચાર્યું નહિ. તેથી તેને તુરતજ રજા આપવામાં આવી ! પોતાના કુળ અને ખાનદાનના મિથ્યા અભીમાનથી ગર્વિષ્ટ બનેલા બગદાદના બાદશાહે જ્યારે પોતાના ખાનદાનને એબ અને કલંક લગાડનારી આવી ગંભીર બાબત સાંભળી અને તે વિષે પુરતી ખાત્રી કરી લીધી તે પછી તેની આંખ્યોમાં ખુન વર્ષ્યું ! આંખો લાલચોળ થઇ ગઇ ! મગજ તપીને આતશી બની ગયું ! અને ગર્વ અને ગુસ્સાના જુસ્સાભર્યા આવેશમાં તે કહેવા લાગ્યો કે " અલ્લાહો અકબર ! અરરરરરરર ! ગઝબ થઈ ગયો ! ગઝબ ! અફસોસ ! સદ હઝાર

અફ્સોસ ! લાઅનત, હઝારો લાઅનત ! મારા નીમકથી પોષાયેલા તે નીમકહરામ અને લાઅનતી કુતરા જાઅફ્રરપર કે તેની આવી બેવફાઈ અને હરામખોરી આટલે દરજ્જે હદબાહેરની બ્હેકી જવા છતાં અને મારા અરબી ખાનદાનની એક સ્વરૂપવાન શાહઝાદીપર હાથ નાંખવાનો ગઝબ ભર્યો બનાવ બનવા છતાં પણ મને ખબર પડી નહિ ! એક બીજાને મેળાપ નહિ કરવા માટે જાઅફ્ર અને અબ્બાસાને બહુજ સમજાવીને કહેવા છતાં અને સખ્ત તાકીદ ભરેલા કસમ આપવા છતાં હાય અફ્સોસ ! કે તેઓએ પોતે લીધેલો, અહદ પણ પળવારમાં તોડી નાંખ્યો અને મારી નાફરમાની કરી ! અફ્સોસ શું તેઓને અમો અબ્બાસીઓના ગુસ્સાની ખબર નથી કે—તેઓ પોતાના સગા ભાઇનાં પણ માથાં કાપતાં અચકાતા નથી ! હાય ! હઝાર અફ્સોસ ! મારો આવો રોઆબ અને આવો જુલમ કે જુલમની તલવારની ધાક રૂમ સુધી પહોંચે છે, તેઓને ખબર હોવા છતાં શું મારા જ કુળ અને અરબી અબ્બાસીઓના ખાનદાનનું આવું નિર્લજ અપમાન ! ”

આવા ગુસ્સાથી તપેલો આતશી મગજનો બાદશાહ અત્યારે આગનો ભડકો થઇ ગયો હતો ! તેના માથાનો એક એક વાળ આગની જેમ તપી ગયો હતો. આ વેળાએ તેના ગુસ્સાનો જોસ એટલો બધો વધી ગયો હતો કે, જો તે વખતે તેની સામે તેની મરજી વિરૂદ્ધ એક શબ્દ વટીક કોઇ ઉચ્ચારવાની હીમ્મત કરતે તો તપેલો બાદશાહ તેજ વખતે તેનું માથું છાંટી નાખતે ! તેનું હૃદય અત્યારે ધડાધડ ઉછળી રહ્યું હતું ! આંખ્યો વીજળી માફક પ્રકાશી રહી હતી અને આખો ચહેરો ગુસ્સા અને વૈર—કીનાથી લાલચોળ થઇ ગયો હતો. આ વખતે જાઅફ્ર અને અબ્બાસા પ્રત્યેની તેની માયા મોહબત

આગમાં બળીને ધુંવો થઇ ગઇ હતી ! જે દીલમાં જાઅફ્ર અને અબ્બાસાની મોહબ્બતે જગ્યા લીધી હતી; તે તદ્દન નષ્ટ થઇ ગઈ અને તે જગ્યા વૈર-કીનાએ લીધી હતી ! આવા ગુસ્સાના જોસભર્યા આવેશમાં તે અત્યારે ખુરશીપર ઉંચો નીચો થતો હતો ! કેટલીક વખતે ખુરશીપરથી ઉભો થઇ જતો, તો કોઇ વખતે મ્યાન-માંથી તેઝદાર તલવાર બાહેર કાઢીને તે અજમાવવાનો વિચાર કરતો હતો ! તેના ગુસ્સાની ખાનાખરાબીની હદ અત્યારે એવા દરજ્જે પુગી ગઇ હતી કે—જો તે વખ્તે ત્યાં જાઅફ્ર કે અબ્બાસા હોત તો ત્યાંજ અને તેજ વખ્તે બન્નેને પોતાનાજ હાથથી કત્લ કરીને તેઓનાં માથાં ધડથી જુદાં કરી દેત ! ટુંકમાં એટલું કહેવું બસ થશે કે આ વખ્તે આપણો બગદાદનો બાદશાહ જાઅફ્ર અને અબ્બાસાના ખુનનો ત-રસ્યો બની ગયો હતો !

ઝુબીદા બેગમ હારૂનની આવી ઉશ્કેરાયેલી સ્થિતિ ટગરટગર જોઇ રહી હતી, અને તે દીલમાં કહેવા લાગી કે, અફસોસ ! મેં શા માટે વાત કહીને સુતેલા સાંપને જગાડયો ! આવી ગંભીર પ્રકારની બાબત કે જેનું ખુનરેઝી શિવાય કશું પરિણામ આવનાર નથી; તે નહિ કહેત તો બહેતર હતું ! પરંતુ હવે શો ઉપાય ? લગાર ગુસ્સો ઉતરી ગયા પછી જે આરામીથી કહેવું ઘટારત હશે તે કહી આપીશ ! આ પછી બાદશાહ ઉઠીને દરબારમાં જવા લાગ્યો, ત્યારે ઝુબીદાએ એકદમ તેનાં કપડાનો છેડો પકડીને હસતાં ચહેરે કહ્યું કે, "બહાલા ! આપે તો દરીયા દીલ રાખવું જોઇએ ! મહેરબાની કરીને તેઓપર ઝુલ્મ ચલાવી દેવાનો ગઝબ કરી નાંખતા નહીં !"

બાદશાહ—"ઝુબીદા ! હું કંઇ એવો બેવકુફ નથી ! હું હાલમાં કશાં પગલાં લઇશ નહીં પરંતુ મવકા આવે જે કરવું ઘટારત હશે

તે કરીશ ! હાલમાં આપણા રાજ્યની તમામ લગામ તે નીમકહરામ પિતા—પુત્રના હાથમાં છે ! તેઓ પર હાલમાં તલ માત્ર પણ ઝુલ્મ કરવામાં આવે તો તેઓ આખી સલતનતને ઉંધી વાળી દે ! હાલમાં રાજ્યના તમામ અમીર ઉમરાવો અને સઘળી પ્રજા તેઓને તાબે છે, હું હાલમાં તો કંઈ પણ ઝાહેર થવા દઇશ નહિ. હવે હું તમોને સખત ભલામણ કરૂં છું કે હવે આ વાતની ખબર કોઇ પાસે બીલકુલ જવી જોઇએ નહિ ! અને તે કનીઝને પણ બોલાવીને કાંઇ ઇનામ અકરામ આપીને તેમજ સખત તાકીદ સાથે આ બાબત તદ્દન ખાનગી રાખવા ખાસ ભલામણ કરવી જોઇએ અને એવી સખત ધમકી આપવી જોઇએ કે આ વિષે કોઇને જરા જેટલી પણ ખબર પડી તો તને શુળીએ ચડાવી દેવી પડશે !"

ઝુબીદા—"હુઝુર ! પ્રથમ મેં જ્યારે તેની આગળથી આ વાત સાંભળી હતી, ત્યારે મેં તેને આ બાબત છુપાવવા માટે સખત ભલામણ કરીને ઇનામ પણ આપ્યું હતું અને એવો ડર દેખાડયો હતો કે, જો આ વિષે મારા શિવાય બીજા કોઇને પણ આ વાત કીધી તો ખબરદાર તારી જીભ ખેંચી લેવામાં આવશે !"

પ્રથમ હારૂન–અલ–રશીદ, ગુસ્સાના જોસમાં જે ઝનુનીભર્યા શબ્દો બોલી ગયો હતો તેથી ઝુબીદાની ખાત્રી થઇ ગઇ હતી કે હારૂન હમણાંજ દરબારમાં જઇને જાઅફરનું માથું કાપીને લાવશે, પરંતુ હારૂનની છેલ્લી વાતચીતથી ઝુબીદાએ જોયું કે, હવે હારૂનનો ગુસ્સો સમી ગયો છે ! પરંતુ આથી તે વધારે ખુશી તો થઈ નહીં; કારણ કે જાઅફરના પિતા યહયાએ તેને આટલા દીવસો જે નારાઝીનું કારણ આપ્યું હતું તેથી અને હારૂનનો જાઅફર પ્રત્યેનો આવો હદબાહેરનો પ્યાર અને ભક્તિભાવથી તે હંમેશાં બીધેલી રહેતી હોવાથી હજુ

સુધી તેનો ડંશ તે બાદશાહની માનીતી બેગમ ઝુબીદામાં તાજોજ હતો; અને તેથી તેનો વેર—કીનો લેવાનો આવો સારો મવકો આ પ્રમાણે હાથમાંથી જતો જોઇને તેને બહુ ખુશી તો ઉપજી નહિ; એમ કહ્યા વિના ચાલશે નહિ !

પરંતુ આ વેળાએ હારૂને બહુ સાવચેતીથી કામ લીધું; કારણ કે તે જાણતો હતો કે આ પ્રમાણે એકદમ ગુસ્સો ખાલી કરીને વગર વિચાર્યું સાહસ કર્મ કરી દેવામાં પોતાની સલામતી નથી ! આ માટે હારૂન બહુજ દુરઅંદેશી અને વિશાળ વિચારદ્રષ્ટિ દોડાવીને ગુસ્સાને ગળી ગયો ! આ બાબત તેણે એટલે સુધી છુપાવી રાખી કે, તેથી કોઇને પણ ઇશારા જેટલી પણ ખબર પડી શકી નહિ. આ માટે, તે હંમેશ કરતાં જાઅફર અને અબ્બાસા પ્રત્યે ઝાહેરમાં અનહદ માયા મોહબ્બત ધરાવવા લાગ્યો ! એટલુંજ નહિ પણ કોઈ કોઇ વખતે જાઅફરને ઉમદા નાદર બક્ષીસો આપવા લાગ્યો અને દિન-પ્રતિદિન પોતાનો પ્યાર તેઓ પ્રત્યે જાણે વધ્યો જતો હોય તેમ ઝાહેરમાં વર્તન ચલાવવા લાગ્યો !

બાદશાહના પોતાની પ્રત્યેનાં આવાં પ્યાર અને ઇનઆમ અકરામની નાદર નવાઝેશોથી બગદાદનો વઝીર જાઅફર ખુશી થવા લાગ્યો! અને તેથી તેની વધારે અને વધારે ખાત્રી થવા લાગી કે, અમારો ભેદ—ભરમ એવો તો સફાઇ અને સાવચેતીથી છુપાવવામાં આવ્યો છે કે જેની ગોયા હદ નથી ! હારૂન જોકે જાહેરમાં હસતા ચહેરે ખુશ મીઝાજમાં રહેવાનો ડોળ કરતો હતો; છતાં પણ તે બાબત તેના દીલમાં એક કંટકની જેમ ખટક્યા કરતી હતી ! અને કોઇ પણ પ્રકારેએ બાબત તેના દીલમાંથી દુર થતી ન હતી ! આ તેના

ખાનદાન સાથે અગત્યનો સંબંધ ધરાવતી એક વિચિત્ર પ્રકારની ગંભીર બાબત હતી અને તેથી તે આ વિષે જેમ જેમ વિચારમાં ઉંડો ઉતરતો જતો હતો- તેમ તેમ આ બાબત તેને એક ગંભીર પ્રકારના દર્દની જેમ સાલતી હતી ! આથી તેને રાત્રિ દિવસ જરાએ ચેન પડતું ન હતું ! કારણ કે બાતિનમાં તો જાઅફર અને અબ્બાસા પ્રત્યેની તેની મોહબ્બત કબરવાસ થઇ ચુકી હતી, અને તેની જગ્યો દુશ્મની અને વેર—કીનાએ લઇ લીધી હતી !

—:o:—

## પ્રકરણ ૫૧ મું.

## ફાની દુનિયા !

ખરેખર ! આ દોરંગી દુનિયાનો દોર અજબ હયરત પમાડનાર અને ચિત્રવિચિત્ર નવાઇઓથી ભરપુર છે ! આપણે આ દુનિયાની અજાયબીઓ જોવા અર્થે હજારો માઇલોની મુસાફરીઓ ખેડીએ છીએ; પરંતુ ખરૂં જોતાં આ સૃષ્ટિની ઘટમાળમાં જે અવનવા મોટા મહાન ફેરફારો અવારનવાર થયા કરે છે; તેનું દીગ્દર્શન પ્રત્યેક મનુષ્યને કરવું કેવળ આવશ્યક છે ! આ ફાની અને નાપાયાદાર દુનિયાનો રંગ આકાશના વાદળાંનાં પળવારમાં બદલાતા રંગબેરંગી રંગો કરતાં કાંઇ જુદો નથી ! ઋતુઓના ફેરફારમાં આ માલેકુલગયબે જે પયદાશોને જન્મ આપ્યો છે; અને તેથી એક ઋતુ બદલાતાં આપણને કુદરત પોતાની અણુદીઠ શક્તિઓનું જે ભાન કરાવે છે, તે ઘણે દરજ્જે આપણને ગ્રહણ કરવા લાયક પાઠ પુરો પાડે છે ! અને તેથી આજે

જે કોઇ તાલેવંત થઇને મૂછોપર તાવ દઇને તાગડધીન્ના કરે છે, તે થોડા સમયમાં આ દુનિયાની ગરદીશના ચક્કરમાં સપડાઇ પડે છે; અને થોડા વખતમાં તેજ તાલેવંત તળીયાઝાટક થઇ જાય છે; તે માત્ર કુદરતના ફેરફાર શિવાય કશું નથી ! આપણે કદાચ આ ફેરફારોથી કોઇક વખતે અજબ થઈએ છીએ; તે આપણા જ્ઞાનના અધુરાપણા શિવાય બીજું કાંઇ નથી ! તેવીજ રીતે ગરીબ તાલેવંત અને તાલેવંત ગરીબ, બીમાર તંદુરસ્ત અને તંદુરસ્ત બીમાર થાય છે, એ સર્વે કુદરતના અલૌકીક ફેરફારથી બને છે. આ દુનિયા ખરેખર કુદરતને ઘણી આભારી છે ! ચડતી પડતીનો ક્રિયાક્રમ કુદરતેકાબિલા સાથે એટલો બધો અતલગનો સંબંધ ધરાવે છે, કે તેમાં ડાહ્યા મનુષ્યનું ડહાપણ કામમાં આવતું નથી ! અને તેથી જાઅફર જેવો બગદાદના બાદશાહનો શાણો અને સુશીલ વજીર જે ચડતીના શીખરની ટોંચ પર પહોંચીને બાદશાહની અંગત પ્રીતિનું પાત્ર થઇ પડયો હતો અને બાદશાહની પ્યારી બ્હેન અબ્બાસાના પ્રેમભીના દીલનું લોહચુંબક મીસાલ આકર્ષણ કરનાર તેમજ તેના ભોગ–વીલાસો અને માયા મોહબ્બતનું સાધન થઇ પડયો હતો તેજ જાઅફર–બગદાદની સલતનતનો શાણો સુકાની અને રાજ્યની લગામના મદારી–ઉપર અત્યારે આફત અને મુસીબતનાં વાદળો દરેક પળે તૂટી પડતાં જણાતાં હતાં ! દુનિયા ખરેખર દોરંગી છે ! જે બાદશાહના હ્રદયમાં જાઅફરની રાજ્ય પ્રત્યેની ઉંડી વફાદારી વિશ્વાસ અને અંગત માયા મોહબ્બતે ઘર કર્યું હતું. તેજ બાદશાહના દીલમાં અત્યારે જાઅફરનો ઘાટ કેમ ઘડવો ? અને તેને કેમ ફરેબ આપીને કતલ કરાવી નાંખવો એજ વિચારો રમી રહ્યા હતા ! અહા ! કાળની કેટલી બધી વિચિત્રતા ! જે બાદશાહ પોતાના વઝીર પર જાન કુરબાન કરવા તૈયાર હતો;

તે અત્યારે તેનું લોહી ચુસી લેવાને કેટલો બધો આતુર હતો? આહા ! લાંબા સમય સુધી જાઅફરે જે અડગ વફાદારી સમેત રાજ્યના હિતમાંજ પોતાનું શ્રેય માન્યું હતું, જેણે બગદાદની શેહનશાહતના ભલા માટે જીવતોડ ઝેહમતો ઉઠાવી હતી અને ખુદ બાદશાહનાં અને પ્રજાનાં બંનેનાં હીત સાચવીને રાજ્યનું સુકાન મહા બુદ્ધિબળથી અને અંગત મુશ્કેલીઓ અને હુમલાઓને ભોગે ચલાવ્યું હતું તેજ વઝીર જાઅફરને હવે જલ્દીથી કતલ કરી નાંખવામાં આવે તો પોતાને શાંન્તિ અને સંતોષ થાય તેવા વિચારમાં અત્યારે બગદાદનો બાદશાહ ગરકાવ હતો ! અહાહાહા ! શું ત્યારે શહેનશાહતની આવી લાંબી અને જીવતોડ સેવાઓ બજાવવાનો બદલો બગદાદનો બાદશાહ આ પ્રમાણે વાળતો હતો ? અફસોસ આવા મિથ્યાભિમાની બાદશાહ પર ! કે જે આ પ્રમાણે પોતાના પ્યારા વઝીરને માત્ર પોતાનો એક નહિ પાળી શકાય તેવા હુકમનો અનાદર કરવા માટે કતલ કરાવવા તૈયાર થયો!

ખરેખર ! આ દુનિયા એક નાપાયાદાર અને ફાની મકાન છે ! કે જેને આખરે આપણે સર્વેએ છોડીને ચાલ્યા જવાનું છે, ત્યારે તેમાં કોઇએ અભિમાની થઈને પોતાના વ્હાલા અને વફાદાર મિત્રો, સંબંધીઓ કે નોકરો ચાકરો સામે જુલ્મની તેઝદાર તલવાર કે કડવાસ ઉત્પન્ન કરનારી નિર્લજ વર્તણુક ચલાવવી જોઈતી નથી ! આ વિષે એક ગઝલ નીચે આપવામાં આવે છેઃ—

**ગઝલ.**

રખ નામકી નશાની, દુન્યા સમજ હય ફાની !
ન બૈઠ બન ગુમાની, દુન્યા સમજ હય ફાની ! ૧
કયા ઝોરસે કસી હય, બદ કામપે કમર કો !
કુચ્છ ખવફ કર બેભાની, દુન્યા સમજ હય ફાની ! ૨

કર કામ વોહ કે જીસમેં, હો રબ હંમેશાં રાઝી !
ઓર છોડ સબ કહાની, દુન્યા સમજ હય ફાની ! ૩
જબ સાથ કોન હોગા, તન છોડ દમ ચલેગા !
કર કયું ન હો આશાની, દુન્યા સમજ હય ફાની ! ૪
દુન્યા મંય આકે રબકો, બિલકુલહી ભુલ બૈઠે !
જેસે બને બેઈમાની, દુન્યા સમજ હય ફાની ! ૫
સબ છાંડ દે ફિકર કો, હક નામકા ઝીકર કર !
ગર નાવ હે તિરાની, દુન્યા સમજ હય ફાની ! ૬
"નુરાની" યેહ હમેશાં, રખ યાદ દીલમેં અપને !
રખ નામકી નશાની, દુન્યા સમજ હય ફાની ! ૭



## પ્રકરણ પર મું.

### જાઅફરનો પત્ર.

આપણે આગળ જોઈ આવ્યા તેમ અબ્બાસાએ બીજા પુત્રનો જન્મ આપ્યા પછી અને તેઓને હમીદા સાથે મકકેમોઅઝમઝામા રવાના કરી દીધા પછી તેની ફીકર ચિંતા અને ખરા દીલની ઉંડી બળતરા અને જલનમાં રોજબરોજ મોટો વધારો થતો ચાલ્યો ! તેથી ટુંક સમયમાં અબ્બાસાનો યુવાનીના બહારમાં ખીલી નીકળેલો સફેદ ગોટા જેવો હસતો ચહેરો સોસાવા લાગ્યો !! રાત્રિ દિવસની અસહ્ય ચિંતા અને રાત્રિએ આવતાં બીહામણાં સ્વપ્નાઓથી તે હવે નિદ્રામાંથી ચોંકી જવા લાગી અને પોતાના પ્યારા પુત્રોને દુરદરાઝના મુલકમાં

એકલા છોડી આપવાથી તેને હાય અફસોસીના ઉંડા નીસાસાથી દરેક પળે યાદ આવતાં જે અસહ્ય દુ:ખ થતું હતું તેનું વર્ણન કરવું કેવળ અશક્ય છે ! એક માતાના જીગરના ટુકડાઓને અજાણ્યા પ્રદેશમાં જો કોઇને સોંપવાની તેને ફરજ પાડવામાં આવે તો તેને કેવા પ્રકારનું કેટલું અને કેવું દુ:ખ અને ચિંતા થાય તેનો ખ્યાલ માત્ર તેનેજ આવી શકે કે જેણે નવ માસ સુધી પોતાનાં પ્યારાં બાલુડાંઓને પોતાના જીવના જોખમે પેટમાં આળોટવા દીધાં હોય! છોકરાંઓ આ દુનિયાની રોશની જુવે તે પ્રથમ તેઓને સંભાળપૂર્વક જન્મ આપતી વેળાનાં જે અવર્ણનીય કષ્ટો એક માતાને ભોગવવાં પડે છે, તેનો ખ્યાલ તેના શિવાય બીજા કોઇને આવી શકવો સર્વદા અશક્ય છે ! અને તેથી આવી અવર્ણનિય પીડા અને જાતી ભોગે જે માતાએ જીંદગીના જોખમે પોતાનાં બાળકોને જન્મ આપ્યો હોય તેઓને જો જબરદસ્તીથી આ પ્રમાણે મોકલી દેવાની ફરજ થઇ પડતી હોય તો તેનાં દુ:ખ અને હદબાહેરની અંતરપીડાનું વર્ણન કરવું બેજા છે ! અને તેથી અબ્બાસા અત્યારે પોતાના મહેલના એક સુશોભિત રીતે આરાસ્તા કીધેલા કમરામાં તેવીજ અસહ્ય પીડામાં અને દુ:ખી અને દર્દમંદ જીગરે નીસાસાપર નીસાસાઓ નાંખતી ગંભીર પ્રકારની ઉદાસીમાં બેઠેલી જણાય છે. પોતાની બાઇની આવી સખ્ત પ્રકારની ગમગીની અને ઉદાસી જોઇને મરજાનને ઘણી દીલગીરી થતી હતી. તે પોતાના તમામ ઇલાજો અત્યાર આગમચ અજમાવી ચૂકી હતી, પરંતુ તેથી શાહજાદીને કશો પણ આનંદ અને સંતોષ મળતો ન હોવાથી તે પણ હવે વધુ ચિંતાતુર બની હતી. તે ચાલાક દાઇ હવે પામી ગઇ હતી કે—મામલો હવે વધુ બહેકતો જાય છે; કારણ કે શાહજા-

દીની વાત જાહેર થવાનો થોડો ઘણો સણુસણાટ તેને કાને પડી ચુક્યો હતો અને હવે આ ભેદ વધુ પ્રમાણમાં જાહેર થયો તો તેનું કેવું ગંભિર પરિણામ આવશે તેનો તે ખ્યાલ કરી શકી ન હતી ! આમ છતાં તે શાહજાદીને વખતોવખત દીલાસો આપ્યા કરતી હતી અને તેથી જ્યારે તેણે અબ્બાસાને આવી સખ્ત પ્રકારની બેચેની અને ઉદાસીમાં ગરકાવ થએલી જોઇ ત્યારે બંને હાથ જોડીને અર્ઝ કરવા લાગી કે, "શાહજાદી સાહેબ ! આપના ઉપર હું કુરબાન થઈ જાઉં ! આપ શા માટે ઉદાસ જણાઓ છો ?"

અબ્બાસાઃ—' હું ઉદાસ નથી ! પરંતુ વખતો વખત કાંઇ ખરાબ વિચાર આવવાથી મારો જીવ ઉદાસ બની જાય છે !"

મરજાન—" એ સાચ્ચું છે ! હાલમાં આપ શું વિચારમાં ગુંથાએલાં છો ?"

અબ્બાસા—" બીજો વિચાર તે કયો હોય ! મારા દીલની વરાળ તું કયાં જાણુતી નથી ? !"

મરજાન—" શાહજાદી ! આવા વિચારોને હવે છોડી આપો ! ખુદાની મહેરબાનીથી હવે વજીર સાહેબ પણ આપના મેળાપ માટે અવારનવાર આવ્યા કરે છે !"

અબ્બાસા—" કેમ મરજાન ! અમારો ભેદભરમ આજ દીન સુધી તદ્દન સચવાયલો રહ્યો છે, તેમાં તો હવે શક રહ્યો નથી ને ? ખુદાનાં ફઝલો કરમથી અમારી લાજ આબરૂ સલામત રહી છે નહિ-તર છાના છુપા આવવાના મોટા બનાવો બન્યા છતાં અને મારા પેટે એ બાળકો અવતર્યા છતાં છુપું રહેવું એ મહા મુશ્કેલ છે ! ખરે-ખર ! અમારા પર ખુદાએતઆલાની સંપૂર્ણ મહેરબાની છે ! અને તે માટે તે માલિકના કરોડો શુક્રીયા બજાવી લાવવા જોઇએ !"

મરજાને ઘણા ધીમે સ્વરે ઉદાસીથી જવાબ વાળ્યો કે, "જી હા ! આપનું કહેવું રાસ્ત છે ! અલ્લાહ પાકને જે મંઝુર હશે તે થશે !"

મરજાનના આ જવાબથી અબ્બાસાએ કંઈક ગભરાતાં પૂછ્યું કે, "ઓ મરજાન ! આજે તારો ચહેરો પણ ઉદાસ કેમ જણાય છે ? તેં આજે આવો જવાબ કેમ આપ્યો ? શું આપણી વાતને જાહેરાત મળી ચૂકી છે ?"

મરજાને હાથ જોડીને અર્ઝ કરી કે, "નહિ હુઝુર ! કાંઈ નથી ! પરંતુ......"

આ સાંભળીને અબ્બાસા થર થર ધ્રુજવા લાગી અને બહુ ગભરાઈને પુછવા લાગી "અરે મરજાન ! તું અર્ધું બોલીને કેમ ચુપ થઇ ગઇ ? હાય અફસોસ ! આપણા ભેદને જાહેરાત મળી ચૂકી લાગે છે ! હજુ તો હું અલ્લાહ પાકનો શુક્ર કર્યા કરૂં છું અને આપણો ભેદ છુપો રહેવાપર ખુશી છું ! પરંતુ તારા આવા અનિશ્ચિત જવાબથી તેમજ તારા આવા ઉદાસીભર્યા ચહેરાથી મારી ખુશાલી ઉડી ગઈ ! માટે જે હોય તે ખરેખર સાચું કહી સંભળાવ !"

મરજાન—"મારાં વ્હાલાં શાહજાદી સાહેબ ! ખુદા આપનો મુબારક છાયો અમારા પર કાયમ અને કાયમ રાખે ! એવી કોઇ ખરી બાબત હજુ અજવાળામાં આવી નથી, પરંતુ કેટલીક નજીવી અને નાપાયાદાર સ્હેજસાજ ગડબડ મારે કાને પડી છે, કે જે દિવસે આપે હલીમા નામની કનીઝને જરા ધમકાવી હતી, તે દિવસે તેને બીજી કનીઝ પાસે કાંઈ બબડતી મેં સાંભળી છે. તેમાં તે એવું બોલી ગઈ હતી કે "અમે, શાહજાદી સાહેબની વાત બહુજ ખાનગી રાખવાની કોશેશ કરીએ છીએ, પરંતુ જ્યારે આવી રીતે વારેવારે ઈજા આપ્યા

કરે છે, તે તેઓના હક્કમાં બેહતર થશે નહિ !" હલીમાની વાતચીતથી મને શક રહે છે કે રખેને તેણે તમામ આપણા ભેદભરમનો થોડો ઘણો ઇશારો કોઇ આગળ કરી નાખ્યો હોય!"

અબ્બાસા—"મરજાન તેને તો મેં કદી પણ મારી નથી, પરંતુ તે જ્યારે વારંવાર સુસ્તી અને આળસ કરે છે, અને બરાબર કામ કરતી નથી, ત્યારે કોઈ વખતે ઠપકો આપું છું, તો તેમાં શું થયું? જા! જલદીથી તેને બોલાવી લાવ! કે જેથી આપણે તેને પુછીને ખાત્રી કરી લઇએ કે કોઇ પાસે આ વાત તો તે કરી આવી નથી ને?"

મરજાન—"શાહજાદી સાહેબ ! તેને આપની પાસે બોલાવવામાં કશો ફાયદો થનાર નથી!" કેમકે કદાચિતને તેણે કંઈ પણ કહ્યું હશે તોપણ તે તે માન્ય રાખશે નહિ અને ઉલટી આપણી ઉપરી થઇને વર્તન ચલાવશે! માટે હમણાં આ વાતને દાબી દો! હું કોઇ વેળાએ સારો મવકો જોઇને બીજી કનીઝો સાથે મળીને તપાસ કરી લઇશ!"

અબ્બાસા અને મરજાન વચ્ચે આ પ્રમાણે વાતચીત થતી હતી, તેવામાં એક ખવાસે આવીને મરજાનને ઇશારાથી દૂર બોલાવી અને તેના કાનમાં કાંઈ હળવેથી વાતચીત કરી, તેથી અબ્બાસાના શકમાં એકદમ વધારો થઈ ગયો ! ખવાસ અને મરજાન વચ્ચેની વાતચીત પુરી થઈ ત્યારે અબ્બાસાએ મરજાનને પુછી જોયું કે, "કેમ મરજાન ! આ બધું શું છે?"

મરજાન—"હુઝુર ! એ તો કંઇ નહિ ! હું હમણાંજ હાઝર થઉં છું !"

આ પછી તુર્તજ મરજાને અબ્બાસાની નજદીક આવીને કાનમાં કહ્યું કે, "વજીર સાહેબનો માણુસ આવ્યો છે તે મને બાહેર બોલાવે છે!"

આ સાંભળીને અબ્બાસા બહુજ ખુશીમાં આવી ગઇ અને તુર્તજ હુકમ આપ્યો કે, "જા! જા! જલ્દી જા! જો, જોઇએ શું કહેવા આવ્યો છે ?!"

આ પછી મરજાન બાહેર ચાલી ગઇ! તે પછી અબ્બાસા વિચારમાં ગરકાવ થઇ ગઇ! વજીર સાહેબનું માણુસ આવેલું જાણીને તેને ખુશી પેદા થઇ હતી ખરી, પરંતુ આવા કટાણે શા માટે માણુસ મોકલવામાં આવ્યું હશે ?! આવા વિચારથી તે એકદમ ઉદાસ બની ગઇ અને મરજાન તે માણુસ સાથે વાતચીત કરીને પાછી આવે તે પહેલાં તો તે વિચારોના હઝારો ઘોડાઓ દોડાવી ગઇ! ઘણીજ ઇન્તેજારી અને આતુરતા વચ્ચે તે મરજાનની પાછા આવવાની રાહ જોવા માટે તે દરવાઝાની સામે ને સામે એક ટશે જોઇ રહી! જ્યારે મરજાન પાછી ફરી ત્યારે ઘણીજ ઝડપે દોડતી આવી! અને તેણે તુર્તજ એક મોહર કરેલો લીફાફો અબ્બાસાની સામે પેશ કર્યો!

આ કાગળ જાઅફર તરફથી હતો!

પ્રથમ તો અબ્બાસા આ કાગળ જોઇને ઘણી ખુશી થઇ, પરંતુ જ્યારે તેમાંનો મઝમુન જાણ્યો ત્યારે વિચારના વમળમાં ગોથાં ખાવા લાગી! અને ચહેરાનો રંગ એકદમ બદલાઇ ગયો!

આ જોઇને મરજાને હાથ જોડીને ધીમા સાદે કહ્યું કે, "કેમ શાહઝાદી! ખયરતો છે? આપનો ચેહરો કેમ ઉતરી ગયો ?"

અબ્બાસા—"હા! ખયરીયત તો છે! તેઓ આ વેળાએ

મને મળવા માટે બાગમાં આવેલા છે, અને ચીઠીમાં લખે છે કે— જલદીથી ઉભા ઉભા બે વાત સાંભળી જાઓ ! આથી હું વિચારમાં પડી ગઈ કે કે આવા કટાણે કોઇ દિવસ નહિ ને આજે પ્રથમથી ખબર કહેવડાવ્યા શિવાય શા માટે ચાલ્યા આવ્યા ? આથી સ્પષ્ટ સમજાય છે કે જરૂર કાંઇ ગડબડ છે ! ”

મરજાન—“ તોબા ! તોબા ! અરે બીબી આપનું કેવું દીલ છે કે—જરા જરામાં ગભરાઇ જાઓ છો ? એમાં વળી ગડબડ શાની ? ઇન્સાન છે તે મોહબ્બતના જોશમાં ચાલ્યો આવ્યો હોય તે માનવા યોગ્ય છે ! જાઓ તશરીફ લઇ જાવો ! દીલમાં કોઈ પ્રકારનો વસવસો રાખશો નહિ ! ઇન્શાઅલ્લાહ કોઈ સારીજ બાબત હશે ! ”

અબ્બાસા:—“ ખુદા કરે ને તેમ હોય ! મારા હોંશકોશ તો ઉડી ગયા છે ! જરા મારી છાતીપર હાથ મુકીને જો કે મારૂં હૃદય કેટલું ધડકારા મારે છે ! ખુદા ખયર કરે મરજાન ! શું તેં વઝીર સાહેબના માણસને કાંઇ પુછી જોયું નહિ કે આજે વળી કાંઇ નવો બનાવ બનવા પામ્યો છે ? ”

મરજાનઃ “ મારાં શાહઝાદી ! મેં તો પુછી જોયું, પરંતુ તેણે એવો જવાબ આપ્યો કે હું તે વિષે કશું જાણતો નથી ! ”

આ પછી અબ્બાસા ઉભી થઇ અને મરજાનને હુકમ કીધો કે— “ તુંતે માણસને જઇને પુછી આવ કે મને શા માટે બોલાવવામાં આવે છે ? ”

અબ્બાસાના કહેવાથી મરજાન બાહેર ગઇ ! જે પછી તે બાગમાં જવાની તૈયારી કરવા લાગી ! આ બાગ એક શાહીબાગ હતો અને તેનો મોટો મુખ્ય દરવાજો શહેર તરફ પડતો હતો ! આહા ! આવા બાગે—બેહીશ્ત જેવા ખુશનુમા અને દીલપઝીર બગીચાની ખુબીઓનું

કેવી રીતે વર્ણન થઈ શકે ? ! આ બાગમાં દરેક જાતનાં મીઠી અને મધુરી ખુશબોવાળાં ઝાડો અને રોપાઓની રોપણી કરવામાં આવી હતી, અને તે બાગ શાહી બેગમો તથા શાહઝાદીઓનાં આલીશાન ભવ્ય મહેલોની વચ્ચે બનાવવામાં આવ્યો હતો. આ બાગની ઠંડા પવનની મધુર મંદ મંદ લ્હેરીઓ તે ગગનચુંબિત મહેલોની બારીઓ વાટે તેમાં જતી હતી. જેથી શાહી ખાનદાનની શાહઝાદીઓ અને બેગમો કોઈક વખ્તે તે બારીઓમાંથી એ બાગનાં ખીલી નીકળતાં મધુર પુષ્પોની પમરાટથી અને હવાથી ડોલતી ઝાડોની ડાળીઓના ખુશનુમા પવનના બહારથી પોતાની આંખ્યોને ઠંડક અને દીલને રાહત આપતી હતી ! બગદાદના આ બાગમાં જવા માટે ખાસ કરીને બાદશાહની માનીતી બેગમ ઝુબીદા બેગમ અને શાહઝાદી અબ્બાસાના મહેલોના દરવાજા આ બાગમાંજ આવેલા હતા !

આ પછી અબ્બાસાએ ભિન્ન ભિન્ન પ્રકારનાં કીંમતી સુંદર વસ્રો પહેર્યાં અને હીરા માણેકનાં કેટલાંક ઉમદા હારો ગળામાં લટકાવીને તમામ જાતનો શણગાર સજ્યો ! અને તે પર ઉંચામાં ઉંચી જાતનાં અત્તરોની ખુશબો લગાડીને બની ઠનીને તૈયાર થઇ ! અને કનીઝને લાયકનો એક બુરકો ઓઢીને પોતાની ખાસખવાસ મરજાન સાથે તે બાગમાં જવાને રવાના થઇ ! બાગમાં દાખલ થયાં. પ્રથમ તે બાગના દરવાઝાને બહુજ સાવચેતી સમેત હળવેથી ખોલવામાં આવ્યો ! અને પાછો તેજ પ્રમાણે બંધ કરી દેવામાં આવ્યો ! બાગમાં દાખલ થયા પછી તેઓને જણાયું કે બાગનો મહેલ ખાલી છે અને તમામ ચોકી પહેરાવાળા સિપાઇઓ ચાલ્યા ગયા છે ! જાઅફર આ વેળાએ એ બાગના કેટલાંક ઝાડોની નીચે એક ખુણે ખાંચરે ધીમે ધીમે ટેલતો–ફરતો હતો ! તેવામાં જાઅફરને ત્યાં દૂરથી એ

બીએો તેની પાસે આવતી હોય તેમ સ્હેજસાજ દેખાયું ! આ જોઇને જાઅફરે પોતાના ખાસ ખવાસને કહ્યું કે, “ જરા આગળ જઇને જો કે કોણ આવે છે ?!”

ખવાસે થોડેક દૂર જઇને જોયું અને પાછાં હાઝર થઇને અને હાથ જોડીને અર્ઝ કરી કે, “ હુઝુર ! કોઈ નથી ! એ તો મરજાન છે, અને તેની પાછળ કોઈ બુરકાપોશ છે !!”

જાઅફ્રઃ—“ વારૂ ? હવે તું અહીંઆંથી દુર હડી જા!”

આ હુકમ થવાથી તે ખવાસ દુર ચાલ્યો ગયો !

તે પછી મરજાન તથા અબ્બાસા નઝદીક આવી પહોંચ્યા. ત્યારે જાઅફ્રે પુછ્યું કે, “કોણ મરજાન છે કે ?!”

મરજાને અદબ આદાબ બજાવી લાગીને અર્ઝ ગુઝારી કે, “ હુઝુરે આલી ! હા ! હું છું !” આમ કહીને મરજાન ત્યાંથી ચટ-પટ દુર ચાલી ગઈ! અને જાઅફ્ર અને અબ્બાસા તે પછી તે મેહલના પાછળના નાના દરવાઝામાં દાખલ થયા કે જે પ્રથમની ગોઠવણ મુજબ અંદરથી ખુલ્લો રાખવામાં આવ્યો હતો !

## પ્રકરણ ૫૩ મું.

—:o:—

### મેળાપ !

બાગમાં આવેલા તે મહેલમાં દાખલ થયા પછી તેઓ ગમગીની અને ઉદાસ ચહેરે એક બીજાના ચહેરા તરફ મોહબ્બત માયાની—દ્રષ્ટિ-થી ટકટક જોવા લાગ્યાં અને તેમ થયા પછી કેટલીક વાતચીતો

અને તબીયતના ખબર આપસઆપસમાં પૂછ્યા પછી અબ્બાસાએ જાઅફરને પૂછ્યું કે, "વ્હાલા! પ્રથમથી કંઇ પણ ખબર આપ્યા શિવાય આજે એકાએક કેમ આવવું થયું ?"

જાઅફર—"પ્યારી શાહઝાદી! આજે દીલમાં એમજ થઇ આવ્યું કે આજે મારે તમારી મુલાકાત લેવી!"

અબ્બાસા—"નહિ! તેમ હોઇ શકે નહિ! આમાં કાંઇ પણ મતલબ હોવો જોઇએ!"

જાઅફર—"એવો કાંઇ ખાસ મતલબસર હું આવ્યો નથી! પરંતુ હું તમારી સાથે કાંઇ વાતચીત કરવા આવ્યો છું! તે જો હું હમણા કહી દઇશ તો આપણી એકાંતની આ અલૌકિક મોઝમઝામાં ખલલ પડશે! તે એવી કોઇ ખવફ ખાવા જેવી બાબત નથી; માટે હાલ કોઈ બીજી ખુશીની વાતચીતથી આપણાં દુઃખી દીલો અને જલતાં જીગરોને રાહત આપવા દો!"

લાંબા સમય સુધી પોતાના પ્યારા અને જીગરજાન જાઅફરનો મેળાપ થયો ન હોવાથી અબ્બાસાએ આ વિષે વિશેષ પુછપરછ કરીને કંટાળા આપવાનું અને તેનું દીલ દુઃખવવાનું ઉચિત વિચાર્યું નહિ! તેણે વળી એમ પણ માની લીધું કે બાબત બહુ ગંભીર નથી, નહિતર જાઅફર તેને કદી પણ કહ્યા શિવાય રહેજ નહિ! આવી માન્યતાથી તે બીજી ખુશાલ ગુફતગુમાં જાઅફરને ગીરફતાર કરવા લાગી અને પોતાના અનુપમ સૌંદર્યતાના યૌવનના બહારનાં ટોળ ટીંખળ અને તનમનાટ મચાવી રહેલી તોફાની મશ્કરીથી તે તેને રીઝવવા લાગી! તેથી છેવટે થોડો વખત માટે તે બંન્ને વીયોગી વ્હાલાંઓ અને કામનાં પુતલાંઓની આંખોમાંથી શરમ અને હયા ઉડી ગઇ અને તેની જગ્યા કામદેવે લીધી!. તેથી તેઓએ પો-

તાનો લાંબા વખતનો વિરહ અને કામાગ્નિની તૃષ્ણા સારી રીતે તૃપ્ત કરી લીધી !

આમ કરતાં જ્યારે મોડી રાત્રિ થઇ અને સહવાર થવા લાગી, ત્યારે તેઓ બન્નેમાં ચિંતાએ ઘર કીધું, કારણ કે ગાનતાનના જલસામાં જવાનો વખત નઝદીક આવતો હતો અને હવે એક બીજાને વીખુટાં પડતાં પહેલાં જરૂરી અને ખાસ ખાનગી વાત માટે ભાન આવ્યું, તેથી અબ્બાસાએ પૂછયું કે, “કેમ પ્યારા ! આપે પેલી વાત પ્રથમતો છુપાવી રાખી! અને તે કહેવાનું આપનું દીલ ન હોવાથી મેં તે વેળાએ આપને વધારે આગ્રહ કર્યો ન હતો ! ખયર ! હવે આપણા હાથમાં ઘણો થોડો વખત રહ્યો છે ! માટે કહો તો ખરા કે તે શું વાત છે ? !”

જાઅફર—“ પ્યારી ! દુનિયાનો કાયદો છે કે જે માણસ જેવો હોય છે તેવો તે સર્વેને જાણે છે ! તેને જરા જરામાં શક પડયા કરે છે, અને કોઇ એવી બાબત નીકળે છે તો તેને વ્હેમ પડે છે કે રખેને તે આપણી બાબત હોય ! હું કોઈ સાધારણ માણસ નથી કે કોઇ જેવી તેવી અફવા પર લક્ષ આપું ! પરંતુ હાલમાં એક એવો બનાવ બનવા પામ્યો છે કે તેથી મને શક પડે છે કે રખેને આપણો મહામેહનતે સચવાયેલો ભેદભરમ બાદશાહ સલામતની હુઝુરમાં થોડો ઘણો ઝાહેર થઇ ગયો હોય ! આ માટે હું આપને પુછવા માંગુ છું કે આ મતલબને જવાબ કરતી કોઇ બાબત તમારા સાંભળવામાં આવી છે ? !”

અબ્બાસાએ ગભરાઇને અને ધ્રૂજતાં ધ્રૂજતાં જવાબ આપ્યો કે “ હુઝુર ! મેં તો એવી કોઇ ખાસ બાબત સાંભળી નથી ! પરંતુ થોડા વખ્ત પ્રહેલાં મરજાન એક ઇશારા તરીકે મારી પાસે

કંઇ કહી ગઇ છે ખરી! આ ઈશારો એવી રીતનો છે કે મેં મારી કોઇ લોંડીને જરા ઠપકો આપ્યો હતો, તેથી તે બીજી કનીઝ પાસે કંઇ બકવાદ કરતી હતી અને તેમાં તે એ પણ બોલી ગએલી કેહવામાં આવે છે કે, અમો શાહઝાદી સાહેબાની વાતચીતને બહુજ ખાનગી રાખીએ છીએ; પરંતુ જ્યારે તે મને આમજ સતાવ્યા કરશે તો તેનું પરિણામ સારૂં નહિ આવે!" આ ઉપરથી મને પણ થોડો શક રહે છે કે કદાચિતને તે આવો ઇશારો કોઇ આગળ કરી આવી હોય!"

જાઅફ્ફર:—"તો શું તમોએ તે વિષે કાંઇ તપાસ ન કરાવી?!"

અબ્બાસા:—"પરંતુ તેને પુછવાથી તે સામી આપણે ગળે પડે અને "ચોર કોટવાલને દંડે!" તેમ થાય તેથી મેં બહુજ ખાનગી રીતે મરજાનને ભલામણ કરી છે; પરંતુ આજે આપને કઇ બાબત ઉપરથી શક પડયો તે તો કહો!"

જાઅફ્ફર:—"મારી પ્યારી શાહજાદી! હું શું કહું? એ કાંઇ ચોક્કસ બાબત નથી. ખાલી વહેમ છે!"

અબ્બાસા:—"વહાલા! આપ કહેવા માટે તો તશરીફ લાવ્યાં છો! અને કેહતાં કેમ નથી?!"

જાઅફ્ફર:—"હા! પ્યારી! કહેવા માટે આવ્યો હતો ખરો, પરંતુ પાછળથી મને એવો વિચાર આવ્યો કે—તમને કેહવાથી કાંઇ ફાયદો થનાર નથી! ઉલટાં તમો ગમગીનીમાં ગરકાવ થઇ જશો અને કાંઇ સાહસ કર્મ કરી નાંખશો! આ વાત પણ નાપાયાદાર છે, માટે માફ રાખો. મને આમજ જવા દો!"

અબ્બાસાએ ઉદાશ ચહેરે કહ્યું કે, "નહિ! નહિ! આપ શા માટે વાતને છુપાવો છો? જો પ્રથમથીજ આપે આ

વિષે કશો ઇશારો ન કર્યો હતે તો કંઇ હરકત ન હતી. પરંતુ હવે તો મારા દીલમાં હજારો તરંગોનાં તોફાનો થવા લાગ્યાં છે, માટે હવે મને કોઈ રીતે ચેન નહિ પડે ! માટે ખુદાની ખાતર હવે જે હોય તે જલદી કહી આપો ! નહિતર મારી હાલત બહુ ખરાબ થઇ જશે !"

જાઅફરે એક ઉંડો નીસાસો નાંખીને રડુમસ અને ગમગીન ચહેરો કરીને કહ્યું કે,—" મારી પ્યારી શાહજાદી ! તમારૂં કેહવું ખરૂં છે કે જો હવે હું આ વાત તમને કહ્યા શિવાય ચાલતો થઇશ તો તમારા દીલમાં હજારો વસવસા ઉભા થશે માટે હવે કહી નાખું છું. વહાલી ! પાંચ સાત દિવસ પહેલાં હું બાદશાહ સલામત પાસે કોઇ અગત્યના કામકાજ માટે રાત્રિના ગયો હતો. હુઝુર તે વખતે સુઇ જવાની તૈયારી કરતા હતા. ત્યાં આગળ અમારા બંને શિવાય બીજું કોઇ હતું નહિ ! હું તેઓ પાસે બેઠો અને તેઓ વાતો કરતા કરતા નિદ્રાવશ થઇ ગએલા લાગ્યા તે વખતે તેઓની આંખ્યો નિદ્રાના સબબથી ઘેરાતી હોય તેવું મને જણાયું. તેઓએ મોં પર બરનુસ ઓઢી લીધું. મારા પ્રત્યેની તેઓની આ પહેલીજ વખતની વિચિત્ર વર્તણુકથી મને ઘણી અજાયબી ઉપજી અને હું રજા લઇને જેવો ચાલવા લાગ્યો અને દીવાનખાનાના દરવાજાની બાહેર પગ મુકયો તેવોજ મને સ્વભાવિક એવો વિચાર આવી ગયો કે થોડો વખત થોભી જાઉં. આમ વિચાર થવાથી હું થોડી વખત ત્યાંજ ગુપચુપ ઉભો રહ્યો. બાદશાહ સલામત જે કમરામાં આરામ ફરમાવતા હતા ત્યાંથી હું ચાલીને દીવાનખાનામાં થોભ્યો તેથી હુઝુર એમ સમજ્યા કે હું તો મારા મેહલ તરફ ચાલતો થયો, તેથી દીવાનખાનામાં ઉભા રેહતાં ખુદ હુઝુરનો અવાજ મારા કાનમાં

પડયો કે, "એ કમબખ્ત નાપાક ચેહેરો જોવા કરતાં તેને કતલ કરી નાંખવો સારો છે, અને મારૂં દિલ જો તેને કત્લ કરવા ન ચહાય તો પછી તે મને કત્લ કરી નાંખે તો તે પણ સારૂં છે !" આવા શબ્દો આપના ભાઇજાન કહી રહ્યા પછી તેઓએ પોતાનો ઢાંકેલો ચહેરો બરતુસ હઠાવી ખુલ્લો કર્યો અને જોયું તો હું પોતે દરવાઝામાંજ ઉભેલો છું. આથી હુઝુર બહુ ઝંખવાણા પડી ગયા અને તેઓના ચહેરાનો રંગ એકદમ ફીક્કાસ મારી ગયો, અને એકદમ ગાભરા બનીને મને પૂછવા લાગ્યા કે, "હમણાં મારી આંખ લાગી ગઈ હતી અને અર્ધનિદ્રાવસ્થામાં મારાથી જે શબ્દો બેઅખ્તીયારીથી બોલી જવાયા તે શું તમોએ સાંભળી લીધાં ?" મેં જવાબ વાળ્યો કે, "નહિ હુઝુર ! હું તો બાહેર જતો હતો તેવામાં આપનો માત્ર અવાજ સંભળાયો, બાકી મેં કાંઈ પણ સાંભળ્યું નહિ !" તેઓએ કહ્યું કે, "નહિ, નહિ ! તેમ બની શકે નહિ ! હું અર્ધ નિદ્રાવસ્થામાં જે કાંઇ બોલી ગયો તે તમે જરૂર સાંભળ્યું હશે ! કારણ કે તમો ઘણા નજદીકમાં ઉભા છો ! માટે તમારી આ વાતનો ઇનકાર હું કેમ કબુલ કરી શકું કે તમોએ કાંઇ સાંભળ્યું નથી ? ખેર ! જુઓ, આ વેળાએ અહીંઆ મારા અને તમારા શિવાય ત્રીજું કોઇ નથી. માટે મને તક આપવાની પ્રથમ તમોજ જે ચાહો તે કરી લ્યો !! હું મારા પલંગ પર સુતો છું ! લ્યો ઢીલ કરો નહિ !" આ વખતે મેં બંને હાથ જોડીને અરજ કરી કે, "હુઝુર ! આપ આ શું ફરમાવો છો ? મને કંઇ સમજણ પડતી નથી ! હું ખરૂં કહું છું કે અહિઆંથી જતી વખતે હું તો મારા વિચારમાં ગરકાવ હતો તે વખતે કોઇ ધીમો અવાજ મારે કાને પડયો તેથીજ ઉભો રહ્યો કે કદાચિત્ આપ નામદાર મને બોલાવતા હશો; પરંતુ તે એવા શબ્દો હતા

કે તેનો હું કાંઇ પણ અર્થ કરી શકયો નહિ!" મારો આ જવાબ સાંભળીને હુઝુર પાછા સુઇ ગયા અને હું મારે પોતાને ત્યાં ચાલ્યો આવ્યો. આ ઉપરથી મને શક જાય છે કે કદાચિતને આપણા સંબંધની કોઇને ખબર પડી ચુકી હોય અને તેથી હુઝુર આ પ્રમાણે ફરમાવતા હોય !

અબ્બાસા—"હું એમ ધારૂં છું કે હુઝુરની આમ કહેવાની મતલબ કાંઇ બીજીજ હશે!"

જાઅફર—"તે વખતે મારા શિવાય ત્યાં કોઇ ન હતું, અને તે શબ્દો મારા માટે બોલાયલા હતા કે નહિ તેનો પણ તેઓએ કશો ખુલાસો કર્યો નહિ, અને કહ્યું કે હું તને કત્લ કરવા ચાહું તે પ્રથમ તું મને કત્લ કરી નાંખ ! પ્રથમ હું પણ એમજ સમજ્યો હતો કે હુઝુર કાંઇક ઊંઘમાં બબડે છે, પરંતુ પાછળથી તેઓએ મને પૂછીને ખાત્રી કરી લીધી કે તે શબ્દો મેં સાંભળ્યા છે કે નહિ ! આથી મારી ખાત્રી થાય છે કે તે શબ્દો ઉંઘમાં ગફલતીથી બોલાઇ જવાયેલા નહોતા, પરંતુ બીલકુલ જાગ્રત હાલતમાંજ બોલાયેલા હતા !"

અબ્બાસા—"જો તે શબ્દો તેઓએ આપનેજ સંભળાવવા કહ્યા હોય તો પછી તેઓ નિદ્રાવસ્થાનો ઢોંગ કરીને અને મોંપર કપડું ઢાંકીને શા માટે બોલે ? શું તેઓ કાંઇ તમારાથી ડરે છે ? નહિજ. મને લાગે છે કે—આ વિષે આપની કાંઇ સમઝફેર થઇ છે. હું એ જાણવા માગું છું કે તમો હંમેશા દરબારમાં જાઓ છો, ત્યારે તેઓ તમારી સાથે બોલવા ચાલવામાં અને તમારા દરજ્જાને લાયકનું માન આપવામાં કાંઇ તફાવત રાખતા નથી ને ?!"

જાઅફર—"મારી પ્રત્યેની તેઓની પ્રથમની વર્તણુકમાં તો કોઇ

પ્રકારનો તફાવત જોવામાં આવતો નથી, પરંતુ તેથી ઉલટું હમણાં તો રોજબરોજ વધારે માયા મોહબ્બતથી બોલાવે ચલાવે છે અને વખ્તોવખ્ત ખુશીમાં આવી જઇને ઇનઆમની પણ નવાજેશ કરતાં રહે છે, તેમ છતાં મને એમ જણાય છે કે–તેઓને આપણા વિષે કાંઇ ખબર તો પડી ગઇ હશે: પરંતુ પોતાની ચાલાકી અને દુરઅંદેશીથી પોતાના લાભ ખાતર તે વાત આપણાથી છુપાવે છે ! તેઓને જેટલા હું ઓળખી શકયો છું, તેટલા તમો ઓળખી શકયા નથી ! તમો જાણો છે કે–રાજયની તમામ લગામ મારા હાથમાં છે તેથી કદાચિતને મને છેડવાથી કાંઇ તોફાન જાગે તે મસલહતથી તેઓ હાલમાં આપણાથી છુપાવતા હોય તો તે બનવા યોગ્ય છે ! ”

આ સાંભળતાંજ અબ્બાસાના હોંશ–કોશ ઉડી ગયા અને તેની પક્કી ખાત્રી થઇ ગઇ કે અલબત કાંઇ પણ ભેદ જરૂર ખુલ્લો થવા પામ્યો હશે ! સુકા લાકડાની જેમ તે જરા પણ હાલ્યા ચાલ્યા શિવાય ચુપ થઇ અને આ વાતથી તેની નાઝુક તબીયતને એટલી બધી ગમગીની ઉત્પન્ન થઇ કે–જોતે મગજનું સમતોલપણું બરોબર ન જાળવતે તો જરૂર બેશુદ્ધ થઇને ઝમીન પર પડી જાત ! અબ્બાસાની આવી વિચિત્ર પ્રકારની હાલત જોઈને જાઅફર પણ ગભરાયો અને અબ્બાસાને કહેવા લાગ્યો કે, “ ઓ મારી પ્યારી શાહઝાદી ! કેમ ગભરાઇ ગયા ? ! ”

અબ્બાસાએ છાતીપર જોરથી હાથ મારીને આંખોમાં આંસુઓ લાવીને કહ્યું કે. “ હાય ! અફસોસ ! મારી તમામ ઉમેદો અને લાંબી આશાઓ માટીમાં મળી ગઇ ! હાય ! હજુ તો કોઇ પણ જાતનો અયશ–આરામ ભોગવ્યો નથી તેટલામાંજ મોતનો સામાન તૈયાર થઇ ગયો ! ચોરોની જેમ હાય અફસોસીમાં નજીવી રાહત ઝબરદ

સ્તીથી મેળવતાં હતાં તે પણ આ જમાનાને પસંદ આવ્યું નહિ !!"

જાઅફર—" મારી પ્યારી શાહઝાદી ! તમો ગભરાવો નહિ ! એ તો માત્ર મારા દીલનો વહેમ છે ! ખરી બાબત શું છે તે હજુ મેં કોઇને પુછી જોઇ નથી ! આ વાતને પાંચ છ દિવસો પસાર થઇ ગયા છે, પરંતુ તે પછી કોઇ વેળાએ હુઝુરે તે વિષે કશી વાતચીત કરી નથી, તેમજ મેં પણ યોગ્ય ન ધારતાં પુછી નથી !"

અબ્બાસા—" આ વિષે આપનો શું અભિપ્રાય છે ? હવે કેવાં પગલાં લેવાં યોગ્ય છે ? !"

જાઅફર—" હાલમાં હું આ વિષે ચોક્કસ મત બાંધી શકતો નથી, છતાં પણ મારૂં દિલ તો એમજ સાક્ષી પુરે છે કે—આ વાતનો કાંઇ પણ ઈશારો તેઓને કાને પહોંચી ગયો હોવો જોઇએ ! સંપૂર્ણ વિચાર કરતાં આ વિષય કાંઇ જેવો તેવો નજીવો નથી. મારા આપની સાથેના થયેલા છાના છુપા મેળાપો, તમોને રહેવાનાં હમલો, એ બાળકોનાં જન્મ અને તેઓને મક્કે મોઅઝઝમા મોકલી આપવા વિગેરે વજનદાર બાબતો છુપી રહેવી એ મહા મુશ્કેલ છે ! કદાચિત્તને તેઓ મારા પર નારાજ થઈ ગયા હોય અને તેથી મને કત્લ કરવા ચાહતા હોય; પરંતુ તેમ તો બને નહિ ! તે સાથે બીજા કેટલાક વાંકને લઇને મને વખતે કતલ કરવામાં આવતો હોય !"

અબ્બાસા—" શું આપનાથી એવો બીજો કોઇ ગુનોહ થઇ ગયો છે, કે જેથી તેઓ આપને કત્લ કરવાને તત્પર થાય ?"

જાઅફર—" મેં તેઓની મરઝી શિવાય યહયાબિન અબ્દુલ્લા હુસેની સૈયદને કયદમાંથી મુક્ત કરી આપ્યા છે ! આ ઉપરાંત મારી અંગત દુશ્મની કરવા મેં તેઓના એક પ્યારા અને માનીતા માણસને નજર કેદ રાખ્યો હતો, અને બાદશાહ સલામતને એવું કહેલ

હતું કે તે મરી ગયો છે! તેવામાં એક વખત એવું બનવા પામ્યું કે-હુઝુર શિકાર કરવા ગયેલા હતા, ત્યારે તે માણસ પણ જંગલમાં નીકળી આવ્યો હતો. ત્યાં તેઓએ તેને જોયો. વળી આથી વિશેષ એ બન્યું કે-મારા એક દુશ્મન મોલવીએ તેઓના દીલમાં એવો શક પયદા કરી દીધો કે મારો મઝહબ હુઝુરના મઝહબથી વિરૂદ્ધ છે. આવાં કેટલાંક કારણોથી મારાપર ગુસ્સો છે ખરો, પરંતુ તેઓને મારાપર જે મોહબ્બત માયા છે, તે જોતાં એ ગુનાહો એવા મોટા અને ગંભીર પરિણામ લાવનારા નથી કે જેથી તેઓ મને કતલ કરી નાખવા એકદમ તૈયાર થઇ જાય! હજું પણ મારા દીલમાં એમજ આવ્યા કરે છે કે હુઝુરે જે શબ્દો તે રાત્રે કહ્યા, તે ઘણા ગંભીર અને મહાખરાબ-ખુનખાર પરિણામ લાવનારા છે! ખયર! જે બનવા કાળ હશે તે બનશે! તેમાં લાચાર ઇન્સાનનો કશો ઇલાજ નથી!"

અબ્બાસા-"પ્યારા હવે મારી ખાત્રી થાય છે કે, તમોએ મજકુર બાબતોમાં તેઓની વિરૂદ્ધ જે વર્તન ચલાવ્યું છે તેથી તેઓ ગુસ્સે થયા હશે અથવા અર્ધનિદ્રાઅવસ્થામાં બીજા કોઇ માટે એવા શબ્દો બોલાઇ જવાયા હશે; પરંતુ જ્યારે તેઓએ જાગૃત થઇને જોયું કે તમો ઉભેલા છો તેથી તે શબ્દો આપ પોતાને માથે ઓાળવી લ્યો તે માટે ચોખવટ કરવા પૂછયું હશે, અને તેજ માટે તેઓએ કહ્યું હશે કે જો બદગુમાની થઇ હોય તો મને આજ વખતે કતલ કરો! હું તમારા તાબામાં છું!"

જાઅફર—"ખુદા કરેને તેમજ હોય, અને ખુદા તમારા વિચારોને સાચાજ પાડે; છતાં પણ મારા દિલમાં એવો વહેમ પેસી ગયો છે કે, તે હવે કદી પણ નીકળનાર નથી. મારા દીલમાં ઘણા

ખરાબ વિચારો આવ્યા કરે છે, અને તેથી આજકાલમાં કાંઇ નવા જુની થાય તેવું લાગે છે ! પ્રથમ હું તમારાથી જુદો પડતો ત્યારે મને ઘણુંજ દુઃખ ઉત્પન્ન થતું તેના કરતાં આજે મને હજાર-ઘણું દુઃખ અને અફસોસ થાય છે ! હાય ! તમારાથી જુદા થવાનો ઝુલ્મ હવે આ જીગર ઝીલી શકતું નથી, કારણ કે આ દુઃખી અને દર્દમંદ દિલ એમજ સાક્ષી પૂરે છે કે હવે પછી કોઈ દીવસ મેળાપ થનાર નથી ! ”

પોતાના જીગરજાન જાઅફરના આ છાતી ફાડી નાખનારા શબ્દોથી અને તેના દુઃખી દિલના ઉંડાણના–ખરા અંતઃકરણના અ-સહ્ય બોલોથી અબ્બાસાનું દિલ ચીરાઈ ગયું ! તે એકદમ બેચેન અને ઉદાસ થઇને જાઅફરના ગળામાં બંને હાથ નાંખીને ઝારબેઝાર રડવા લાગી ! જાઅફર પણ આ છાતી ફાડી નાખનારા કલ્પાંતથી એક બાળકની જેમ રડવા લાગ્યો અને રડતાં રડતાં અબ્બા-સાના બંને નાઝુક અને સફેદ હાથોપર બોસા આપીને તેને આંખોથી લગાડીને કહેવા લાગ્યો કે, “ આહ ! પ્યારી શાહજાદી ! હવે બસ કરો ! હદ વળી ગઇ ! જરા સાંભળો તો ખરાં ! રડવાનો આવાઝ બાહેર જાય નહિ ! જરા ચેતો ચોંકો ! સાવચેત થાવ ! આપ એકાએક દિલને કાબુની બાહેર કેમ જવા દો છો ? જુવો એવું ન થાય કે આ રડવાનો આવાઝ કોઇ ચોકીદાર સાંભળીને હારૂનને ખ-બર કરી આવે અથવા તો આ ઝુબીદાના નઝદીકના મેહલમાં ખબર પડી જાય ! ”

આમ કહીને જાઅફરે પુરતી સાવચેતીથી અબ્બાસાને સમજાવી શાંત પાડી, જે પછી આ બંને વ્હાલાંઓ મહામુસીબતે દિલને ક-ઠીન કરીને એક બીજાથી જુદાં પડયાં ! તો પણ હજુ અબ્બાસાની

આંખોમાંથી આંસુઓની ધારાઓ વહેતીજ હતી. જે પછી મરજાનને લઇને અબ્બાસા પોતાના મહેલ તરફ રડમસ ચહેરે અને ગમગીન–ઉદાશ થઈ ચાલતી થઇ, અને જાઅફર પણ પોતાના નજદીક આવતા સિપાહ ભવિષ્યપર અનેક તર્કવિતર્કો કરતો અને તેની બળતરા અને જલનમાં કેવળ ઝખમી જીગરે પોતાના ખવાસ સાથે પોતાના મહેલ તરફ રવાના થઇ ગયો !

## પ્રકરણ ૫૪ મું.

---

### મક્કા તરફ કાસિદ !

જ્યારે અબ્બાસા પોતાના મહેલમાં પહોંચી, ત્યારે તેનું દિલ કાબુમાંથી જતું રહ્યું. જાઅફર સાથે થયેલી વાતચીતો યાદ કરીને તે ડુસકે ડુસકે રડવા લાગી ! તેના દીલમાં હજારો જાતના તરંગોના તોફાનો ઉછળવા લાગ્યા ! તે એટલી બધી બેચેન થવા લાગી કે–વારંવાર પલંગપરથી ચોંકીને ઉભી થઇ જતી અને કોઇક વખત ત્યાંથી ઉઠીને બીજા મકાનમાં જતી.

અબ્બાસાની આવી વિચિત્ર પ્રકારની બેચેન સ્થિતિ જોઇને મરજાન ગભરાઇ ગઈ અને તેનું દિલ બીજી કોઈ વાતચીતોમાં પરોવીને તેનો ગમ ભુલાવી દેવાની કોશેષ કરવા લાગી, અને તેને બને હાથ જોડીને કહેવા લાગી કે, " ઓ મારી શાહઝાદી ! આપ ડાહ્યાં અને અક્કલમંદ થઇને આ પ્રમાણે પોતાની હાલતને કેમ ખરાબ કરો છો ? આવી રીતે વધારે બેચેની અને ચિંતામાં રહેવાથી આપની

તબીયત બગડી જશે માટે ધીરજ ધરો અને ખુદાએતઆલા પર સંપૂર્ણ વિશ્વાસ રાખો !"

અબ્બાસા—"ઓ મરજાન ! તું ખરૂં કહે છે. હું પોતે વસ્તુ સ્થિતિને સમજી શકું છું, પરંતુ આ વેળાએ મારૂં દિલ કોઇ પણ પ્રકારે કાબુમાં રહી શકતું નથી! વારંવાર બેચેની થયા કરે છે!" હું ઘણી સબર કરવા ચાહુ છું અને દિલને મનાવવાની કોશેશ કરૂં છું, છતાં પણ મારો આવો હાલ થઇ જાય છે! મને વધારે અફસોસ તો એ થાય છે કે જ્યારે અમારા ભેદભરમની બાબત ભાઇજાનને જાહેર થશે, ત્યારે તેઓ તુરતજ અમોને મરાવી નાંખશે! હાય તેટલુંજ નહિ પણ તેઓ અમારા પુત્રોને પણ કત્લ કરાવી નાંખશે! હાય અફસોસ! હવે શું કરવું ?! જ્યારે મારાં એ લાડકવાયાં અને જીગરના ટુકડાઓની મોહબ્બત અને તેઓના નાઝુક ગોરા ગોરા ચેહરાની અને તેઓના કાલા કાલા બોલવાની મને યાદ આવે છે, ત્યારે તો મારૂં કલેજું કપાઈ જાય છે. અને બેઠી હોઉં છું તો એકદમ ઉભી થાઉં છું અને ઉભી હોઉં તો બેસી જાઉં છું!

મરજાને ઘણીજ અજાયબી સમેત પૂછયું કે, "ઓ શાહઝાદી! શું હુઝુરને આ બાબતની ખબર પડી ગઇ ? આપને કોણે કહ્યું ?!"

અબ્બાસા—"મને આ વિષે વઝીર સાહેબે કહ્યું!"

આમ કહ્યા પછી અબ્બાસાએ જાઅફર સાથે થયેલી તમામ વાતચીત મરજાનને કહી સંભળાવી!

મરજાનઃ—"હુઝુર! મને તો હજુ એ વિષે શક રહે છે, કારણ કે બાદશાહ સલામતને જો ખબર પડી ચુકી હોય તો તેઓએ કયારનોએ શોરબકોર કરી મુક્યો હોય, અને બાહેરના નહી તો ઘરના માણસોને તો જરૂર ખબર પડી ચુકી હોય! કાંઇ બીજી

વાતચીત કરતાં વઝીર સાહેબે તે પ્રમાણે કહ્યું હશે અને તે પરથી આપ " રજનું ગજ ! સમજ્યા હશો !"

અબ્બાસા:—" મરજાન ! એ વિષે હવે વધારે સ્પષ્ટિકરણની આવશ્યકતા નથી. હું બરોબર સમઝી છું. અને તે વિષે ખાત્રી પણ કરી લીધી છે. હવે મરજાન ! એવો કોઇ તોડ કાઢ કે અમારાં બાળકો સહીસલામત રહે ! અમે ભલે માર્યાં જઇએ !"

મરજાન:—" શાહઝાદી સાહેબ ! હું શું તોડ કાઢું ? ! આપ મારા કરતાં વધારે બુદ્ધિશાળી છો, માટે આપ કોઇ યુક્તિ શોધી કાઢો !"

અબ્બાસા:—" મરજાન ! આ વેળાએ મારી અક્કલ બહેર મારી ગઇ છે ! મારી બુદ્ધિ ઠેકાણે નથી ! મને કાંઇ પણ સુઝતું નથી ! જોને ! વઝીર સાહેબ સાથે ઘણો વખત સુધી વાતચીત થઇ, પણ તે વેળાએ બાળકો વિષે શું કરવું તે પણ અમો બંનેમાંથી કોઇને યાદ આવ્યું નહિ ! હવે આ બાબત હમણાં યાદ આવી, માટે તું જા અને આજ રાત્રે તેઓને પુછી આવ કે બચ્ચાંઓની સલામતી માટે હવે શું ઉપાયો હાથ ધરવા ?"

મરજાન:—" ઓ મારી શાહઝાદી ! મારી કમઅક્કલમાં એક બાબત એવી આવે છે કે આ વખતે તમારે એક કાગલ લખીને એક ભરોસાવાળા કાસિદ સાથે અબ્દુલ્લાહ પર તુરતજ મક્કે મોઅઝઝમા મોકલી આપવો, અને તે કાગળમાં તેને જણાવવું કે તમારે આ કાગળ મળતાંજ તુરતજ વગર ઢીલે મારા બચ્ચાંઓને લઇને બીજી છુપી જગ્યાએ છાના છુપા ચાલ્યા જવું અને નકામી ઢીલ કરવી નહિ !"

અબ્બાસા:—" ઓ મરજાન ! તારૂં કહેવું પસંદ કરવા લાયક

છે! માટે તું આજ રાત્રે જઇને વઝીર સાહેબની પણ સલાહ લઇ આવ કે આવતી કાલે મક્કે કાસિદ મોકલવો કે કેમ ? !"

અબ્બાસાના હુકમથી તેજ રાત્રે મરજાન જાઅફર પાસે ગઇ! અને સર્વે વિગત કહી સંભળાવી, ત્યારે જાઅફરને પણ તે વાત પસંદ પડી તેથી તેણે કહ્યું કે, "ભલે! તમો જલ્દીથી કાસિદને મક્કેમોઅઝઝમા રવાના કરો અને તેને ઘણુંજ સારૂં ઇનઆમ આપીને અબદુલ્લાહ અને હમીદા માટે પણ સારી ઉમદા કીંમતી ભેટ તેની સાથે મોકલી આપો !"

જે પછી મરજાન અબ્બાસાકને પાછી આવી અને તેને જાઅફરનો જવાબ કહી સંભળાવ્યો. આ પછી અબ્બાસાએ અબદુલ્લાહપર એક કાગળ લખ્યો અને તેને એક લિફાફામાં પેક કરીને તૈયાર રાખ્યો.

આ પછી મરજાન એક હોંશિયાર અને લાયક માણસને બોલાવી લાવી અને તેને ઘણું નાણું આપીને અને કેટલીક કીંમતી ચીજોની નાદર બક્ષીસથી ખુશી કરીને મરજાને અબ્બાસાનો તે કાગળ અબદુલ્લાહ તથા હમીદાને હાથોહાથ પહોંચાડી આવવાની તેને સખ્ત તાકીદ સાથે ભલામણ કરી. કાગળ સાથે જાઅફરના કહેવા પ્રમાણે અબ્બાસાએ તે કાસિદ સાથે કેટલીક સોના તથા ઝરજવાહેરની ચીઝો ભેટ મોકલીને તેને મક્કે મોઆઝઝમા રવાના કરી આપ્યો.



# પ્રકરણ ૫૫ મું.

## છેલ્લો મેળાપ.

એક દિવસે જ્યારે અબ્બાસા પોતાની ખાસ માનીતી હુઝુરી મરજાન સાથે કોઇ ખાનગી ગુફ્તેગુમાં ગિરફતાર હતી ત્યારે દરબારની બાહેરથી એક કનીઝે અવાજ આપ્યો કે, ઓ મરજાન ! જરા બાહેર આવી જજો ?"

આ સાંભળીને અબ્બાસા એકદમ ગભરાઇ ગઇ અને મરજાનને કહેવા લાગી કે, " જો મરજાન ! કોણ બોલાવે છે ?"

મરજાન—" શાહઝાદી ! એ તો કોઈ કનીઝ આપણા રંગમાં ભંગ પાડે છે ! જાઉં છું. શું ઉતાવળ છે ?"

અબ્બાસાઃ—" નહીં નહીં મરજાન ! તે કોઇ અગત્યના કામ માટે બોલાવતી જણાય છે ! જા ! જલદી જઇને જવાબ દઇ આવ !"

આ સાંભળીને મરજાન તુરતજ મકાનની બાહેર ગઇ, ત્યારે તે કનીઝે કહ્યું કે, " વઝીર સાહેબનું કોઇ ખાસ માણસ આવ્યું છે!"

મરજાનઃ—" જા ! તેને જલદીથી અંદર બોલાવી લાવ !"

તે કનીઝ જાઅફરના માણસને ત્યાં આગળ બોલાવી લાવી અને તેની સાથે કેટલીક વાતચીત કીધા પછી મરજાન શાહઝાદી પાસે દોડી ગઇ, અને કહેવા લાગી કે, " શાહઝાદી સાહેબા ! વઝીર સાહેબનો એક ખાસ માણસ તેઓ તરફથી મને કહેવા માટે આવ્યો છે કે આજ રાત્રિના શાહઝાદી સાહેબને મારે ત્યાં લાવજે કાંઇ ખાસ જરૂરી કામ છે, તે સાથે તેણે એમ કહ્યું છે કે કોઇ પ્રકારની

ગંભીર બાબત નથી, માટે ગભરાશો નહિ ! માત્ર કેટલીક અગત્યની વાતચીત કરવા માટે બોલાવ્યા છે.

અબ્બાસાઃ—" મરજાન ! જા ! તે માણસને જલદી રજા આપી દે અને કહે કે આજે રાત્રિના જરૂર આવીશું !"

જ્યારે મરજાન જાફરના માણસને રજા આપીને પાછી આવી ત્યારે તેણે જોયું કે અબ્બાસાનો ચહેરો એકદમ ઉદાસ થઇ ગયો છે, તેથી તે બોલી કે, " ઓ શાહઝાદી ! તમો તો વારંવાર ઉદાસ થઇ જાઓ છો ! શા માટે દિલને આટલું બધું નરમ રાખો છો ?"

અબ્બાસાઃ—" ઓ મરજાન ! તું સાચું કહે છે; પરંતુ દિલની અંદર જે બળતરા અને જલન થાય છે, તેનો કાંઈ ઉપાય નથી. જો કે વઝીર સાહેબે એમ કહેવડાવ્યું છે કે કશી ગભીર બાબત નથી, છતાં પણ તેઓ જ્યારે આપણને ખાસ કરીને બોલાવે છે, ત્યારે કોઇ નવીન ચોંકાવનારી બાબત જરૂર હોવી જોઇએ !"

આ પછી આ વિષેની ફીકર ચિંતામાં મહામેહનતે સાંજ થઇ ! રાત્રિના નિમાઝ અને ખાણાથી ફારેગ થયા પછી પ્રથમ મુજબ બહુજ છાની છુપી રીતે અબ્બાસા મરજાન સાથે જાફર પાસે ગઇ. જાફર પણ તેઓના આવવાની રાહ જોઇ રહ્યો હતો, અને તમામ જાતનો બંદોબસ્ત કરીને તૈયાર બેઠો હતો. જ્યારે અબ્બાસા અને મરજાન ત્યાં પહોંચ્યા ત્યારે જાફર પોતાના ખાસ ખાનગી કમરામાં તેઓને લઇ ગયો. મરજાન દરવાઝાની બાહેર જઇને બેઠી જે પછી તેઓ વચ્ચે આપસઆપસમાં વાતચીત થવા લાગી.

અબ્બાસાઃ—" કેમ હુઝુર ! આજે આપે મને શામાટે બોલાવી ?"

જાફરઃ—" પ્યારી શાહઝાદી ! તમોને બોલાવવાનું કારણ માત્ર એટલુંજ છે કે આજે દરબારમાં હુઝુરે મને કહ્યું કે,—" મારે

હજ કરવા જવાનો વિચાર છે માટે આપણને આવતી કાલે જુમ્માની સાંજ પહેલા અત્રેથી એકદમ રવાના થઇ જવું પડશે. તમોને પણ સાથેજ લઇ જવાના છે; માટે આજનેઆજ જલદીથી સર્વે સર-સામાન એકઠો કરીને એક મોટું લશ્કર તૈયાર કરો !" આ સાંભળીને હું બહુ વિચારમાં પડી ગયો કે જ્યારે તેઓને મુસાફરીએ જવાનું હોય છે ત્યારે દશ પંદર દિવસો પહેલાં હુકમ આપી દે છે, અને આ વખતે તેઓને એકાએક મુસાફરીએ જવાનો વિચાર કેમ થઇ આવ્યો હશે ?"

તેઓના આ એકાએક થયેલા હુકમથી મેં તેજ વખતે સર્વે નોકરો ચાકરોને સફરનો સામાન એકઠો કરવા અને લશ્કરને તૈયાર થવાના જોઇતા હુકમો આપી દીધા છે અને તેથીજ આજે બપોરથી મુસાફરીએ જવાની દોડાદોડી અને ધમાલ મચી રહી છે. હું ધારૂં છું કે તમોને પણ આ વિષેની કંઇક ખબર તો પડી ચુકી હશે !"

અબ્બાસાઃ—"હુઝુર ! મને એ વિષેની સંપૂર્ણ માહીતી હજુ સુધી મળી ન હતી, પરંતુ મારા સાંભળવામાં માત્ર એટલુંજ આવ્યું છે કે કોઇ મુલકપર લશ્કર જવાની તૈયારીઓ થઇ રહી છે; પરંતુ જો આજે બપોરેજ હુકમ બાહેર પડયો હોય તો પછી અમોને કેવી રીતે ખબર પડી શકે? હજની સફર તો હજુ ઘણાં દિવસો પછી છે, છતાં પણ આટલો બધો વહેલો અને એકજ દિવ-સમાં સર્વ સામગ્રી તૈયાર કરવાનો ઝડપી હુકમ કેમ બાહેર પડયો હશે ?"

જાઅફરઃ—"આ વિષે કશી ખબર પડી શકતી નથી, પરંતુ મારા દિલમાં હઝારો જાતના વિચારોએ અને ફીકર ચિંતાએ ઘર કીધું છે. અફસોસ ! મારા દિલમાં એમ આવે છે કે આપણા

બાળકોને મક્કે-મોઅઝ્ઝમાથી બીજે મુકામે લઇ જવાનો કાગળ તમોએ એક કાસિદ સાથે રવાના કીધો છે તે વિષેની છુપી બાતમી તેઓને મળી ગઈ હોય, અને એ સાંભળતાંજ આટલો જલદીથી જવાનો હુકમ આપી દીધો હોય !"

અબ્બાસાઃ—"વ્હાલા ! કાસિદને તો અમોએ બહુજ છાની-છુપી રીતે રવાના કીધો છે તે કોઇ આગળ એક શબ્દ પણ ઉચ્ચારે તેવો નથી. આ ઉપરાંત આપના કહેવા મુજબ અમોએ તેને પુષ્કળ નાણાં અને ભેટ સોગાદે આપી રાજી રાજી કરી દીધો છે !"

જાઅફરઃ—"એ તો સ્વાભાવિક છે કે દરેક શખ્સ પોત-પોતાના કામમાં ચાલાક અને હુશિયાર હોય છે. આ વાતમાં કશો પણ શક નથી કે આપણો તમામ ભેદ—ભરમ તે નીમકહરામ કનીઝે બાદશાહ સલામત આગળ ખુલ્લો કરી દીધો છે. તેઓ એક બાદ-શાહ છે અને તેથી તેઓનું દરીયાવ દિલ છે ! તેઓએ આપણી સર્વે કનીઝો અને ખવાસોને હદથી ઝયાદા ઇનામ આપી પોતાના વિશ્વાસમાં લીધા હોય અને આપણી સર્વ પ્રકારની સ્થિતિથી વાકેફ થયા હોય તો તેમાં કશું આશ્ચર્ય નથી ! પ્રથમ આપણે આ વિષે કશો ખુલાસો કર્યો નથી, અને અરસપરસ એમજ સમજાવતા રહ્યા કે—આપણો ભેદ તમામ સલામત રહ્યો છે; તેમ છતાં આપણે દિલમાં તો સારી રીતે સમજી ગયા અને ખાત્રી પણ કરી ચુકયા કે આપણો તમામ ભેદભરમ જાહેર થઇ ગયો છે !"

અબ્બાસાઃ—"પ્યારા ! જો આમજ છે તો પછી તેઓની આપણા પ્રત્યે ખફગી જાહેર થવી જોઇએ !"

જાઅફરઃ—"વ્હાલી ! તેઓ કાંઇ જેવા તેવા હલકા ખવા-સના નથી કે તડનું ફડ કરી નાંખે ! તેઓ એક બાદશાહ છે અને

તેથી એક બાદશાહને છાજતી અદાથી તેઓ પોતાના દિલની બાબત પુરતી ચોકસી કીધા શિવાય ઝાહેર થવા આપે નહિ! મને આ મુસાફરીમાં મારી સલામતી જોવામાં આવતી નથી. મને તો એમજ ખાત્રી થતી જાય છે કે—મકકે જઇને તેઓ આપણા બંને નિર્દોષ બાળકોને કબજે કરી મારા ભુરા હાલ કરશે!"

છાતી ફાડી નાખનારી આવી ગજબનાક ભવિષ્યવાણી પોતાના ભરથારના મુખથી સાંભળીને અબ્બાસાએ પોતાના બંને હાથ જાઅફરના ગળામાં નાંખ્યા અને ડુસકે ડુસકે રડવા લાગી.

જાઅફરની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં અને તે કહેવા લાગ્યો કે, "ઓ પ્યારી શાહઝાદી સબર કરો! તમે રડો નહિ! રડવાથી શું વળવાનું છે? જો આ અવાઝ બાહેર જશે તો મારા મેહેલમાં કોઇને ખબર પડી જશે! આજે મુસાફરીની ગંજાવર તૈયારીઓ થતી હોવાથી નોકર ચાકરોનો ઘણો ખરો ભાગ જાતગૃજ હશે! વળી કદાચિત્ મને કોઇ કામ માટે બાદશાહ સલામત બોલાવે તે પણ બનવા યોગ્ય છે. માટે ખુદા હાફિઝ! તમો તમારે મહેલે સીધાવો! જો જીન્દગી હશે તો પછી કોઇક વખતે મળીશું! આહ! પ્યારી શાહઝાદી! મારા દીલમાં ઘણાજ ખરાબ ખ્યાલો આવ્યા કરે છે અને ઘણા ભયાનક દેખાવો નજરે આવે છે! આપના મેળાપ પછી વીખુટા પડતી વેળાએ મને ઘણુંજ દુઃખ અને ગમગીની થતી હતી; પરંતુ આજે તો મારૂં દીલ તમારામાં એવું ભરાઇ બેઠું છે, કે કોઇ પણ પ્રકારે તમને મારાથી જુદા કરવા તે મારે માટે એક ગજબજ છે. વ્હાલી શાહઝાદી! મેં તમોને કેવા શોખ અને ઇશ્કની નઝરથી જોયાં છે; પરંતુ આજે હું આપને હસરત અને અફસોસીની ગજબનાક ગમગીનીથી જોઈ રહ્યો છું! આજે હું તમોને જે નીરાશા અને નામોશી વચ્ચે જેવી લાગણી સમેત જોઉં છું,

તેવા મેં તમોને કદી જોયા નથી. ખુદા જાણે આમાં શું ભેદ સમાએલો છે, તેની કાંઇ ખબર પડી શકતી નથી. જરા મારી છાતીપર હાથ રાખીને તો જુઓ તો ખરા કે તે કેવાં ઉછાળા મારી રહી છે ! ખરેખર ! મને તો એમજ જણાય છે કે આ આપણો છેલ્લોજ મેળાપ અને આખરી સલામ છે !"

આ સાંભળીને અબ્બાસાએ પોતાના પ્યારાના ગળામાં પાછા હાથ નાંખ્યા અને ઝારેઝાર રડવા લાગી; કારણ કે આ વેળાએ જાફરનો એક એક શબ્દ અબ્બાસાના કલેજામાં કારી ઝખમ કરતો જતો હતો. એ નાઉમેદી અને નીરાશીના શબ્દો, એ આફતકારક અફસોસીની વાતો વિગેરે તો સહજ હતી; પરંતુ ફરી કદાચ મેળાપ નહિ થાય એ શબ્દો તો ગુમ્હ કરી નાખે તેવા કાતિલ હતા. આવા કારમી અને કાતિલ શબ્દોના ઉત્તર દેવા જેટલી અબ્બાસામાં શક્તિ રહી નહતી, છતાં પણ તેણે પોતાના દિલને રોકીને કહ્યું કે, ખરેખર વ્હાલા ! આપના દીલમાં જેવો વસવસો થાય છે, તેવો બલ્કે તેથી પણ વધારે વસવસો મારા દીલમાં થાય છે. વારંવાર આપના પ્યારા ચ્હેરા સામે જોઈ રહેવા અને ગળામાં હાથ નાંખીને રડવાનું દીલ થયા કરે છે; અને મને પણ એમજ ખાત્રી થાય છે કે જે કાસિદને બાળકોને નસાડવા માટે મોકલવામાં આવ્યો છે, તેની ખબર હારૂનને જરૂર થઇ હશે; અને તેથી એકાએક એક રાત્રિ દિવસમાં મુસાફરીનો સરસામાન તૈયાર કરવાનો હુકમ આપ્યો હશે અને તેથી મને એમ સમજાય છે કે તેઓ મક્કે પહોંચ્યા પછી બાળકોને કબજે કરશે, પરંતુ તમોને કોઇ પણ પ્રકારની હરકત કરે તેવું જણાતું નથી; છતાં પણ ભવિષ્યનો ભેદ ખુદાજ જાણે ! એ ઝુલ્મી ઝાલેમને રહેમ તો છેજ નહિ; માટે દરેક રીતે આપ હુશિયાર રહેજો અને ખુદાન ખાસ્તા કોઇ બલા આવી પડે તો ગભરાશો નહિ. પરંતુ જવાંમર્દીથી

તેની સામે થજો! લશ્કર તથા તેના સરદારને તથા તમામ નોકરો ચાકરોને પોતાના કરી લેજો અને તેમ કરવા માટે પુષ્કળ નાણું અને ઝરઝવેરાત સાથે લઇ જજો, અને તેને તમામ લશ્કરમાં કાંકરાની જેમ વેરી નાંખી તેઓ તમામને તમારી તરફેણમાં લઇ લેજો! આમ કરવામાં જરા પણ બખીલાઇ કરશો નહિ!"

જાઅફર—"વ્હાલી શાહઝાદી! તમારી તમામ સૂચનાઓ સાચી છે, અને ઇન્શાઅલ્લાહ તેજ પ્રમાણે વર્તવાને મારૂં બનતું કરીશ; પરંતુ તકદીરની આગળ તદબીરનું જોર ચાલી શકતું નથી. પ્યારી! હવે ઘણો વખત વીતી ગયો છે; માટે તમો જાઓ; પરંતુ તે પ્રથમ મારા પ્યારા શાહઝાદી! મને કેહવા દો કે હું તમારો ઘણો ખતાવાર છું. મેં તમારા નાઝુક તનબદનને બહુજ રંજ અને સદમો પહોંચાડયો છે; માટે મારી ભુલ અને તકસીર માટે મને મોટા દિલે મુઆફી આપશો! હવે પછી મેળાપ નશીબ થવો તે ખુદાને હાથ છે!"

અબ્બાસાએ રડમસ ચ્હેરે જવાબ આપ્યો કે, "પ્યારા! આપ ગભરાવો નહિ. ખુદાપર વિશ્વાસ રાખો અને દિલમાં આવા ખરાબ ખ્યાલોને જગ્યા આપો નહિ!"

જાઅફર—"વ્હાલી શાહઝાદી! ખુદા પર તો વિશ્વાસ છેજ; પરંતુ મારૂં દિલ હવે બહુજ ગભરાય છે; અને તે એમ ચાહે છે કે હું ખુબ દિલ ખોલીને રડી રડી તમારી પાસેથી વિદાય થઇ જાઉં!" આમ કહીને આંખ્યોમાં આંસુઓ લાવી અને અબ્બાસાના ગળામાં હાથ નાંખીને જાઅફર બેઅખત્યારીથી ઝારેઝાર રડવા લાગ્યો તેથી અબ્બાસા પણ ખુબ રડવા લાગી. તેઓનું આ રડવું એવા તો સખ્ત પ્રકારનું હતું કે તે કલાકોના કલાક પણ બંધ રહી

શકે નહિ, તેમજ એ વેળાનો તેઓનો પ્યાર એટલે દરજ્જે વધી ગયો હતો કે—એક બીજાથી વિખુટા પડવું એ તેઓ માટે એક મહાભારત મુસીબત જેવું થઈ પડયું ! આંખોમાંથી આંસુઓની ધારાઓ દડદડ વ્હેવા લાગી; અને તે જ્યારે બંધ થઇ ગઇ ત્યારે રડવાના અવાઝમાં આંસુથી દબાયેલી આંખોમાંથી તેઓ એક બીજાને જોવા લાગ્યાં, અને સુકા ગળામાંની ખરખરાટીના અવાઝમાં ખુદા "હાફિઝ" એ શબ્દો જુદા પડતી વેળાએ એવા પુરદર્દ અને ગમગીનીથી નીકળ્યા કે તેથી સાંભળવાવાળાનાં દિલ ટુકડે ટુકડા થઈ ગયાં. છેવટે આવી આફતકારક અફસોસીના સદમાઓ અને ગજબનાક ગમગીની વચ્ચે તે બન્ને વ્હાલાંઓ એક બીજાથી જુદાં પડયાં.

મરજાન, જાઅફર અને અબ્બાસાની તમામ વાતચીત બાહેરથી સાંભળતી હતી. તે પણ એ ખરા આશક માઅશુકના હાલ પર ઝારએઝાર રડતી હતી, જ્યારે મરજાને બાહેરથી જોયું કે તેઓ એક બીજાથી જુદાં થાય છે ત્યારે એજ રડવાની હાલતમાં અંદર જઇને જાઅફરને નમીને સલામ કરી અને અદબઆદાબ બજાવી લાવીને હાથ જોડીને કેહવા લાગી કે, " હુઝુર ! અમો તમો નામદારને ખુદાની પનાહ અને હિફાઝતમાં સોંપીએ છીએ ! "

આ વેળાએ પણ જાઅફરની આંખ્યોમાંથી આંસુઓની ધારાઓ ચાલુ થઇ; અને તેથી તે રડવાના અવાઝમાં બોલ્યો કે, " ઓ મરજાન ! ખુદા તને આનો સારો બદલો આપે. તેં અમારી સાથે ઘણીજ વફાદારી અને નીમકહલાલી કીધી છે. હવે તને મારી આ છેલ્લી સલામ છે. તને વખતે કાંઈક કહેવાઈ જવાયું હોય તો મને માફ કરી આપજે."

મરજાને હાથ જોડીને કહ્યું કે, " હુઝુરે આલી આપ આ શું

ફરમાવો છો ? હું તો આપની એક અદના અને કમીની કનીઝ છું. ખુદાવંદેકરીમ ઈન્શાઅલ્લાહ આપ હુઝુરને શાહઝાદી સાથે પાછા બહુજ જલદીથી મેળવશે ! " આ પછી અબ્બાસા અને મરજાન જાઅફરથી જુદા પડીને પોતાના મહેલ તરફ રવાના થઇ ગયાં; અને જ્યાં સુધી જાઅફરે તેઓને જોયાં ત્યાં સુધી તે તેઓને એકી ટસે જોઇ રહ્યો. આ વખતે પણ જાઅફરની આંખોમાંથી આંસુઓનો ગોયા વરસાદ વરસતો હતો. તુટેલે અને નિરાશ હૃદયે અબ્બાસાને પણ પોતાના મહેલ સુધી પહોંચવું કયામત જેવું સખ્ત અને મહા મુસીબત જેવું ગજબનાક થઇ પડયું ! આખરે તે પણ હૃદયની અતિશય તીવ્ર વેદના સમેત લાચારીએ પોતાના મહેલમાં પહોંચી ગઈ અને ત્યાં જતાંજ પલંગ પર સુઈ જઇ કપડું ઓઢી રડવા લાગી.

—:o:—

# પ્રકરણ ૫૬ મું.

## બાદશાહની મુશ્કેલીઓ.

બીજે દિવસે સહવારે બગદાદ શહેરમાં જાહેર થયું કે, બાદશાહે ગઈ રાત્રિના પોતાના નોકર ચાકર વિગેરે કોઇને પણ આરામ લેવા દીધો ન હતો, પરંતુ આખી રાત્રિ મુસાફરીનો સામાન તૈયાર કરાવ્યો હતો. આ પ્રમાણે જુમ્માની નમાઝ પછી બગદાદનો બાદશાહ પોતાના વઝીર જાઅફર સાથે એક મોટું લશ્કર લઇને પુરતા દોરદમામ અને જાહોજલાલી સમેત મક્કા મોઅઝઝમા તરફ રવાના થઇ ગયો. બાદશાહના જવા પછી બગદાદ શહેરમાં તમામ ઠેકાણે વિચિત્ર વાતો થવા લાગી, પરંતુ અંદર સમાયેલા ભેદની કોઇને કશી ખબર હતી

નહિ. માત્ર અબ્બાસા અને મરજાન તે ભેદને સારી રીતે જાણતા હતા, અને ઝુબીદા બેગમને પણ તે વિષે થોડી ઘણી ખબર પડી ચુકી હતી.

મક્કાની મુસાફરીની દરેક મનઝિલોમાં હારૂન—અલ—રશીદ પોતાના વજીર જાઅફ્ફર સાથે રાબેતા મુજબ મોહબ્બત અને સુલુક કરતો હતો અને તેને પોતાનીજ સાથે ખાણું લેવા બેસાડતો હતો. તે કોઇ પણ પ્રકારે પોતાના ચહેરા પરના ગુસ્સાનાં ચિન્હો અને તેની અસર જાહેર થવા દેતો ન હતો. શાહી ધારા પ્રમાણે દરેક મનઝિલોમાં હસવું, બોલવું, અયશ ઇશરત અને ગાનતાન હંમેશ મુજબ થતું હતું. આ પ્રમાણે બગદાદનો બાદશાહ પોતાના જંગી રિસાલા સહીત મક્કામાં આવી પહોંચ્યો. તેના દિલમાં વારંવાર વિચારોના ઘોડાઓ દોડાદોડી કર્યા કરતા હતા અને અબ્બાસા અને જાઅફરનાં બે બાળકો માટે તેના દીલમાં મોટી ચિંતા પેઠી હતી, કારણ કે જો તેઓ મોટી વયના થાય તો એ બગદાદનું રાજ્ય પોતાના ખાનદાનમાં સચવાઇ રહેવું મુસ્કેલ થઈ પડશે એમ તે માનતો હતો. આ ઉપરાંત જાઅફ્ફરે તમામ રૈયતને પોતાના કાબુ અને તરફેણમાં લઈ લીધેલી હોવાથી અને જાઅફ્ફરના પિતા યહયાએ ગરીબથી અમીર સુધી ઘણાઓને ન્યાલ કરી દીધા હોવાથી તેઓ સર્વે તે પિતા—પુત્રની ખાસ તરફેણ અને લાભમાં હતાં. આવા વિચારથી બગદાદના બાદશાહની ભવિષ્યની ફિકર—ચિંતા અને મુશકેલી દરેક પળે વધતી જતી હતી, તેથી તેણે અબ્બાસાથી પેદા થયેલા બંને બાળકોનું કાટલું કાઢી નાંખવાનો મનસુબો કીધો; પરંતુ પાછળથી તેને વિચાર થયો કે, તેઓનો હજુ પત્તો નથી, ઉપરાંત તેઓ આ દુનિયાથી બેખબર નિર્દોષ બાળકો છે, તેથી તેઓથી કંઇ પણ થઇ શકે તેમ નથી, તેઓને જો પ્રથમ-

થીજ કત્લ કરવામાં આવશે તો તેથી બળવો જાગશે, માટે હાલમાં તે વાત મુલતવી રાખવી અને હાલમાં તો જાઅફરનું કાટલું કાઢી નાંખીને પછી તેના બાળકોને કત્લ કરાવી નાંખવાં. આવા આવા વિચારોમાં બગદાદનો બાદશાહ અત્યારે વિંટળાઈ ગયો હતો. તેના દિલની લગામ તેના કાબુમાં હતી, તે વારંવાર પકડી લેતો હતો અને એકદમ તડ કે ફડ કરી દેવાથી પોતે મોટી મુશકેલી અને મુશીબતમાં આવી પડશે, તેમ તે ધારતો હોવાથી તેણે પોતાના દિલને રોકી લીધું અને કાબુની બાહેર છટકવા આપ્યું નહિ, અને તેથી શું કરવું અને શું નહિ ? પ્રથમ કયું કાર્ય કરવું અને પછી શું કરવું ? તેનો કાંઈ તોડ તે ઉતારી શકયો નહિં, કારણ કે તેના માર્ગમાં મોટી મુસ્કેલીઓ અને મુસીબતો તેની સામે ડોળા ધુરકીને તેને ડરાવી રહી હતી. જે બાદશાહની ધારણામાં હરેક પળે હરકતો વધારે જતી હતી.

---

## પ્રકરણ ૫૭ મું.

## નિર્દોષ બાળકોની ધરપકડ !

આવા આવા વિચારો અને વિકટ વિટમ્બણામાં બગદાદના બાદશાહે કેટલાક દિવસો પસાર કીધા પછી હજની મોસમ પણ નજદીક આવી લાગી તેથી તેણે ધારા પ્રમાણે મકકે—મોઅઝઝમામાં હજ અદા કરી. જ્યારે તે હજ કરીને પરવાર્યો ત્યારે તેણે મક્કામાં અબ્બાસાના બાળકોની શોધ તમામ જગ્યાએ કરાવી પરંતુ હારૂનના પહોંચવા પ્રથમ અબ્બાસાએ મોકલેલો કાસિદ મકકે પહોંચી જવાથી અલ્હમદુલ્લાહ

અને હમીદા બાળકોને લઇને યમનમાં નાશી ગયા હતા અને ત્યાં બહુજ છુપી રીતે રહ્યા હતા. તેથી હારૂનને તે બાળકોનો કોઈ પણ રીતે પત્તો લાગ્યો નહિ. પોતાની યોજના અને ધારણામાં આ પ્રમાણે નિષ્ફળ અને નિરાશ થવાની હારૂન બડ હયરાન પરેશાન થયો, છતાં પણ તેણે તે બાળકોની શોધ કરવા કરાવવાનું કાર્ય પડતું મેલ્યું નહિ. આ વખતે તેણે તમામ જગ્યાએ ઘણી સખ્ત તાકીદની સાથે તજવીજ કરાવી, ત્યારે તેને એટલી બાતમી મળી શકી કે—અબ્બાસાનાં એ બાળકોને કોઇ શખસ અત્રે લઈ આવ્યો હતો, પરંતુ તે ઘણા દિવસ થયાં જોવામાં આવતો નથી. તે કોઇ બીજી જગ્યાએ ગયેલો જણાય છે. આ ખબર મળ્યા પછી હારૂને મક્કાના દરેકે દરેક રહેવાશીના મકાનમાં બહુજ સખ્ત તપાસ અને ચાંપતી શોધખોળ ચલાવી અને તે પછી જ્યારે તેને પુરી ખાત્રી થઇ કે તેઓ મક્કામાં કોઇ પણ જગ્યાએ નથી, ત્યારે પછી તેઓ ક્યાં ચાલ્યાં ગયાં છે તેની પણ બહુજ સખ્ત તપાસ કરાવવી શરૂ કીધી, અને તેમ કરવા માટે ધમકી આપવા ઉપરાંત બેસુમાર નાણાં પણ વેરવા લાગ્યો અને જે કોઇ તેનો પત્તો મેળવી આપે તેને માટે પણ એક મોટું અલાયદું ઇનામ જાહેર કર્યું. આ લાલચથી એક બદબખ્ત કે જેને આ વિષે માહિતી મળી હતી તેણે પત્તો આપ્યો કે તે બાળકો હાલમાં યમનમાં છે. આ સાંભળીને હારૂને કેટલાક માણસો એકદમ યમન તરફ દોડાવ્યાં. તેઓએ યમનમાં પહોંચતાંજ દરેક દરેક મહોલ્લાઓ અને ગલીઓ-માંના દરેક મકાનની ઝડતી લીધી અને ચાંપતી તપાસ ચલાવી. ત્યારે મહા મુશ્કેલીએ આખરે એક મકાનમાંથી તે કમનશીબ અને નિર્દોષ બાળકો તેઓને હાથ આવ્યાં !

હારૂનનાં માણસોએ તુરતજ તે બાળકોને પકડી લીધાં અને

અબદુલ્લાહ અને હમીદાને કેદ કરીને મક્કામાં હારૂનની સમક્ષ હાઝર કર્યા. આ બાળકોમાંનો એક અઢી વરસનો અને બીજો દોઢ વરસની વયનો હતો, મોટો છોકરો થોડું થોડું બોલતો પણ હતો. તેઓના ગોરા ગુલાબી ગાલો અને નાજુક નિર્દોષ તનબદન નિહાળતાંજ જણાતું હતું કે, તેઓ કોઈ જેવા તેવા હલકા માતપિતાઓના પુત્રો નથી; પરંતુ મોટા ખાનદાનનાં અને કોઇ નામચીન કુટુંબનાં સાહેબઝાદાઓ છે. તેઓના ચહેરાઓ ચંદ્રમાની જેમ ચળકતા હતા, અને તેઓ જાઅફર અને અબ્બાસા જેવાં ખુબસુરત અને પ્રકાશિત ચહેરાવાળાં બાળકો હતાં. ખરેખર ! આખા બગદાદ શહેરમાં જાઅફર જેવો કોઇ ખુબસુરત મરદ અને અને અબ્બાસા જેવી કોઇ અપૂર્વ અને અલૌકિક લાવણ્યતાવાળી સ્ત્રી બીજી કોઈ ન હતી.

હારૂન–અલ–રશીદ અબ્બાસાનાં બાળકોને જોતાંની સાથેજ લાલ અંગાર જેવો તપી ગયો. બદનમાંનું લોહી ઉકળીને ઉછાળા મારી રહ્યું, આંખોમાંથી ધુમાડા અને મોંમાંથી આતિશ જેવા ભડકા નીકળવા લાગ્યા. તેઓના ચહેરાનું રંગરૂપ અબ્બાસા અને જાઅફરને આબેહુબ બહુજ મળતું આવતું જોઇને તેને સંપુર્ણ ખાત્રી થઇ ગઈ કે આ બાળકો તેઓનાંજ છે. અત્યાર સુધી હારૂનનો ગુસ્સો ચહેરા પર જાહેર થવા પામ્યો ન હતો, કારણ કે તેણે પોતાના દિલને બહુજ મજબુતીની સાથે સંભાળીને ગુસ્સાને રોકી રાખ્યો હતો; પરંતુ તે બાળકોને જોતાંજ તેનો ગુસ્સો હદની બહાર વધી ગયો અને તેની લગામ પોતાના કાબુમાં રહી શકી નહિ તેમજ તેથી ઉપજેલા ગુસ્સાથી તપેલુ લોહી એકદમ રગેરગમાં વ્યાપી રહ્યું. એ વેળાએ તેનો ચહેરો એવો બની ગયો હતો કે, દરેક જોનાર સહેલાઇથી સમજી શકે કે- બગદાદનો બાદશાહ અત્યારે ગુસ્સાના આવેશભર્યા જુસ્સામાં ઝનુની

બન્યો હતો. તે તે બાળકોને જોઇને કહેવા લાગ્યો કે, “ ખરેખર ! આ અબ્બાસાથી પેદા થયેલાં જાઅફરનાંજ બાળકો છે; તેમાં કશો શક નથી. એ બન્નેની સુરત અને તેઓનો તમામ નકશો જાઅફર અને અબ્બાસાને બરાબર મળતો છે. હાય અફસોસ ! એ નિમક-હરામ જાઅફરે મારી તલવાર મનેજ મારી ગઝબ કરી નાંખ્યો. અફસોસ ! મેં કેટલી સખ્ત તાકીદ અને મનાઇ કીધી હતી, તે છતાં પણ તેણે મારો હુકમ અમાન્ય કરીને મારૂં માન રાખ્યું નહિ. પેલી બદબખ્ત અબ્બાસાને મેં જાતેજ સમજાવીને તમામ વાત તેના દિલમાં ઠસાવી હતી, તે છતાં પણ તેણે મારી તે સુચનાપર કશું લક્ષ આપ્યું નહિ; અને પોતાના અરબી ખાનદાનને કદી ન ભુસાય તેવું કલંક અને સખ્ત બટ્ટો લગાડયો. તેમજ અરબી ખાનદાનમાં અજમી બી રોપી દીધું. ખયર ! જે થયું તે તો થયુંજ ! હવે પરીણામપર પસ્તાવો કરવો સઝાવાર નથી; પરંતુ હવે એ નિમકહરામોને મારી આવી નફટ નાફરમાની કરવાથી એવી તો સખ્તમાં સખ્ત સઝા કરીશ કે તેઓ પણ યાદ કરશે અને આ ખલકત પણ જોશે કે—બગદાદના બાદશાહ જેવા મહાન શહેનશાહની નાફરમાની અને તેનું અપમાન કરવાથી કેવો નતીજો આવે છે ! ”

હારૂન—અલ—રશીદ ઉપલા તમામ વિચારો પોતાના દિલ સાથેજ કરી રહ્યો હતો. તે પાછો પોતાના દિલ સાથે વિમાસવા લાગ્યો કે, “ ખરેખર ! આમાં મારી પણ ઘણી ભુલ થઇ. આવા નાઝુક અને બારીક મામલામાં કોઇમાં પણ વિશ્વાસ મેલવો એ અક્કલમંદીથી ઉલટું છે. જાઅફર અને અબ્બાસા મને કેટલાં બધાં પ્યારાં હતાં; પરંતુ આ વેળાએ તેઓ મારી નઝરે કડવાં ઝેર જેવાં થઇ ગયાં છે. એક વખત એવો હતો કે તેઓ શિવાય મને ઘડીભર ચેન પણ

પડતું નહતું; પરંતુ આજે તેઓનાં માત્ર નામજ લેવાથી મારૂં દિલ બળીને ખાખ થઇ જાય છે; અને આખા શરીરમાં એક વિચિત્ર પ્રકારની સખ્ત ધ્રુજારી છુટે છે, ને જો આ બન્ને બાળકો જીવતા રહેશે અને તેઓને તેમ રહેવા દેતાં તેઓ મોટી વયનાં થશે તો મારી હયાતી અને હાજરી છતાં લોકો મારા પોતાના પુત્રો મામુન અને અમીનનો ભાવ પુછશે નહિ ? તેઓની કદર કોણ કરશે ? ખરેખર ! નાનાથી તે મોટા સુધી સર્વે રૈયત જાઅફરના કાબુમાં છે, અને તેની તમામ રીતે તાબેદાર છે. અરે ! તાબેદાર તો શું પણ કહો ને કે જાઅફરનાજ નામનો જાપ જપે છે જ્યારે આવી સ્થિતિ છે ત્યારે પછી મારી તમામ સલતનત, તાજ અને રાજ્યપાટ વિગેરે અબ્બાસાની ઓલાદને મળશે અને મારા પુત્રો કમીના નોકરો પેઠે રખડી મરશેઃ અફસોસ ! હજાર અફસોસ ! આવાં રાજદ્વારી કારણોને લઇને મારે આ બન્ને નિર્દોષ બાળકોને કત્લ કરાવ્યા શિવાય બીજો કોઇ ઉપાય નથી. હાય અફસોસ ! એક તરફથી દિલ એમ સમજાવે છે કે, આ તારી સગી બ્હેનનાં લાડકાં અને નાનાં નિર્દોષ બાળકો છે અને તેઓ કોઇ પ્રકારે હરામની ઓલાદ નથી માટે તેઓને વિના વાંકે મારી નાખવાનો તો સખ્તમાં સખ્ત ગુનાહ છે. ઉપરાંત આવા નિર્દોષ અને દુનિયાની દગલબાજીથી બેખબર બાળકોને કત્લ કરાવવાથી તેની હાય લાગ્યા શિવાય રહેતી નથી અને તેથી સત્યાનાશી થવાનો અને મુસીબત તથા આફતના પહાડો તૂટી પડવાનો પણ ખવફ રહે છે; છતાં પણ જ્યારે હું રાજદ્વારી ખટપટો વિષે વિચાર કરી જોઉં છું. ત્યારે દિલ બીજી બાજુથી એમ સમજાવે છે કે જ્યારે બાદશાહત અને હુકુમત ચલાવવા માટે આવી નડતરો અને મુશ્કેલીઓ આડી આવે ત્યારે તેને લાચારીએ દુર કરવી જોઇએ.

આ ઉપરાંત એક મોટો ખ્યાલ એ પણ આવે છે કે આ બાળકોને હાલ તરત મરાવી નાંખવાથી જાફર રમખાણ મચાવશે. કારણ કે તેણે પોતે ખાનગી જંગનો સામાન પણ તૈયાર કરાવી રાખ્યો છે: તેવી ખબર વારંવાર મારા કાને રહે છે!"

હારૂન-અલ-રશીદ ઘણો વખત સુધી પોતાના દિલમાં બેઠો બેઠો વિચાર કરતો રહ્યો તે વેળાએ તેના ચેહરાનો રંગ એકદમ બદલી ગયો હતો. તે વારંવાર બાળકોને કત્લ કરવા માટે તૈયાર થઇ જતો હતો. તે આ વખતે એટલા બધા ગુસ્સા અને જુસ્સાના વેગભર્યા આવેશમાં ઉશ્કેરાયેલો હતો કે-કોઈ પણ તેની સામે નજર સરખી પણ ફેંકી શકવાની હીમત કરી શકતું નહતું. અને તેથી આવી હાલતમાં તે નિર્દોષ બાળકો તે*ઝાલિમ બાદશાહના હાથમાંથી સલામત રહી શકે તે સર્વદા અશકયજ જણાતું હતું!

હારૂન-અલ-રશીદે તે બાળકોને તેજ વખતે કત્લ કરાવી નાંખવાનું યોગ્ય વિચાર્યું નહિ; કારણ કે તે સારી રીતે જાણતો હતો કે રાજ્યની તમામ લગામ જાફરના હાથમાં છે; તેથી જો તેને પોતાના ફરઝંદોના કત્લની ખબર પડશે તો એકદમ મોટો બળવો જાગશે અને મને તખ્તપરથી ઉઠાડી કેદ કરીને કત્લ કરી નાંખશે. આવાં રાજદ્વારી કારણોને લઇને તેણે ઝાહેરમાં તો તે બાળકોપર રહેમ દેખાડી અને જાફર અને અબ્બાસાનું કામ તમામ ન થાય ત્યાં સુધી એ બાળકોને બહુજ છુપી રીતે મદીનામાં મોકલીને ત્યાંજ નઝરબંધ રાખ્યા.

હારૂન-અલ-રશીદે તે બાળકોને મહામેહનતે અને ઘણાં મોટાં ખરચે શોધી કઢાવ્યા અને પાછા તેઓને જીવતા રહેવા દઈને છુપી

રીતે નઝરબંધ રાખ્યા. એ તમામ બાબત ઘણી છુપી રીતે કરવામાં આવી હતી; પરંતુ તે તદ્દન છુપી રહે તેવી ન હતી; કારણ કે મક્કાનાં દરેક ઘરની ઝડતી લીધેલી હોવાથી એ ખબર ગામમાં પવનવેગે ફેલાઇ ગઇ હતી અને શાહી લશકરમાં પણ એ વાત પ્રસરી ગઈ હતી, તેમજ જાઅફર અને અબ્બાસાનો ભેદ જે ઘણે ભાગે છુપો રહ્યો હતો તે પણ મક્કે ગયલા તમામ લશકરમાં ઝાહેર થઇ ગયો. આ વાતો જેઓના કાને પડી હતી તેઓ તરત હયરત પામી જતા હતા અને નાનાથી મોટી પદવીવાળા તમામ હોદ્દેદારો પોતપોતાના સાથીઓ સાથે એજ બાબતની ચર્ચા કરવા લાગ્યા. જેઓને જાઅફર અને અબ્બાસાના નિકાહની ખબર નહતી તેઓ આ સાંભળીને બહુજ અજબ થયા અને આ બાબત આટલે સુધી કેવી રીતે વધી જવા પામી હતી તે વિષે અનેક તર્કવિતર્કો કરવા લાગ્યા!

---

## પ્રકરણ ૫૯ મું.

---

## મુશીબતોનાં વાદળો.

---

જ્યારે જાઅફરને ખબર થઇ કે બચ્ચાંઓની ખુબ શોધખોળ થાય છે, ત્યારે તેણે તેઓને છુપાવવાને બહુજ સખ્ત કોશેશ કીધી હતી. પરંતુ જ્યારે છેવટે બાળકો પકડાઇ ગયાં, ત્યારે તેની હયરાની અને પરેશાનીની ગોયા હદજ રહી નહિ. તે પછી તેના જાણવામાં આવ્યું કે હારૂને બચ્ચાંઓપર રહેમ કરીને તેઓને કોઇ બીજે મુલક મોકલી આપ્યાં છે; ત્યારે જાઅફરનો ગુસ્સો અને રાત્રિ દિવસની

ચિંતા અને જીગરની જળતી જ્વાળા થોડી શાન્ત અને ઠંડી થઇ. અને બગદાદથી રવાના થતી વેળાએ અબ્બાસાએ તેને ભલામણ કીધા મુજબ તેણે બાળકોના પકડવાની ખબર અને તેને પાછા કોઇ સલામત જગોએ મોકલી આપવાના સમાચાર એક કાગળથી કોઇ ખાસ કાસિદ સાથે અબ્બાસાને મોકલી આપ્યા. અબ્બાસા એ કાગળ વાંચીને ઘણી ખુશી થઇ અને ગરીબોને ઘણી ખયરાત આપી અને બાળકો સલામત રહ્યાં તે માટે ખુદાના શુક્રનો સિજદો બજાવી લાવી.

જાઅફરને બગદાદથી રવાના થતીજ વેળાએ કત્લ થવાનો ખોફ હતો. પરંતુ મક્કે આવ્યા પછી બાળકો સપડાયા અને પોતાનો ભેદ-ભરમ તમામ મક્કાની રૈયતને ઝાહેર થઇ ગયો તેથી કોઇક વખતે તે વિષે લોકોમાં જોશભેર ચર્ચા થવાનો અને બદનામી વ્હોરી લેવાનો ભય જાઅફરને ઉત્પન્ન થતો હતો અને તેને કોઇક વખ્તે કત્લ થવાની ધાસ્તી જણાતી હતી. મતલબમાં એ કે તે વખતે જાઅફર રાત્રિ દિવસ હઝારો જાતના તરંગો અને વિચિત્ર ખ્યાલોમાં ડુબી ગયો હતો. ખાવું, પીવું અને હસીને બોલવું ચાલવું તેને સારૂં લાગતું ન હતું. તેનો ગુલાબી ગોરો ચહેરો કરમાઇ ગયો હતો અને તે પર ફીકર, ચિંતા, ભય અને ધાસ્તી વિગેરેની ગજબનાક ભયભીત છાયા પ્રગટી નીકળી હતી. તેની શક્તિ ઓછી થઈ ગઈ હતી, તનબદન લેવાઇ ગયું હતું. આ બાબતો જાઅફર માટે એવી સખ્ત ગમગીની ગજબનાક અને આફતકારક હતી કે જેની ગોયા સીમાજ ન હતી. આવી મુશ્કેલીના વખતમાં શું કરવું અને કેવી રીતે વર્તવું તે તેને સુઝ પડતું નહતું અને વારંવાર ઠંડા નિશ્વાસ નાંખીને તે પોતાના દિલને કહેતો હતો કે હાય! હવે શું થશે? વળી, આનો તે પોતેજ જવાબ દેતો અને પોતાના દિલને ધીરજ આપીને કહેતો હતો કે જે

ચનાર હતું તે અહિંઆં સુધી તો થઇ ચુકયું અને હવે આગળ શું થાય છે; તે જોવાનું છે. હવે તો તેજ થવાનું કે મારૂં નામ દુનિયામાંથી નાબુદ થશે ! હવે કાંઇ વધારે વખત લાગવાનો નથી; માત્ર હારૂનના હોઠ હાલવાની અને હુકમ કરવાનીજ ખોટ છે ! ખરેખર ! મેં ઘણુંજ ખરાબ કૃત્ય કર્યું. હું આવો અક્કલમંદ, ચાલાક અને હોંશીયાર હોવા છતાં આ બલામાં ગિરફતાર થઇ ગયો. આ આફત કે મુસીબત મારા પર કંઇ અણધારી આવી પડી નથી; કારણ કે જ્યારે હારૂને અબ્બાસા સાથે મારા નિકાહ કરી આપ્યા ત્યારથી હું જાણતો હતો કે આનું સારૂં પરિણામ આવનાર નથી. આ માટેજ મેં મારા દીલમાં ચોક્કસ ઠસાવી રાખ્યું હતું કે ગમે તેમ થઈ જાય પરંતુ અબ્બાસા સાથે મારે કશા પ્રકારનો સંબંધ રાખવો નહિ અને તેથીજ અબ્બાસાનો બેહદ આગ્રહ હોવા છતાં પ્રથમ હું તેનાથી નાસતો ફરતો હતો અને તેની લાલચોનો સરયામ ઇનકાર કરતો હતો, પરંતુ અફસોસ કે તકદીર આગળ તદબીર વ્યર્થ છે. ખયર ! હવે શું કરવું ? ખરેખર ! મને આ આફતો અને મુસીબતોમાં ગિરફતાર કરનાર તેજ ઝાલિમ હારૂન પોતેજ છે. જો તેણે અમારી વચ્ચે પરદો કરાવ્યો હોત તો અમો એક બીજાને જોવા નહિ પામત અને તેથી આવું માઠું અને ગઝબનાક ગંભીર પરિણામ બગદાદના બાદશાહની તવારીખમાં હરગિઝ નોંધાત નહિં. ખરેખર ! પાક ઈસલામ મઝહબમાં પરદા વિષે જે તાકીદ કરવામાં આવી છે; તેની કદર ઘણેખરે ભાગે આપણા ઇસલામીઓ પીછાનતા નથી એ તેઓની અધોગતીનું પરીણામ છે. ખરેખર બાદશાહો સાથે બહુજ પ્રિતિ કરવી અને તેની પ્રિતિને પાત્ર થવું તે કોઇ પ્રકારે યથાર્થ નથી. તેઓની સોબતમાં જેમ બેશુમાર ફાયદાઓ છે તેમજ તેમાં ઘણા

નુકશાન પણ સમાયેલાં છે. તેઓ સાથે તો મતલબ પુરતોજ મેળાપ કરી "છેટેથી સાલમ !" એ રીતે વર્તવું જોઇએ. ખયર ! થનાર થઇ ચુક્યું; પરંતુ હવે જો કોઈ માઠો બનાવ બનવા પામ્યો તો પ્યારી અબ્બાસા ઝુરી ઝુરીને મરી જશે ! જાઅફર આવા આવા ગંભીર અને ખરાબ વિચારો ન કરતાં ભાવિ જે કરે તે પર સબર કરીને બેશી રહેવું એમ વિચાર કરીને પલંગ પર જઇ સુઇ ગયો.

હારૂન-અલ-રશીદે પ્રથમથીજ આવો વિચાર કર્યો હતો કે જાઅફરના પિતા યહયા અને તેના ભાઇ ફઝલ અને મુસાને પણ હજની મુસાફરીમાં સાથેજ લઇ લેવા જોઈએ, કારણ કે જો તેઓને બગદાદમાં પાછળથી જાઅફરના કત્લ થવાની ખબર પડે તો રાજ્યને ઉંધું વાળી નાંખે. તેથી તેણે તેઓ સર્વેને હજ કરવાના બહાના હેઠળ પોતાનીજ સાથે હજની મુસાફરીમાં લઇ લીધાં હતાં. તેઓને પણ આ વિષેની સ્હેજસાજ ખબર હતી, પરંતુ જ્યારે મક્કે આવ્યા પછી તેઓને પણ હારૂનના મકસદની પુરી ખબર પડી ત્યારે તેઓ ઘણોજ અફસોસ કરવા લાગ્યા અને હવે કેવી રીતે કામ લેવું તેની યુક્તિ યોજવા લાગ્યાં, પરંતુ તેઓ આમાં ઝાઝા ફાવી શકે તેમ ન હતું, કારણ કે હારૂને પ્રથમથીજ તેઓનાં તંબુઓ જુદા જુદા રાખ્યા હતા અને તેથી તેઓ ખાસ એકાંત મેળવીને મળી શકે તેવો કશો લાગ હતો નહિ.

બાળકોને બાહેરગામ મોકલી આપ્યાંને હવે ત્રણ ચાર દિવસ વીતી ગયા હતા. દરમીયાનમાં હારૂને જાઅફર પર કોઇ પણ જાતનો ગુસ્સો ઝાહેર કર્યો નહતો; પરંતુ સ્વાભાવિક રીતે તેના ચહેરામાં તફાવત પડી ગયેલો પહેલી દ્દષ્ટિએ જોઈ શકાતો હતો; છતાં પણ તે હજુ પોતાના ગુસ્સાને છુપાવ્યા કરતો હતો, પરંતુ પુરતી રીતે

છુપાવી શકતો ન હતો. જ્યારે તે પોતાના તંબુમાં એકલો રહેતો હતો ત્યારે તે તેનાજ વિચારમાં ને વિચારમાં એક બાવરા બની ગયેલાંની જેમ ઉઠતો, બેસતો અને આંટા માર્યા કરતો હતો. એક રાત્રે જ્યારે તમામ લોકો સુઇ ગયા હતા અને હારૂન જાગૃત હતો, ત્યારે તેણે પોતાના ખાસ હુઝુરી મસરૂરને બોલાવ્યો, જ્યારે મસરૂર તેની સમક્ષ હાઝર થયો ત્યારે ઘણો વખત સુધી તેઓ વચ્ચે છાની છુપી વાતોચીતો થવા લાગી. તે વખતે તે જગ્યાએ બીજું કોઇ પણ ન હતું. એ વાતો એવી હળવેથી અને સંભાળપૂર્વક થતી હતી કે—તે બહુજ છુપા ભેદની કોઇ અગત્યની બાબત હશે એમ જણાઈ આવતું હતું, પણ તે વાતોના ઢંગરૂપથી જાતજાતના તરંગો ઉભા થતા હતા. હારૂને મસરૂરને એક કલાક સુધી કોઇ વાત સમજાવી, અને તે પછી મસરૂર અદબ આદાબ બજાવી લાવીને પોતાના ઉતારે ગયો. બાદશાહે તેના એક કમીના હુઝુરી સાથે શું મસલહત કરી તેની પ્રથમ તો કશી ખબર પડી શકી નહિ. પરંતુ પાછળથી એવી વાત ઝાહેરમાં આવી કે—મક્કામાં જાઅફરને કત્લ કરવાથી બળવો જાગે તે માટે મક્કાથી રવાના થઇ રસ્તામાં કોઇ મવકો મેળવીને જાઅફરને ઠાર કરવાની આ એક કમકમાટી ઉપજાવે તેવી તે ઝાલિમ બાદશાહની ઝુલ્મી મસલહત હતી.

આ મસલહત પછી સહવાર થતાંજ હારૂને હુકમ કર્યો કે—હવે તંબુઓના ડેરા અને પડાવોને અહિંઆંથી ઉપાડો અને દેશ તરફ ચાલો ! બાદશાહના તાત્કાળીક બાહેર પડેલા આ હુકમથી વળી પાછી રવાનગીની તૈયારીઓ થવા લાગી અને સર્વેએ ખાણું લીધા પછી હારૂન પોતાના તમામ લશકર સાથે મક્કએમોઅઝઝમાથી રવાના થઇ ગયો અને ત્યાંથી કેટલેક દુર જઇને કોઈ મનઝિલ પર પડાવ

નાંખ્યો. ત્યાં તે પોતાના જંગી રિસાલા સહીત ત્રણ ચાર દિવસ સુધી રહ્યો. આ મુદ્દત દરમીયાન ત્યાં હંમેશ મુજબ દરબાર ભરાતો હતો. અફસરો અને સરદારો શખેતા મુજબ આવતા જતા હતા અને તેમની સાથે બાદશાહ ખુશાલ દિલે વાતચીત કરતો હતો. હારૂન, યહયા તથા જાઅફર વિગેરેને પણ હંમેશનાં ધારા પ્રમાણે માન મરતબો આપતો હતો અને તેઓને પોતાની પાસે ખાસ જગ્યો આપતો હતો અને કોઇ પ્રકારની તેઓ વિષે ફરીયાદ કે શિકાયત કરતો નહિ.

ચોથે દીવસે હારૂને સર્વેને કહ્યું કે, "હવે એક બે દીવસમાં આપણે આ મનઝિલથી રવાના થઇ જવું છે, માટે આવતી કાલે એક મોટું જશન મુકરર કરો " આ હુકમ થવાથી જશન માટે એક મોટો આલીશાન ઝરનિગાર તંબુ ત્યાં આગળ ખડો કરવામાં આવ્યો અને તેની અંદર તમામ ફરશ, બીછાના વિગેરે બાદશાહી કાયદા પ્રમાણે ગોઠવવામાં આવ્યાં. જ્યારે બાદશાહ તે તંબુમાં ગયો ત્યારે તેણે તમામ સરદારો અને અફસરો વિગેરેને બોલાવ્યા અને જાઅફરને ઘણો આગ્રહ કરીને પોતાની ખાસ મસનદ—ગાદી પર પોતાની નઝદીકમાં બેસાડીને બહુજ ભારે કીંમતની એક ખીલઅત બક્ષીસ આપી. આ શિવાય તેણે જાઅફરના પીતા અને ભાઇઓને તેમજ બીજાઓને પણ ઘણું સારૂં ઇનામ આપ્યું અને જાતજાતના મેવા અને ખાણું વિગેરે ખવડાવી સર્વેને રજા આપી.

જ્યારે સર્વે કોઇ પોતપોતાની જગ્યોએ જવા લાગ્યા ત્યારે તેઓ આપસઆપસમાં કહેવા લાગ્યાં કે, હારૂન બાદશાહ ઘણો અકલમંદ છે, તેથી તેણે જાઅફરાના તમામ ગુનાહ મોટા દિલે માફ કરી આપ્યો અને કોઇ જાતનો ગુસ્સો ન કરતાં તેના ગુન્હાની વાતને દાટી દીધી અને જાણે કે કશુંજ બનવા પામ્યું ન હોય તે મુજબ

જાઅફર સાથે મોહબ્બત કરવા લાગ્યો ! હારૂન અને જાઅફર જ્યારે તે બાદશાહી મસનદ પર નઝદીક બીરાજમાન થયા હતા ત્યારે તેઓ પ્રથમ કરતાં એક બીજા પર વધારે પ્યાર અને માયા મોહબ્બત દેખાડવા લાગ્યા હતા. પરંતુ હારૂનના દિલમાં તે વેળાએ શું શું વિચારો ઉછળી રહ્યા હતા તેનો હાલ ખુદા અને તેના સિવાય અન્ય કોઇ જાણતું નહતું ! આજ પ્રમાણે જાઅફરની પણ વિચિત્ર પ્રકારની દુઃખ દર્દથી ભરેલી ગંભીર અને કફોડી સ્થિતિ થઇ પડી હતી. પોતાને બાદશાહની નજદીક બાદશાહી મસનદપર બેસવાનું આવું અપૂર્વ માન માત્ર ઉપલક દેખાવ માટેજ છે. એમ તે સારી પેઠે સમજતો હતો અને દિલમાં કહેતો હતો કે "હારૂને આ બક્ષિસ આપવી, મહેરબાની કરવી અને હસીને બોલવું એ તમામમાં કાંઇ મોટો ભેદ સમાયલો હોવો જોઇએ. આહ ! ખુદા ખયર કરે. મારા દિલમાં તો વસવસો થયા કરે છે કે ખુદા જાણે શું થવા બેઠું છે ? અધુરામાં પુરૂં એક નવીન બાબત હારૂને આજે એ કરી કે, જ્યારે હું બહાર નીકળ્યો ત્યારે જેમ કોઇ બાદશાહ પોતાને ત્યાં મેહમાન દાખલ આવેલા પોતાનાજ દરજ્જાના બાદશાહને વિદાય થતાં બાહેર મુકવા જાય અને માન આપે તે પ્રમાણે તે મને બહાર સુધી પહોંચાડવાને મારી સાથે મારી સ્વારીના ઘોડા સુધી આવ્યો. પ્રથમ આવા પ્રકારનું અપૂર્વ માન તેણે મને કદી પણ આપ્યું નથી, "ખરેખર ! હવે મારી જીંદગીનો જામ લબરેઝ થઇ ગયો હોય એમ જણાય છે." હજુ તે આવાજ વિચારમાં બેઠો હતો તેવામાં જ બાદશાહનો માણુસ આવ્યો અને તેણે કહ્યું કે, "હુઝુર ! આજ રાત્રે હુઝુરઆલી સારી ગાનારી કનીઝો સાથે ગાનતાનમાં મશગુલ થશે, માટે તમો પણ આજ રાત્રિના પોતાના તંબુમાં પોતાની ગાનારી કનીઝો

સાથે ગાનતાનમાં મશગુલ થાઓ અને શરાબના જામો ખુબ ઉડાવો." આ સાંભળી જાઅફરે ઉત્તરમાં કહેવડાવી મોકલ્યું કે, "હુઝુરે–આલી ! ભલે, ઘણી ખુશીથી. આપનો હુકમ હું મોટા માન અને તાઅઝીમ તવાઝોની સાથે મારી આંખો અને માથાપર ચઢાવવામાં મોટું માન સમજું છું." જ્યારે એ માણસ પાછો હારૂન આગળ ગયો ત્યારે તેણે પૂછ્યું કે, "વઝીર જાઅફર શું કામમાં હતા ?" તે ખાદીમે જવાબ આપ્યો કે, "હુઝુરે–આલી વઝીર સાહેબ તો ઉદાસ અને ગમગીન ચ્હેરે કોઇ ઉંડા વિચારમાં ગરકાવ થયેલા બેઠા હતા."

તે રાત્રિના બાદશાહ થોડો વખત સુધી પોતાના ગાનતાનના જલસામાં બેઠો અને તે પછી ત્યાંથી ઉઠીને પોતાના ખાસ હુઝુરી મસરૂર સાથે કાંઇક ખાનગી વાતો કરવામાં મશગુલ થયો. જાઅફર પણ બાદશાહના હુકમને માન આપવાની ખાતર થોડો વખત ગાન-તાનના જલસામાં મશગુલ રહ્યો તે પછી જાઅફર પોતાના તંબુમાં પ્રથમ માફક પોતાના ભવિષ્ય વિષે ગંભીરપણે વિચાર ચલાવતો બેઠો હતો, તેટલામાં હારૂન તરફથી એક માણસ આવ્યો. જાઅફરે પોતાના ખાદીમને પૂછ્યું કે "એ કોણ છે ?" ત્યારે ખાદીમે જવાબ આપ્યો કે, "બાદશાહ સલામતનો માણસ છે."

બાદશાહના માણસનું નામ સાંભળતાંજ જાઅફર ડરી ગયો. તે પછી તે માણસને અંદર બોલાવવાની જાઅફરે રજા આપી, તે અંદર આવ્યો અને તે માણસની સાથે બીજા પણ ત્રણ ચાર માણસો હતાં તે સર્વના માથાપર સોનાના થાળ હતા. એ થાળો જાઅફર પાસે મૂકીને અને હાથ જોડીને તેણે કહ્યું કે, "હુઝુરે–આલીએ આપના માટે આ હદીઓ મોકલ્યો છે !" આ સાંભળીને જાઅફરે ધારા પ્રમાણે સલામ આદાબ કહેવડાવીને બાદશાહનો ઘણો અહેસાન માન્યો. તે ગયા પછી

જાઅફરે તે થાળ ઉપર ઢાંકેલું ઝરીયાન અને મખમલી કપડું હડાવીને જોયું તો એક થાળમાં ભાતભાતના ઉંચી કીસમના અત્તરોની શીશીઓ હતી. બીજા થાળમાં કેટલીક જાત જાતની ખુશબોનો લોબાન છે અને ત્રીજા થાળમાં કેટલીક જાતના ઉમદા અને સ્વાદિષ્ટ મેવાઓ છે, અને ચોથામાં લહેઝતદાર મિષ્ટાનો અને પકવાનો છે. હારૂનની આવી મહેરબાની અને આવી ઇનાયતથી જાઅફરનું દીલ ખુશી થવાને બદલે ઓર ગમગીન થયું અને આવા ભારે કિંમતના હદીઆ અને તોહફા જેમ જખમ ઉપર નમક છાંટે તે પ્રમાણે તેને મન થઇ પડયાં અને તેથી તે કહેવા લાગ્યો કે, "યા અલ્લાહ! હારૂને શું ધાર્યું છે કે આજ સવારથી અત્યાર સુધીમાં ત્રણ ત્રણ વખત હદીઆ અને તોહફા મને આપી ચૂક્યો. આવી મહેરબાની તે કોઇ વખત મારા સાથે કરતો નહતો, તેમ તેની તેવી ખસલત પણ ન હતી; એટલુંજ નહિ પણ એવું કોઈ ખાસ કારણ પણ બન્યું નથી કે તેની ખુશાલી અથવા કામગિરીના બદલામાં તે હદીઓ આપવા જેટલું ઉદાર દિલ બતાવે. ખરેખર! જરૂર કાંઈ પણ દાળમાં કાળું છે ખરૂં. હાય! અફસોસ! હવે બીજું શું? મોત? તે હવે મને બગદાદમાં પહોંચ્યા પછી કત્લ કરાવી નાંખશે. હાય અફસોસ! હઝાર અફસોસ! આવો ગમ અને મુસીબત ને માતમનો દિવસ શાહઝાદી અબ્બાસાની મોહબ્બતે મને દેખાડયો. ખરેખર જ્યારે શાહઝાદીની મોહબ્બત ન હતી ત્યારે કોઇ જાતનો ખોફ કે ધાસ્તી કાંઇ પણ નહતી!"

ખરેખર! હું આવો હુશીઆર થઇને આવી બલામાં સપડાઇ ગયો. હું બહુજ ચેતીને ચાલનારો શખ્સ આખરે ન છુટી શકાય તેવી અણુધારી આફતમાં ફસાઇ પડયો. ઓ શાહઝાદી અબ્બાસા!

હવે હું તમારી પાસે આવી શકું અને મને તમારો મેળાપ નસીબ થાય એવું મને જણાતું નથી. હાય અફસોસ ! હવે શું કરૂં ? તારી મોહબ્બતે મને ખાકમાં મેળવી આપ્યો.

"ના ના ઓ શાહઝાદી ! તેમાં તમારો કશો ગુનોહ નથી. ખરી ખતા તો હારૂનની છે, અને તે પછી તો મારી ખતા છે!"

આ પ્રમાણે જાઅફર પોતાના દીલમાં તેમજ ઝબાનથી કહેતો હતો, તેવામાં તેનો એક ખાસ દોસ્ત અબદુલ્લાહ યહયા પાસે જઇને તેની આગળ આવી પહોંચ્યો અને તેણે જાઅફરને કહ્યું કે, "અય અઝીઝ દોસ્ત ! યહયા અને ફઝલ વિગેરે એવી માન્યતા ધરાવે છે કે હાલમાં હારૂન કાંઇ પણ કરશે નહિ; પરંતુ આ વાત ટાઢી પડવા આવ્યા પછી વરસે કે છ મહીને કોઇ પણ વાંક લાવીને તેનો બદલો લેશે માટે હાલ કોઇ પણ રીતે મુઝાવું અને ગભરાવું સઝાવાર નથી, છતાં પણ ચેતીને ચાલવું એ અક્કલમંદી છે."

આ સાંભળીને જાઅફરે એક ઠંડી 'આહ' ખેંચતાં કહ્યું કે "હા દોસ્ત, ખુદા કરે ને તેમજ હોય !"

અબદુલ્લાહઃ—"પ્યારા દોસ્ત ! તમો આવા અક્કલમંદ થઇને શા માટે આટલા બધા ગભરાઇ જાવો છો ? બાદશાહ સલામતની આજની આવી અમૂલ્ય બક્ષીસ અને ભેટ સોગાદોથી મને વિશ્વાસ છે કે તેઓએ તમારી પ્રત્યેનો તમામ કીનો દુર કરી નાખ્યો છે. ખરેખર ! મોટા માણુસોએ તેવુંજ મોટું દીલ રાખવું જોઇએ. તેઓએ તમારી નીમકહલાલી અને રાજ્ય ચાલવવાની કુનેહ જોઇને તમારા આ ગુનાહને નજીવો ગણીને માફ કરી આપ્યો જણાય છે !"

જાઅફર—"અફસોસ ! ખુદા કરેને તમો કહો છો તે પ્રમાણે થાય; પરંતુ એ વાત અક્કલ કબુલ કરી શકતી નથી. તેઓએ

મારી પાસે કોઇ પ્રકારની શિકાયત કીધી નથી. જાહેરમાં તેમજ ખાનગીમાં તેઓએ હજુ આ વાત ઉચ્ચારી નથી. તેમજ તે વિષે કશો ઠપકો પણ આપ્યો નથી. આથી મારો ગુનોહ માફ કરી આપ્યો હોય તેમ સમજવામાં આવી શકતું નથી. ગુસ્સાની આગ વરાળ નિકળ્યા શિવાય બુઝાય ખરી?!"

અબદુલ્લાહ—"વ્હાલા મિત્ર! આજ સહવાર સુધી તો અમોને સંપૂર્ણ ધાસ્તી હતી અને આપના પિતા તથા ભાઇ પણ એજ ધાસ્તીમાં ગિરફતાર હતા. પરંતુ આજની અમૂલ્ય ભેટ સોગાદોની બાદશાહી નવાઝિશ તેમજ બાદશાહની આપની સાથે હસી ખુશીથી થયેલી વાતચીત વિગેરેથી અમોને સ્પષ્ટ જણાય છે કે તેઓનું દિલ તમારા પ્રત્યે સાફ અને નીખાલસ થઇ ગયું છે!"

જાઅફર—"ભોળા ભાઇ! એમ નથી. આ તમામ તેઓના મક્ર અને ફરેબ છે! આ પ્રમાણે આપણ પ્રત્યે મહેર અને મોહબ્બત દેખાડીને આગળ જતાં કોઇ મોટા કસુરમાં લાવીને આપણો પ્રાણ કાઢી નાખશે. તમારા કહેવાથી મારી એટલી તો ખાત્રી થાય છે કે તેઓ રસ્તામાં કાંઇ તોફાન નહિ મચાવશે, પરંતુ અફસોસ કે બગદાદ પહોંચ્યા પછી તુર્તજ મારૂં માથું ધડથી જુદું કરાવી નાંખશે, અને એક વખતની આખી બગદાદ સલતનતનો ખાસ સુકાની અને બગદાદના મુખ્ય વજીર–બાદશાહના ખાસ માનીતા અને પ્યારા, રાજ્યના શાણા સલાહકારનું માથું બગદાદની જમીનમાં ધૂળ ચાટતું થશે, ત્યારે બગદાદની જમીન પોતાના ખાસ હાકેમ અને રક્ષકનું માથું આ પ્રમાણે ધૂળમાં મળેલું જોઇને કંપારી ખાશે!"

અબદુલ્લાહ:—વ્હાલા બિરાદર! તેઓના દીલમાં ખરાબ ખ્યાલ હોત તો જાહેરમાં આટલી બધી મહેરબાની ન બતાવત અને આટલું

ઇનામ અકરામ પણ ન આપત. તેઓને તે આપવાની શી જરૂરત હતી ? માટે આવા ખરાબ ખ્યાલોને છોડી આપો અને હવે થોડો અંગુરી શરાબ પીઓ કે તેથી આપના આવા ખરાબ ખ્યાલો દુર થાય અને દિલમાંથી ગમ અને ગુસ્સો નીકળી જાય !"

જાઅફર:—"અરે ભાઈ! આવી બેહદ ગમગીની અને હાય અફસોસીમાં શરાબ કેવો ?"

અબદુલ્લા:—"નહિં ભાઇ! તમારા માટે આ વેળાએ શરાબ દવા જેવો છે; માટે તેનો ઇનકાર ન કરો ?"

આમ કહીને અબદુલ્લાહે શરાબ પીવરાવનારી એક ખુબસુરત લોંડીને બોલાવી. તે તુરતજ હાજર થઈ! ઇશારો થતાંજ તે ઝટપટ શરાબનો ગલાસ લઈ આવી અને જાઅફરની સામે ગઇ. પ્રથમ તો જાઅફરે કાંઇક આનાકાની કીધી, પરંતુ અબદુલ્લાહના ઘણા આગ્રહથી શરાબનો ગલાસ મોઢું વાંકુંચુકું કરીને એક દવાની માફક પી ગયો, થોડા વખતમાં શરાબે પોતાનો અસર જણાવ્યો તેનો ગમ અને ગુસ્સો ઘણે ભાગે ઓછો થઈ ગયો. ચહેરાનો રંગ કંઇક બદલાયો અને તે અબદુલ્લાહ સાથે કાંઇક સારી રીતે વાતો કરવા લાગ્યો, તેટલામાં જાઅફરને વધારે રાહત અને મોજ મળે તે માટે અબદુલ્લાહે પછી એક ઉમદા ગાનારી કનીઝને ઇશારો કર્યો તેથી તેણે અરબી ભાષામાં ગાયન શરૂ કરી દીધું, અને અબદુલ્લાહ ત્યાંથી રવાના થઇ ગયો. નશીબજોગે ગાનારીએ પણ આ દુનિયાની નાપાયાદારી અને દરેક પળે મોત માથાપર ઉભું છે, તે વિષે ગાયન શરૂ કીધું !



# પ્રકરણ ૫૯ મું.

## જાઅફરની કત્લ !!

જાઅફર કને મજકુર ગાનારી કનીઝ હજુ ગાઇ રહી હતી, અને છેલ્લી કડી બીજી વખત લલકારતી હતી, તેટલામાં એકાએક બાદશાહનો પેલો હુઝુરી મસરૂર જાઅફરના તંબુમાં રજા શિવાય દાખલ થયો. તે અંદર દાખલ થતાં થોડે દુર ઉભો રહ્યો અને અંદરનો તમામ બનાવ જોવા લાગ્યો. જાઅફરની દ્રષ્ટિ પણ તેની તરફ પડી અને તે મસરૂરને એકાએક રજા શિવાય અંદર આવતો જોઇને ગભરાઇ ગયો. હજુ તો ખરાબ ખ્યાલો અને ગમ થોડો થોડો ઓછો થતો હતો તેટલામાં જ મસરૂરને જોવાથી તેનો ગમ પાછો તાજો થયો. જાઅફરના ખાસ હુઝુરીએ પણ તેને હળવેથી કાનમાં પુછ્યું કે "મસરૂર રજા શિવાય શા માટે આવ્યો હશે ?!"

જાઅફર પ્રથમથીજ ગભરાઇ ગયો હતો તેમાં પોતાના હુઝુરીના આ સવાલથી તેના હોંશ ઉડી ગયા, ધાસ્તીની મારી છાતી પણ બેસી જવા લાગી અને થડક થડક થવા લાગી, હાથ પગ અને આખું અંગ ધ્રુજવા લાગી ગયું, આંખોએ અંધારા આવી ગયાં, માથું ચક્કર ખાવા લાગ્યું અને નઝદીકજ હતું કે તે બેશુદ્ધ થઇ જાય; પરંતુ તે પાછો ટટાર થયો અને દ્રઢ મન રાખીને મસરૂર તરફ લક્ષ આપીને પુછ્યું કે, "મસરૂર તમે શા માટે આવ્યા છો ? તમારા આવવાથી તો હું ઘણો ખુશી થયો છું, પરંતુ. રજા શિવાય

એકાએક આવા કવખતે તમોને આવેલાં જોઇને હું ઘણો ગભરાઇ ગયો છું. ખબર તો છેને ? આવો અહીંઆ બેસો ? ”

જાઅફર:—“ ખરેખર ! આપ ગભરાઇ જાવ તેજ પ્રમાણે હું આવ્યો છું. આ કાંઇ મળવા આવવાનો વખત નથી. અરધી રાત્રિ કરતાં વધારે રાત્રિ તો પસાર થઇ ગઇ છે; પરંતુ શું કરૂં ? બાદશાહ સલામતના હુકમને માન આપવું પડે છે. ”

મસરૂરના આવી મધ્યરાત્રિએ અદબઆદાબ શિવાયના આગમનથી અને તેના આવા તોછડા અને ધડ માથા શિવાયના વિચિત્ર જવાબથી જાઅફર વધારે ગભરાટમાં પડી ગયો. તે વખત એવો હતો કે હારૂન અને જાઅફર એ બંનેનાં કેટલાક ખાસ માણસો શિવાય તમામ લશ્કરીઓ, અમલદારો અને સરદારો સુઇ ગયા હતા.

હૃદયની તીવ્ર વેદનાથી જાઅફરે ઘણી આતુરતાથી ગભરાઇ જઇને પાછું પુછ્યું કે, “ કેમ મસરૂર ! શું કામ છે ? જલદી કહે ? ”

મસરૂર–“ જી હા ! અરઝ કરૂં છું ! પરંતુ તે બહુજ ખાનગી વાત છે. તે બીજાઓની સમક્ષ કહી શકાય તેવી નથી. ”

આ સાંભળીને જાઅફરે પોતાના નઝદીકના માણસોને હઠાવવાને બદલે પોતેજ ગભરાટમાં ઉઠીને દરવાજાની બાહેર ગયો અને ત્યાંથી જરા દુર જઇને મસરૂરને પુછ્યું કે, “ શું છે ? તે હવે કહી દે ! ”

મસરૂરે જાઅફરની તીવ્ર જીજ્ઞાસાને વધુ ને વધુ ઉશ્કેરતાં કહ્યું કે, “ હુઝુર ! જુઓ હું અરઝ કરૂં છું; પરંતુ અહિં ચોકીવાળાઓ નઝદીક છે, માટે કદાચિત્ તેઓ સાંભળી લે તેનો ડર છે. માટે આપ જાતેજ જરા વધારે તકલીફ ઉઠાવો ! ” આમ કહીને તે હળવે હળવે ચાલવા લાગ્યો અને જાઅફર પણ તેની પાછળ ગભરાટમાં પડીને ધીમે ધીમે ચાલવા લાગ્યો. આ પ્રમાણે

થોડેક દુર ગયા પછી જાઅફર બહુજ ધીમી ચાલે ચાલવા લાગ્યો તેથી મસરૂર સમજ્યો કે—હવે જાઅફર અહિયાંજ ઉભો રહેશે તેથી તે જરા ચાલતાં ચાલતાં વાતચીત કરવા લાગ્યો કે, "હુઝુર ! હું મારા પોતાના તંબુમાં સુઇ ગયો હતો, તેવામાં એકાએક બાદશાહ સલામતે મને બોલાવ્યો અને જ્યારે હું તેઓની ખિદમતમાં ગયો ત્યારે તેઓએ ફરમાવ્યું કે "મેં તને ખાસ એવા ખાનગી અને અગત્યના કાર્ય માટે બોલાવ્યો છે કે તે કામ હું મારાં છોકરાંઓ મામુન અને અમીન વિગેરેને પણ સોંપવામાં તેઓને વિશ્વાસપાત્ર લેખતો નથી. ભલા, તે કામ તારાથી થઇ શકશે ખરૂં ?" મેં તેઓના જવાબમાં અરઝ કરી કે, 'હુઝુરેઆલી ! આપનો હુકમ હું મારી આંખ્યો અને માથાપર ખુશીની સાથે ચઢાવીશ, અને તે આપનો આ ફરમાન બરદાર એટલી હદ સુધી બજાવશે કે—જો આપ હુકમ આપો તો હું મારૂંજ માથું મારા પોતાનાજ હાથે કાપી નાંખું !'

આ વાતચીત કરતા કરતા જાઅફર અને મસરૂર બન્ને એક જગ્યાએ આવી લાગ્યા. આ જગ્યાએ કેટલાક ખાસ હથીયારબંધ માણસો છુપાવીને રાખવામાં આવ્યા હતા. આ ઠેકાણે પહોંચ્યા પછી જાઅફરે પાછું પુછ્યું કે, "મસરૂર ! હવે તો કહે કે શું વાત છે ?!"

મસરૂરઃ—" આ લોકો જે અહીંઆં ઉભેલા છે; તે કદાચિતને સાંભળી લેશે; માટે જરા આગળ ચાલો તો કહું !"

આ જવાબથી જાઅફરને જરા દિલમાં એમ થયું તો ખરૂં કે, કદાચિત તે મને કત્લ કરવા લઇ જતો હોય ! આવો વિચાર આવવાથી તે ત્યાં આગળ એકદમ થોભી ગયો. તેનામાં ત્યાંથી જરા પણ આગળ ચાલવાની બીલકુલ શકિત રહી નહિ તેથી તેણે ધાસ્તીના માર્યા દુઃખાયેલીએ છાતીએ પાછો તેજ સવાલ કર્યો કે,

"ઓ મસરૂર! ખુદા વાસ્તે જલદી કહી સંભળાવને? એ શું કામ હતું? મારૂં કલેજું તે મારા મોંમાં આવે છે!"

મસરૂરઃ—"જી હા! કહું છું; પરંતુ શું કહું? તે ઘણીજ ખરાબ અને ખોફનાક વાત છે!"

જાઅફરઃ—"પરંતુ આખરે છે શું? શું મને કત્લ કરવાનો હુકમ તને આપવામાં આવ્યો છે? કેહને, કેહતો કેમ નથી? શા માટે ચુપ થઈ જાય છે?!"

મસરૂરઃ "જી હા! તેમજ છે; પરંતુ કંઇ પણ કહેવાની મારી બીલકુલ જીભ ઉપડી શકતી નથી છતાં પણ કહું છું કે—હુઝુરે તો હમણાંને હમણાંજ આપનું માથું કાપીને પોતા પાસે મંગાવ્યું છે!"

મસરૂરની આ વાત સાંભળતાંજ જાઅફરની આંખોમાં અંધારાં આવી ગયાં અને રગોમાંનું લોહી સુકાઇ ગયું, છાતીમાં ધડકારા થવા લાગ્યા. પગ શિથિલ થઇ ગયા અને આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. ચોતરફ કાળી અંધારી રાત્રિ, શિવાય ત્યાં કશી પ્રકારની રોશની નહતી. અફસોસ! આવી અંધારી અને બીહામણી રાત્રિએ જાઅફર પર ટુટી પડેલાં મુસીબતનાં વાદળાં પણ વધારે કાળાં અને ઘેરાં થતાં જતાં હતાં. તેવામાં સર્વત્ર અંધકાર શિવાય બીજું શું નજરે પડે? અંધકાર! હા, સર્વત્ર અંધકારજ હતો! ઉપર પણ અંધકાર અને નીચે પણ અંધકાર ચોતરફ ફેલાઇ રહ્યો હતો. અફસોસ! આવા વખતે જાઅફરનો ચેહરો ગજબનાક ગમગીની અને આફતકારક મુસીબતથી કેવો દયા ઉશ્કેરનારો જણાતો હશે? ભલે ત્યાં અંધકાર છવાઇ રહ્યો છે; પરંતુ કોઇ પણ પ્રકાશ શિવાય તે આપણી નજરે તરી રહ્યો છે. આહા! આ વખતે તેની સ્થિતિ એક વઝીર તરીકેની તેની કારકિર્દીને તદ્દન ભુલાવી

અને ભુસાડી દે છે! શું કોઇ પણ તેને એક રાત્રિના એક કમીના હુઝુરી સામે અફસોસ અને પશ્ચાતાપના નીરાશાભર્યા નીસાસા ભરતો ખ્યાલ પણ કરી શકે ખરો?

મસરૂરનો જવાબ સાંભળ્યા પછી જાઅફર ત્યાંજ એક પથ્થરના પુતળાની જેમ થંભી ગયો અને પોતાનો અંત આવી ખરાબ રીતે જલદીથી આવેલો જોઇને તેનો શ્વાસજ રૂંધાઇ ગયો. તે જ્યાં ઉભો હતો ત્યાંજ ઉભો રહી ગયો એક પગલું આગળ કે પાછળ ચાલવાની તે હીંમત સુધાં કરી શકયો નહિ! આ પછી તેના દિલમાં હજારો તરેહના વિચારો અને તોફાનો ઉછાળા મારી રહ્યાં. પોતાનો તંબુ કેટલો દુર છે? તે તે જોવા લાગ્યો; પરંતુ જ્યારે તેણે પાછું વળીને જોયું ત્યારે તેણે પોતાની મોટી અજાયબી અને અફસોસી વચ્ચે એક હથીયારબંધ ટુકડીને તેની પાછળ તેને ઘેરીને ઉભેલી જોઇ. આ ટુકડી ત્યાં આગળ કયારે અને કેમ આવી તેની તેને કશી ખબર રહી નહિ! ચોતરફ આવી અણધારી મુશ્કેલી અને મુસીબતમાં પોતાને વીંટળાયેલો જોઇને તે નાશી છુટવાનો ખ્યાલ પણ કરી શકયો નહિ; અને તેથી હવે તેણે પોતાના બચવાની આશા તદ્દન છોડી દીધી! છતાં પણ મોતના પંજામાંથી બચવાને દરેક મનુષ્ય કોશિશ કરે છે; અને છેવટ સુધી પણ તે માટે પોતાથી બનતા ઇલાજ કામે લગાડે છે. આશા એક અદ્ભુત અને અલૌકીક દેવી છે! પ્રત્યેક મનુષ્ય મોતના ડાચામાં હોવા છતાં તેમાંથી બચવાની આશા રાખી શકે છે; તેવી આશા રાખવાનો દરેકને સરખો હક છે; અને તેથી જાઅફરને પણ આમાંથી છુટકારો મેળવવાની સ્વાભાવિક આશા અને લાલસા થઇ. તેણે વિચાર્યું કે મેં મારી વઝીરાત દરમિયાન બગદાદની સલતનતમાં તેમજ બાદશાહ હારૂન અલ

રશીદના મોટા રાજદ્વારી મહાભારત કાર્યો બહાર પાડી આપ્યાં છે અને રાજદ્વારી ખટપટોનું નિરાકરણ કરીને બગદાદ સલતનતને મોટી આમદાની કરી આપી છે માટે રાજ્ય પ્રત્યેની આ સેવાઓની પીછાનમાં હારૂન-અલ-રશીદ મને કત્લ કરવાનો હુકમ આપેજ નહિ તેણે મસરૂરને પાછું હળવેથી પુછ્યું કે, "કેમ મસરૂર ? શું ખરી વાત છે? શું બાદશાહેજ મને કત્લ કરવાનો હુકમ આપ્યો છે ?"

આ સાંભળીને મસરૂરે જરા અચકાઇને જવાબ આપ્યો કે, "જી હા ! એજ હુકમ આપ્યો છે ! શું તમારી કત્લનો નહિં તો મારી કત્લનો હુકમ આપ્યો હશે !"

આ જવાબથી જાઅફરને પોતાની મોતની તદ્દન ખાત્રી થઇ ગઇ અને એક મોટો ભયંકર અવાજ જાઅફરના મુખમાંથી બે અખત્યારીથી નીકળી ગયો જે અવાજ પથ્થર જેવા સખ્ત દિલવાળા ચોકીદારોને પીગળાવી નાંખવાને બસ હતો !

જે મસરૂર જાઅફર સામે એક ગુલામની જેમ હાથ જોડીને ઉભો રહેનારો હતો તેજ મસરૂર અત્યારે પોતાને સખ્તાઇના અને કરડાઇના શબ્દોથી ધમકી આપતો જોઇને જાઅફર ઠંડોગાર થઇ ગયો, અને એક ઠંડો નિશ્વાસ નાંખીને પોતાની આવી કમનસીબીપર તે બહુ અફસોસ કરવા લાગ્યો. આ વખતે જાઅફરની જીંદગીનો પાસો ઉલટાઇ ગયો હતો; તે અત્યારે બગદાદના બાદશાહનો વજીર નહિ; પરંતુ એક કમનસીબ કેદી હતો, અને તેથી જે રૂઆબ અને દમામથી તે એક વજીર તરીકે બીજાઓને ધમકી અને કેદીઓને સજા આપનારો હતો; તેજ અત્યારે તે બાદશાહનો પોતેજ કેદી થયો હતો અને તેના તાબાના માણસોના ધમકી અને કરડાઇના શબ્દો સાંભળવાનો તેનો વખત આવ્યો હતો, અહા ! સમય સમયની કેવી બલિહારી છે !

જાઅફરે પાછું મસરૂરને પૂછવાનું શરૂ કીધું કે, "મસરૂર ! જો બાદશાહ સલામતનો આવોજ હુકમ છે; તો ભલે તેમાં મારે કોઇ પ્રકારનો વાંધો નથી; પરંતુ હવે તું મને એટલી ફુરસદ આપ કે એક વખત તંબુમાં જઇને છેવટની વસીયત કરી આવું !"

આહા ! જે વજીર જાઅફરની ઝબાનથી અથવા તેના માત્ર આંખના એક પલકારા કે ઇશારાથી એક ખુન કરનાર કેદી પણ છુટી જતો હતો, તેને અત્યારે એક કમીના નોકર પાસે આવી લાચારીથી આજીજી કરવાનો વખત આવ્યો હતો ! જે જાઅફર કને મોટા મોટા અમીર ઉમરાવો માથું નમાવતા હતા તેજ જાઅફરે અત્યારે મસરૂરના પગ પર પોતાનું માથું નમાવીને કહ્યું કે, "મસરૂર ! હું કોઇ પણ પ્રકારની ગડબડ નહિ કરીશ ? તું મને ખુદા વાસ્તે મારા તંબુમાં જઇને મારૂં વસિયતનામુ લખવાની અને મારા સગાંવહાલાંઓનો છેવટનો મેળાપ કરી લેવાની રજા આપ ! તે પછી તારે જોઇએ તે કરજે !"

અફસોસ કે જાઅફરની આવી દિલ પીગળાવી નાંખે તેવી લાચારી અને આજીજીપર તે મલીન મસરૂરે જરા પણ લક્ષ ન આપ્યું, તેના જવાબમાં તે માત્ર એટલુંજ બોલ્યો કે, "બસ ! હવે વધારે લાચરી ન કરો ? મરવા માટે તૈયાર થઇ જાઓ ?"

જાઅફરનો મનાવ્યો મસરૂર માન્યો નહિ અને એકનો બે થયો નહિ. તેથી છેવટે તેણે મસરૂરને કહ્યું કે, "ખયર ! જો મારા આવા મહેરબાન બાદશાહે મને કત્લ કરવાનો તમને હુકમ આપ્યો છે; તો તો પ્રથમ મને તેઓની ખિદમતમાં લઇ ચાલો, કારણ કે જેઓએ મારાપર આજ દીન સુધી મહેરબાની અને માયાદૃષ્ટિની મીઠી નજર રાખી છે; અને મને આવો હુકમ પોતાના તરફથી કદી પણ આપે નહિં ! જેઓના દિલમાં મારા માટે આવી માયા મોહબ્બત ભરી

હોય અને જેઓને મારા શિવાય ઘડીભર ચેન પડે નહિ તેઓના મુખથી મારા માટે આવો સખ્તમાં સખ્ત હુકમ બાહેર પડે એ કદાપી સંભવેજ નહિ! હું મરવાની દેહશતને લઇને બહાનાં બતાવતો નથી. તને એટલી તો ખાત્રી હશે કે કદાચિત આ વખતે હું બૂમ પાડું તો મારા જીવની સલામતી રહે નહિ, પરંતુ તમારામાંથી કોઇ પણ બચવા પામે નહિ! મારા એકનું લોહી રેડવા ખાતર આ તમામ જમીનમાં લોહીની નિકો વહેતી થાય અને સેંકડોનાં માથાં ધડથી જુદાં થઇને ધૂળ ચાટતા થઇ જાય; પરંતુ નહિ, હું નથી ઇચ્છતો કે મારા ખાતર નાહક મુસલમાનોનું લોહી રેડાય! કદાચિત એવું ન બને કે આ હુકમ બાદશાહે શરાબના નશામાં બેશુદ્ધિમાં કર્યો હોય અને પાછળથી તમારા પર મોટી આફત અને મુસીબતનાં વાદળો તૂટી–પડે!"

મસરૂર—"નહિ! તેમ નથી! આપ તે માટે વિશ્વાસ રાખો! મેં પ્રથમથી સંપૂર્ણ ખાત્રી કરી લીધી છે; એટલુંજ નહિ પણ આપના કહ્યા શિવાય આપના તરફથી પણ ઘણાં બહાનાંઓ બાદશાહ સલામતને બતાવ્યાં હતાં અને એમ પણ અરજ કરી હતી કે આ કામ ઘણુંજ ખરાબ અને આખર પરિણામપર પશ્ચાતાપ લાવનારૂં છે; પરંતુ તેઓ પોતાના મક્કમ વિચારમાંથી જરાપણ ડગમગ્યા નહિ. આ ઉપરાંત તેઓ તે વેળા નશાની હાલતમાં પણ ન હતા. તેઓએ મને બહુજ સખ્ત તાકીદ સાથનો હુકમ અને ધમકી આપીછે કે જો હું તમારૂં માથું ન લઇ જાઉં તો તેઓ મારૂં પોતાનું માથું ઉડાવી નાંખે! આ વિષેની મસલહત માત્ર આજેજ નહિં; પરંતુ બે દિવસ પહેલાં બે કલાક સુધી મારી સાથે ખાનગીમાં થઇ હતી તેઓ આજદીન સુધી પણ પોતાના વીચારમાં જરાયે ડગમગયા

નથી; તેઓનો વિચાર હજુ તેવોજ દ્રઢ અને મુસ્તકીમ છે! માટે તેઓએ મને આપનું કામ તમામ કરવાને બહુ સખ્ત તાકીદ સાથે મોકલી આપ્યો છે!"

જાઅફરઃ–"મસરૂર! તમારી આ તમામ વાતચીત બેશક ખરી જણાય છે, છતાં પણ દિલમાં એવું આવે છે કે મારી મોહબ્બત કરનાર બાદશાહને જ્યારે મારા કત્લ થવાની ખબર થશે ત્યારે તેઓ તેના પરિણામપર પસ્તાવો કરશે. તે વખતનો પશ્ચાતાપ અને રડવું કાંઇ કામ આવશે નહી! ઘણે ભાગે બાદશાહો કેટલા વગર વિચાર્યાં કામ કીધા પછી પશ્ચાતાપ કરે છે તે ફોકટ છે! માટે આ વખતે મેહરબાની કરીને મારૂં એટલું કામ કરો કે તમો મને આ સિપાહીઓના પહેરામાં સોંપીને બાદશાહ પાસે જઇને કહો કે જાઅફરને કત્લ કરી નાખ્યો છે! જો તે વખતે તે ખુશ થાય અને પશ્ચાતાપ ન કરે તો તુરત આવીને મારૂં માથું કાપી નાંખીને બાદશાહ પાસે લઈ જજો! જો તેઓ રડે અને અફસોસ કરે અને પસ્તાય તો તેમને તેજ વખતે જાહેર કરી દેજો કે તેને હજુ કત્લ કરવામાં આવ્યો નથી!"

આ સાંભળીને મસરૂર એકદમ ગુસ્સે થઇને બોલ્યો કે, "જી નહિ! હું તમોને અહીંઆં કોઈ પણ પ્રકારે મૂકીને જઇ શકતો નથી! બસ, હવે વધારે વાત કરવી છોડી દ્યો!!"

મસરૂરના ઉપલા જવાબથી જાઅફર એકદમ નીરાશ થઈ ગયો. જીવવાની જે કંઇ થોડી ઘણી આશા તે રાખતો હતો તે તદ્દન નષ્ટ થઇ ગઇ; છતાં પણ તેણે હજુ એક છેવટની વિનંતિ મસરૂરને કરવાની જરૂર જોઇ, તેથી તે બોલ્યો કે, "હવે માત્ર એકજ

બાબત વિષે તને અરજ કરવાની બાકી રહી છે. મારી આ મરતાં દમની માત્ર એકજ અરજ કબુલ રાખ ! જો એ કબુલ થયા પછી હું જીવતો રહેવા પામીશ તો હું તારો એહસાન મરતાં સુધી કદી પણ ભુલીશ નહીં. મારી છેલ્લી અરજ તને એ છે કે જ્યારે તું મને આ ચોકીવાળાને સોંપીને એકલો જવા માંગતો નથી, તેમજ મને બાદશાહની સમક્ષ લઇ જવા ચાહતો નથી તો એમ કર કે તું મને અહીંઆંથી બહુજ છુપી રીતે બાદશાહના તંબુના પાછળના ભાગ સુધી લઇ ચાલ અને મને એ જગ્યાએ ચોકી-વાળાઓને સોંપીને બાદશાહ પાસે જઇને તેમની ઝબાન—મુબારકથી મને કત્લ કરવાનો હુકમ સંભળાવ કે હું મારા પોતાના કાનોકાન એ શબ્દ સાંભળું તો પછી મને જીવવાની કોઇ પ્રકારની આશા કે ઉમેદ બીલકુલ રહેવા પામે નહિ.”

જાઅફરે મસરૂરને આ છેલ્લી વિનંતિ એવી તો નમ્રતાથી આજીજી અને લાચારીથી પગે પડીને કરી કે નિર્દય હૃદયના મસરૂરને પણ દયા આવી ગઇ તેથી તે બોલ્યો કે, “ ઓ જાઅફર તેમાં પણ કાંઇ વળવાનું નથી છતાં પણ મરતાં વખતની તમારી એક અરઝ લક્ષમાં લેવા ખાતર તમારી છેલ્લી ઉમ્મેદ પુરી કરૂં છું ભલે ચાલો ! ” આમ કહી તે મસરૂર ચોકી પહેરા વચ્ચે જાઅફરનો હાથ પકડીને હારૂનના તંબુ પાસે લઇ ગયો

બીચારા જાઅફરના અહીંઆં આવી વલે થઇ છે. ત્યારે જા-અફરનાં તંબુમાં શું થયું તે પણ આપણે જોઇ લઇએ. જાઅફર મસરૂર સાથે વાતચીત કરતો બાહેર સુધી નીકળી ગયો અને પાછો એક કલાક પણ થવા આવ્યો છતાં પણ તે પાછો ફર્યો; નહિ તેથી તેના ખાસ હુઝુરી અને બીજા ખિદમતગારો બહુજ વિચારમાં

પડી ગયા કે વજીર સાહેબ ! હજુ ખયમામાં કેમ આવ્યા નહિ ? તેટલામાં અબદુલ્લાહ એકદમ બાહેર નીકળીને ખયમાના દરબાનને પૂછવા લાગ્યો કે, "હુઝુરે આલી ! ક્યાં છે? તેણે કહ્યું કે, "તેઓ હમણાંજ મસરૂરની સાથે વાતો કરતા કરતા આટલામાં ગયા છે." તેથી અબદુલ્લાહ જાઅફરને શોધવા બાહેર ગયો.

ખયમાના જે ભાગમાં હારૂન બેઠો હતો તે ભાગની નજદીક મસરૂરે જાઅફરને ઉભો રાખ્યો અને ચોકીદારને મજબુત ભલામણ કરીને તે હારૂનના તંબુમાં દાખલ થયો, મસરૂરને જોતાંજ હારૂને માથું ઉંચું કરીને તુર્તજ ઇશારાથી પૂછ્યું કે, "કેમ ? કામ તમામ થયું ?" બાદશાહના જવાબમાં મસરૂરે જાઅફરને જે જે વાતો રસ્તામાં કીધી હતી તે તમામ કહી સંભળાવી. આ વેળાએ જાઅફર પોતાની વાત મસરૂર હારૂનને કહેતો હતો તે તમામ તંબુની બાહેર ઉભો ઉભો સાંભળતો હતો. જ્યારે મસરૂર હારૂનને જાઅફરની તમામ વાત શબ્દે શબ્દ કરી રહ્યો ત્યારે જાઅફરને જરા ઉમેદ થઈ કે મારી આજીજી અને નર્મતાભર્યા શબ્દો હારૂને બરાબર સાંભળ્યા તેથી તેનું દિલ જરૂર પીગળી જશે અને આ વેળાએ તેની ઝબાનમાંથી કાંઇ સારા શબ્દો નીકળશે; પરંતુ હજાર અફસોસ ! તકદીર આગળ તદબીર મિથ્યા છે ! હવે તંબુની બાહેર ઉભેલો જાઅફર અને અંદર ઉભેલો મસરૂર, હારૂનના બન્ને હોઠમાંથી જવાબ માટે અવાજ નીકળવાની તીવ્ર ઈંતેજારીમાં જીજ્ઞાસાપૂર્વક ઉભા હતા, તેવામાંજ એ બેરહેમ અને ઝાલિમ બાદશાહની ઝાલિમ જબાનમાંથી એકદમ ગુસ્સાના જુસ્સાભર્યા આવેશમાં નીચલા શબ્દો નીકળ્યા કે, "એ કમબખ્ત નીમકહરામ ! જા, જા ! મારી સામેથી નીકળ ? શું મેં તને જાઅફરને જીવતો લાવવા મોકલ્યો હતો ? કે તેનું માથું કાપી લાવીને મારી

સમક્ષ હાજર કરવા મોકલ્યો હતો ? જા ! જલ્દી જા ! એ લાઅનતી નીમકહરામ જાઅફરનું માથું ધડથી જુદું કરીને તે મારી આગળ હાજર કર ! ”

ઝાલિમ અને નિર્દય હૃદયના બાદશાહનો આ હુકમ સાંભળતાં જ જાઅફરના હોશહવાસ ઉડી ગયા, હાથ પગ ઠંડા થવા લાગ્યા. છાતીમાં જોરથી ધડકારા થવા લાગ્યા, તેનું દીલ એકદમ ભરાઇ આવ્યું, આંખોમાં અંધારાં આવી ગયાં, માથામાં ચક્કરો આવવા લાગ્યાં, અને ઉભા રહેવાની પણ બીલકુલ શકતી રહી નહિ તેથી બંને હાથો છાતી અને માથા પર મારતો હાય અફસોસીના નિસાસા ભરતો જમીનપર બેસી ગયો. તેની સામે પ્યારી અબ્બાસાનો ચહેરો તરવા લાગ્યો અને જાણે કે અબ્બાસા રંડાઇ હોય અને તેણી શોકનાં કપડાં પહેરીને બન્ને હાથોથી પોતાના માથાના વાળ ઉરાડતી હોય અને માતમનો શોર મચાવતી હોય તેવો છાતી ફાડી નાંખનારો શોકજનક દેખાવ તેની નજર સામે ખડો થયો ! આહ ! તેટલામાં ત્યાં એકાએક મસરૂર પણ અંદરથી આવીને કહેવા લાગ્યો કે, “ ચાલો ઉભા થાવો ! ”

આહ ! તે વેળાનો જાઅફરનો દેખાવ એવો દુઃખદાયક અને ગમગીન હતો કે મસરૂર તથા ચોકી–પહેરાવાળા સિપાઈઓનાં દિલ પણ પીગળી ગયાં. જાઅફરને ત્યાં ઉભું થવું મુસ્કેલ થઇ પડયું તેથી એ સિપાઈઓએ તેને બંને બગલમાં હાથ આપીને જેમ ત્રણ વર્ષના બીમારને બીમારીના ખાટલામાંથી ઉભો કરે તેમ તેને ઉભો કર્યો. તેને તેઓ ત્યાંથી મસરૂરના તંબુ તરફ લઇ ચાલ્યા. આ વખતે જાઅફરના હાથ પગની નાડો તૂટવા લાગી હતી અને પગમાં બબ્બે મણની બેડી પડી હોય એવા તેના પગ ભારે સીસા જેવા થઇ ગયા.

જાઅફર વારંવાર હાય અફસોસીના અને નિરાશીના નિશ્વાસો નાંખતો હતો અને અબ્બાસાને યાદ કરીને દિલમાં કહેતો હતો કે ઓ મારી પ્યારી અબ્બાસા ! તમે આ વખતે કયાં છો ? જરા જુઓ તો ખરાં કે આ તમારો પ્યારો જાઅફર આ વખતે કેવી આફત અને મુશીબતમાં સપડાઇ પડયો છે ? હાય ! અફસોસ ! મને મોતે એ ટલી પણ ફુરસદ ન આપી કે હું તમોને મારી આખેરી વખતની દયા ઉશ્કેરનારી સ્થિતિનું વર્ણન લખી મોકલું ઓ પ્યારી અબ્બાસા ! આ વેળાએ મારી પાસે નથી કોઇ દોસ્ત, કે નથી કોઇ મારી મુસીબતમાં ભાગ લેનાર, કે નથી કોઇ મારી દયાપાત્ર હાલત પર આંસુ પાડનાર ? અફસોસ ! આજે જે છે તે મારાં લોહીના પ્યાસા ખુલ્લી તલવારોવાળા સિપાઇઓ અને મલઊન મસરૂર છે. ઓ પ્યારી અબ્બાસા ! જ્યારે તમો તમારા પ્રાણ પ્યારા જાઅફરની આવી દયાજનક મુસીબતનો હાલ સાંભળશો ત્યારે તો તમોને ઘણો સદમો થશે અને મારી પાછળ ઝુરી ઝુરીને અને રડી કકળીને જીવને પટકી નાંખશો ! આહ ! અત્યારે મને એવી જગ્યોએ લઇ જવામાં આવે છે કે જ્યાં મારૂં લોહી વહેવરાવવામાં આવશે ! પ્યારી શાહજાદી ! આજે હું માત્ર તમારી મોહબ્બતનાજ કારણથી તમારો કુરબાની બનું છું ! જ્યારે બાગમાં મેં તમોને મળવા માટે બોલાવ્યાં હતાં, ત્યારે મારા મનમાં સ્વાભાવિક એમજ થઇ આવ્યું હતું કે એ તમારા અને મારા વચ્ચેની છેલ્લીજ મુલાકાત છે, છતાં પણ તે વખતે તમોને ખાત્રી થતી નહતી. આહા ! તે વખતે તમારાથી જુદા પડવાને મારૂં દિલ કબુલ કરતું ન હતું ! આહા અફસોસ કે હું એક પુરૂષ છતાં મારૂં દિલ આવું બેચેન થઇ ગયું છે, તો પછી તમારા એક અબળા જાતિનાં નાજુક તનબદનને મારાં કત્લની કહાણી સાંભળીને કેવા સખ્ત

પ્રકારનું અસહ્ય દુઃખ અને દર્દ થશે ! પરંતુ ઓ પ્યારી ! તે વખતે સબર કરજો ! આપણા તકદીરમાં આવીજ મોહબ્બતે મરવાનું સૃજીત હશે ! તમો એમજ સમજો કે જાઅફર તમારા ઉપરથી કુરબાની થઇ ગયો છે ! ખુદા હવે તમોને સહીસલામત રાખે ! આહા ! હાય અફસોસ કે એક કલાક પહેલાં મારા હાથમાં એટલી બધી સત્તા હતી કે મારા માટે હજારો આદમીઓ માથાં આપવાને તૈયાર થતા હતાં, પરંતુ હાલમાં અફસોસ કે એવો બારીક વખત આવી લાગ્યો છે કે—મારો એક આખરી અને મરતાં વખતનો પયગામ તમોને પહોંચાડનાર મને કોઈ નજરે આવતો નથી હવે હું નામુરાદ આ જીંદગીમાંની બાકી રહેલી આશાભર્યો આ દગલબાજ અને દોરંગી દુનિયાનો ત્યાગ કરી જાઉં છું ! ઓ અબ્બાસા ! તમો મારાપર ફાતેહા પડજો અને પરદેશમાં પરદેશીને પનારે પડેલાં બાળકોને સંભાળજો. બસ ! હવે આપણો મેળાપ ઇનશાઅલ્લાહ કયામતમાંજ થશે !

છેવટે આ જીંદગીથી તદ્દન નાસીપાસ થએલા અને હવે જેમ બને તેમ જલદીથી મોતની તલબ કરતા જાઅફરે દિલને સખત કરીને મસરૂરને કહ્યું કે, “ હવે મને તમો કયાં લઇ જાઓ છો ? જે કરવાનું હોય તે શા માટે કરતા નથી ? ! ”

મસરૂર—“ હું સખત લાચાર છું ! હું જાણું છું કે તમો ચાલી શકતા નથી, પરંતુ મને હુકમ છે કે હું તમને મારા ખયમામાં લઇ જઇને પછી કત્લ કરૂં. ”

જાઅફરઃ—“ ભલે ! ત્યાં લઇ જાઓ, પરંતુ મારી વસીયત છે કે—તમો મારા વારસોને કહેજો કે મારો જેટલો માલ છે, તે તમામ પર ગરીબો અને ફકીરોનો હક્ક છે, અને મારી લોંડીઓ અને ગુલામો તમામ આજથી આઝાદ છે. તેમજ જે લોકોપર મારૂં કાંઇ પણ લેણું

નીકળતું હોય તે હું તેઓને માફ કરૂં છું !"

હજુ જાઅફરને ખયમાની અંદર લઇ જવામાં આવે તે પહેલાં જાઅફરને શોધવા નીકળેલો જાઅફરનો ખાસ દોસ્ત અબ્દુલ્લાહ ફાનસ લઇને હળવે હળવે ચોતરફ નજર નાખતો ચાલ્યો આવતો હતો. મસરૂરે ફાનસનો પ્રકાશ દૂરથી જોતાંજ પોતાના સિપાહીઓને જલદીથી ખયમામાં જવા કહ્યું તેથી તેઓ જલદીથી જાઅફરને ખેંચતા તાણતા લઈ ગયા. તેવામાં ફાનસવાળાએ અવાજ આપ્યો કે, "ઓ મસરૂર ! ઓ મસરૂર !" જાઅફર જો કે તે વેળાએ સકરાત (અંતકાળ)માં હતો છતાં પણ તેના કાનમાં મસરૂરને બોલાવવાનો આવાજ પહોંચ્યો, તેને તે આવાજ પોતાના કોઇ ખેરખ્વાહનો હોય તેવો માલુમ પડયો તેથી તેણે જ્યારે વધારે લક્ષ આપીને સાંભળ્યું ત્યારે તેને ખબર પડી કે તે આવાજ તેના ખાસ હુઝુરી અને દોસ્ત અબ્દુલ્લાહનો છે તેથી જરા ખુશી થઇને બોલ્યો કે, "મસરૂર ! જરા જોતો ખરો કે અબ્દુલ્લાહ તને બોલાવે છે ! કદાચિત તે મને શોધવા નીકળ્યો હશે. તેથી મહેરબાની કરીને તેને જરા મારી પાસે તો બોલાવો ?"

અબ્દુલ્લાહની બીકથી મસરૂર જાઅફરને જલદીથી તંબુ તરફ લઇ જતો હતો તો પછી તે શા આધારે અબ્દુલ્લાહને ત્યાં આગળ બોલાવે ? આથી જાઅફરને કાંઇ પણ ખબર નહિ આપતાં તેણે તેને જલદીથી તંબુમાં દાખલ કર્યો, અને એક નાની રાવટીમાં લઇ જઇને જાઅફરના માથાપરનો ઝરીયાન ફેંટો ઉતારીને તેની આંખો પર બાંધ્યો, તેટલામાં અબ્દુલ્લાહ પણ મસરૂરના તંબુ પાસે આવી લાગ્યો, પરંતુ તે બહુજ હળવે હળવે આડી અવળી નજર કરતો હતો. તે બીચારાને શું ખબર કે—ત્યાં આગળ આવો ગઝબનાક ગઝબ થવાનો સામાન તૈયાર થઇ રહ્યો હતો ?!

હવે મસરૂર અને સિપાહીઓ તે રાવટીની અંદર જાઅફરનું કામ તમામ કરવામાં મશગુલ થયાં. બાહેર એક ઉઘાડી તલવારોની સિપાહીઓની ટુકડી ચોકી માટે ઉભી હતી ત્યાં આગળ અબદુલ્લાહે આવતાંજ તેણે તે ટુકડીને જોઇને ગભરાઇને પુછયું કે—" અરે મસરૂર કયાં છે ?" આ સાંભળીને એક સિપાહીએ જરા સખ્ત અવાજથી કહ્યું કે, " મસરૂર અહિંયાં નથી !"

અબદુલ્લાહઃ—" આટલો બધો કરડાઇથી શા માટે જવાબ આપે છે ? શું તું મને ઓળખતો નથી ? બોલ ! મસરૂર ક્યાં ગયો છે ? અને તમો અહીં તલવારો લઇને શા માટે ઉભા છો ? !"

અબદુલ્લાહ અને તે સીપાઈ વચ્ચે થયેલા ઉપલા સવાલ—જવાબ જાઅફરે સાંભળ્યા હતા પરંતુ તે વખતે તેની આંખો પર પાટા બાંધવામાં આવ્યા હતા. જાઅફર સમજ્યો કે હવે માથું ઉરાડવામાં કશો વિલંબ નથી, છતાં પણ દિલને બહુજ સંભાળીને લાંબા સાદે બોલ્યો કે, " ઓ અબદુલ્લાહ ! સલામ ! છેલ્લા સલામ ! તું જોકે તારા દોસ્ત પર શું ગુઝરી રહી છે ? બસ હવે આ શબ્દો તમાગ ન થતાંજ હું હંમેશ માટે વિદાય થઇ જાઉં છું ! "

અબદુલ્લાહના કાનમાં એ ત્રાસ અને દુઃખદાયક અવાજ આવતાંજ એકદમ તે ગભરાઇ જઇને બેચેન થઇ ગયો અને સમજ્યો કે હાય મસરૂરે દગો કર્યો ! તે વખતે તેને બીજું કંઇ પણ ન સુજતાં " હાય મારા આકા અને અઝીઝ દોસ્ત !" એમ કહીને એકદમ અંદર ધુસ્યો, પરંતુ પ્રથમ તો ચોકીવાળાઓએ તેને અટકાવ્યો, છતાં પણ તે અટકાવ્યે અટકયો નહિ; પરંતુ વધારે હિમ્મત કરીને અંદર જતાંજ એક તરફથી તેના પર તલવારના ઘા પડવા લાગ્યા અને બીજી તરફ કોઇનું ગળું કપાતું હોય અને

ઉંહકારાનો અંતકાળનો અવાજ આવતો તેને સંભળાયો. તે અવાજ તુરતજ ઠંડો થઇ ગયો અને તે અવાજ સાથેજ કત્લ થનારનો દમ ત્યાંજ રમી ગયો ! અફસોસ !

વ્હાલા વાંચક ! તેં જાણ્યું ? એ ઉંહકારાનો અવાજ કોનો હતો ? હાય ! હાય ! અફસોસ ! હઝાર અફસોસ ! એ અવાજ અબ્બાસાના પ્યારા આશક જાઅફરનો હતો ! બસ હવે તો ત્યાં કયામત બરપા થઈ ગઇ. એ મેદાનમાં એવી ઉદાસી અને ગજબનાક ગમી ફેલાઇ ગઇ કે આપણી આંખોમાંથી દડદડ આંસુઓનો વર્ષાદ વર્ષાવ્યા સિવાય રહી શકાતું નથી ! આહ ! ત્યાં શું નજરે પડે છે ? હાય ! હાય ! હઝાર અફસોસ કે મસરૂર મલઉનના હાથમાં જાઅફરનું કાપેલું માથું જણાય છે, અને તે ખુલ્લી તલવારવાળી એક ટુકડી સાથે હારૂનના તંબુ તરફ જતો જોવામાં આવે છે !

હારૂન તે વેળાએ વારે વારે મસરૂરના તંબુ તરફ એકી નજરે જોઈ રહ્યો હતો અને ત્યાં જે ગઝબ થવાનો હતો તેની ઇન્તેઝારીમાં અને પોતાની ફત્તેહ તરીકે જાઅફરના કાપેલા માથાની રાહ જોઇ રહ્યો હતો, તેવામાં તે નિર્દય અને ઘાતકી હૃદયનો સંગદીલ—મલઉન મસરૂર જાઅફરનું કાપેલું માથું એક થાળમાં રાખીને ઝાલીમ બાદશાહ હારૂનની સમક્ષ હાજર થયો. હારૂન તે જોઇને ખુશી થતો બોલ્યો કે, “ ખરેખર મસરૂર ઘણોજ નીમકહલાલ છે, તેણે મારા દુશ્મનને કત્લ કર્યો ! ”

હારૂને જ્યારે મસરૂરને જાઅફરના તંબુમાં મોકલ્યો હતો ત્યારે પ્રથમથીજ એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો કે લશ્કરની થોડી થોડી ટુકડી જાઅફરના પિતા । અને યહ્યા તેના ભાઇ ફઝલ વિગેરેના

તેણે આગળ છુપી રીતે તૈયાર રાખવી અને હુકમ થતાંજ એ સર્વેને તુર્તજ કેદ કરી લેવાં. જાફરને કત્લ કરવામાં આવ્યો ત્યાં સુધી તો તેઓમાંના કોઇને પણ એ વિષે સ્વપ્ન પણ ન હતું, તેથી જ્યારે મસરૂરે જાફરનું કાપેલું માથું હારૂન આગળ હાજર કર્યું ત્યારે તેણે તેજ વખતે મસરૂરને હુકમ આપી દીધો કે, "હવે જલદીથી યહયા, ફઝલ વિગેરેને કેદ કરી સખ્ત ચોકી પહેરામાં રાખો અને તેઓને જાફરના કત્લ થવાની કશી પણ ખબર થવા પામે નહિ, તેની ખાસ સંભાળ રાખજે!" બાદશાહનો આ હુકમ થતાંજ તે સર્વેને કેદ કરવામાં આવ્યાં અને બાકીના સરદારો અને અમલદારોને સવારમાં વહેલા હાજર થવાનો હુકમ આપ્યો. આ વખતે સહવાર પણ નજદીક થઇ ગઇ હતી. તે પછી સૂર્ય નીકળતાંજ તમામ જણ ગભરાટની હાલતમાં દરબારમાં જવા લાગ્યા અને આજે આટલા જલદી શા માટે બોલાવવામાં આવ્યા હશે તેનો કોઇ ખ્યાલ સરખો પણ કરી શકયા નહિ.



# પ્રકરણ ૬૦ મું.

## જાફરનું માતમ.

હારૂન—અલ—રશીદના હુકમને માન આપીને સૂર્ય ઉદય થતાંજ રાજ્યના સર્વે અમલદારો અને સરદારો વિગેરે દરબારમાં એકઠા થયા અને એક બીજા સામે ગભરાટની નજરે જોવા લાગ્યા. તેટલામાં બગદાદનો બાદશાહ પણ પોતાના ખાસ ખયમામાંથી બાહેર નીકળી તે જગ્યોએ આવી લાગ્યો અને બાદશાહી તખ્તપર પોતાની જગ્યા

લીધી જે પછી તેણે ભરાયેલી કચેરી તરફ જોઇને કહ્યું કે, "મેં યહયાના પુત્ર જાઅફર સાથે કેવી અને કેટલી ભલાઇ કીધી છે!" આ સાંભળીને દરબારમાં બેઠેલા તમામ અમલદારો અને સરદારોએ કહ્યું કે, "હુઝુરેઆલી એ વિષે વળી પૂછવાનું હોય! અમો તો શું પરંતુ આપણી ચોતરફનાં બીજાં રાજ્યો સુધાં તે બાબતથી વાકેફગાર છે, અને આપ નામદારે તો તેઓને પોતાના સગા કરતાં પણ વિષેશ માન આપ્યું છે. કોઈ પણ બાદશાહ પોતાના એક તાબેદાર નોકર—વજીર સાથે આ પ્રમાણે કદી પણ મહેરબાની અને નવાઝિશો કરે નહિ. આપે ખાસ કરીને તેઓ પર જ મહેરબાની કરી છે તેવું કાંઇ નથી; પરંતુ બીજા સર્વે અમીર ઉમરાવો અને રૈયત પર પણ આપના તરફથી આવીજ મહેરબાની અને દિલસોજી દેખાડવામાં આવી છે!"

તે પછી બાદશાહે જવાબમાં કહ્યું કે, "ખયર! મેં જાઅફર પ્રત્યે જે કંઇ ઉપકારો કર્યા હોય તે મારે કહી દેખાડવા એ મારૂં કામ નથી, પરંતુ મારે બહુજ અફસોસી અને બેહદ દીલગીરી સાથે જણાવવાની ફરજ પડે છે કે એ નિમકહરામે મારા આવા અનહદ એહસાનોનો બદલો આવી રીતે વાળવો જોઈતો ન હતો!"

આ સાંભળીને કચેરીમાંના સર્વે માણસો ચોંકી પડયા અને એકદમ હયબતમાં પડીને તેઓ હારૂન—અલ—રશીદના ચહેરા તરફ ટીકવા લાગ્યા! કારણ કે બાદશાહના એ શબ્દોથી તેઓ બહુ અજબ થયા હતા. બાદશાહે એ લોકોનો આવો હાલ જોઈ પાછું કહ્યું કે, "શું તમો એમ સમજો છો કે હું કશું જાણતો નથી, અને મને કોઇ જાતની ખબર પડી નથી. ના તેમ નથી. તમો યકીન કરીને જાણો કે હું નાની મોટી સર્વે બાબતોથી વાકેફગાર છું પરંતુ મારી આદત

એવી છે કે નજીવી બાબત પર લક્ષ આપવાનું હું વાજબી વિચારતો નથી, અને જ્યાં સુધી કોઇ મારી નાફરમાની અને નિમકહરામી કરવામાં હદ કુદાવી જતો નથી ત્યાં સુધી હું તેને સજા પણ કરતો નથી. પરંતુ જ્યારે મને તેની નિમકહરામી અસહ્ય થઈ પડે છે, અને વાત વધી પડે છે ત્યારેજ માત્ર હું તેના ચાંપતા ઉપાયો લેવાનું યોગ્ય ધારૂં છું. શું તમોને ખબર નથી કે યહયા નામના હુસયની સય્યદને જાઅફરે મારી સખ્ત મનાઇ છતાં મુક્ત કરી આપ્યો, અને અબ્બાસા કે જેને હું હદથી વધારે ચાહતો હતો તેને મારાથી છુપાવી રાખીને તે મરી ગયો છે એવું જુઠાણું જાઅફરે મારી સમક્ષ જાહેર કીધું, અને મારા ખજાનામાંથી કાંકરાની જેમ નાણું ઉડાડી નાખ્યું ! શું જાઅફરની આ નિમકહરામી એવી નથી કે જે બાદશાહને એકદમ ગુસ્સામાં લાવે અને એ કૃત્યોની તેને સજા કરવામાં આવે; છતાં પણ એ બાબત પર મેં મોટું દીલ રાખીને કશું લક્ષ આપ્યું નહિ, પરંતુ તેણે મારી આવી મહેરબાની અને ચૂપકીદીનો ગેરલાભ લઇને તેટલાપરજ બસ નહિં કરતાં એક પગલું આગળ ભર્યું. તેણે બગદાદના બાદશાહને કાયમનો કલંક અને બટ્ટો લાગે તેવું હરામખોરીનું નિચ કૃત્ય કરીને ગજબ કરી નાંખ્યો. આ બાબતથી તમો વાકેફ છો તો હવે કહો કે "એ નાલાયક નિમકહરામને કેવી સજાએ પહોંચાડવો જોઈએ ?" આટલું બોલીને બગદાદનો બાદશાહ થોડો વખત ચૂપ રહ્યો અને લોકો શું જવાબ આપે છે તેની રાહ જોઇ રહ્યો હતો પરંતુ આ બાબતો સાંભળીને દરબારામાંના સર્વે કોઇ હયરતમાં પડી જઇને ગભરાઈ ગયા અને જુદા જુદા વિચારોનાં વમળમાં ગોથાં ખાવા લાગ્યા. જ્યારે કોઇ પણ કંઈ બોલ્યું નહિ, ત્યારે હારૂન—અલ—રશીદ ફરી પાછો બોલ્યો કે, "કેમ, તમો કોઇ જવાબ

આપતા નથી ? ઠીક, હું સમજ્યો કે યહયાના પુત્ર જાઅફરનો રોબ અને બોક તમોને તેની વિરૂદ્ધ બોલતાં અટકાવે છે, પરંતુ તમે હજુ જાણતા નથી કે—હું ગમે તેવો પણ બાદશાહ છું અને તે તો મારો એક તાબેદાર નોકર છે !" આમ કહીને તેણે મસરૂર તરફ ઈશારો કર્યો અને કહ્યું કે, "લાવ જલ્દી પેલો થાળ લાવ !" હુકમ થતાંજ મસરૂર એ થાળ લઇ આવ્યો જેની અંદર જાઅફરનું કાપેલું માથું રાખવામાં આવ્યું હતું. આ જોઇને સઘળાં ચકિત અને હયરાન થઇ ગયા અને તેઓના ચહેરા એકદમ ઝંખવાણા પડી ગયા. હારૂન—અલ—રશીદ આ વેળાએ એકદમ ગુસ્સામાં આવી ગયો. તે હાથમાં ઉઘાડી તલવાર લઇને બેઠો હતો અને ગુસ્સાના આવેશમાં તે તલવારને વારંવાર ફેરવ્યા કરતો હતો. તેની પાછળ પણ નાગી તલવારો વાળા પહેરેગીર સિપાઇઓ ઉભા હતા અને ખયમાની ચોતરફ લશ્કરી ટુકડી પણ તૈયાર રાખવામાં આવી હતી. બસ, જાઅફરનું કાપેલું માથું જોતાંજ સર્વે લોકો પથ્થરની જેમ સ્થિતિસ્થાપક થઇ ગયા, પરંતુ હારૂન—અલ—રશીદ જેવા ઝાલિમ અને ક્રુર બાદશાહની દેહશતથી તેઓ કંઇ પણ બોલવાની કે અફસોસ કરવાની હિંમત સુધાં કરી શકતા ન હતા, પરંતુ તેથી ઉલટું તેઓ ખુશામદ કરીને કહેવા લાગ્યાં કે, "હુઝુરે—આલિએ જે કંઇ કર્યું તે નેકજ કીધું ! અગર જો જાઅફરનો આવો ગુનોહ હતો, તો બેશક તે તે સજાને લાયકજ હતો!"

આ સાંભળીને હારૂન—અલ-રશીદ ઉશ્કેરાઇ જઇને બોલ્યો કે, "તમો હજુ સુધી અગર, મગર શું કર્યા કરો છો ? અને શા માટે એમ કહો છો કે જાઅફરનો આવો ગુનોહ હોય તો તે તેવી સજાને લાયક હતો ?! શું તમોને મારા કહેવા પર ભરોંસો આવતો નથી ? શું હજુ સુધી તમો તે બાબતોથી અજાણ્યા છો ? ખયર !

એ સઘળું છતાં જાઅફર અમોને બેશક બહુ વ્હાલો અને પ્યારો હતો. આ કામ મેં ગુસ્સાના જુસ્સાભર્યા આવેશમાં કરાવી નાખ્યું છે. ખયર ! જે સૃજીત હતું તે થઇ ચુકયું, તેનો કાંઇ ઇલાજ નથી! ઓ મસરૂર ! હવે આ થાળ અહિંથી ઉપાડી લે ? હાય ! હું જાઅફરનું કાપેલું માથું જોઇ શકતો નથી ! ખરેખર ! જાઅફરને કત્લ કરાવવાનો મને ઘણોજ સદમો થયો છે ! તે બેશક ઘણો લાયક અને માયાળુ વજીર હતો ! હાય અફસોસ ! જો તેનાથી આવો ગુનેહ ન થયો હોત તો મારાથી આવું ભયંકર કામ થાત નહિ ! “ તેણે માત્ર ખતાઓજ કરી નથી, પરંતુ તેથી વધારે તે ખાનગીમાં મારા જીવનો દુશ્મન થઇ ગયો હતો ! ” આમ કહ્યા પછી તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને રડવાનો અવાજ પણ બાહેર નીકળ્યો પરંતુ સબર કરીને તેણે રડવાનું રોકી લીધું ! લોકોને તો જાઅફરનું કપાયેલું માથું જોતાંજ ચીતરી અને કંપારી છુટી હતી, અને દિલ ભરાઇ આવ્યું હતું, છતાં પણ બાદશાહના ખોફથી બહુજ સખ્તી સાથે તેઓએ પોતાના દિલને કાબુમાં રાખ્યું હતું, પરંતુ જ્યારે બાદશાહની આંખોમાંથી પણ આંસુઓની ધારા વ્હેવા લાગી ત્યારે જરા નિર્ભય અને નિશ્ચિંત થતાં તેઓ સર્વે પણ હવે છુટથી ઝારઝાર રડવા લાગ્યા અને જાઅફરથી મોહબ્બત અને નિર્દોષતા તરફ ઘણી લાગણીપૂર્વક દીલસોજી ધરાવીને ઘણોજ અફસોસ કરવા લાગ્યા ! જાઅફરની કત્લનું માતમ હવે આખી કચેરીમાં થઈ રહ્યું અને રડવાનો અને નિસાસા ભરવાના આવાજો અને પોકારો મોટેથી થવા લાગ્યા, અને તે દરબાર ગોયા જાઅફરની કત્લ પર વિલાપ કરવાને અને તેનું માતમ કરવાને ખાસ ભરવામાં આવ્યો હોય તેમ તે કચેરીમાંના સર્વે કોઇ બગદાદ સલ્તનતના તે વફાદાર

વજીર પર હદ બાહેરનું રૂદન કરવા લાગ્યા ! આ જોઇને હારૂન-અલ-રશીદ સમજ્યો કે હવે વધારે ગડબડ થવા દેવામાં નુકશાન છે, તેથી તે બોલ્યો કે, "બયર ! ઢોળાયેલા દુધ પર અફસોસ કરવામાં હવે કશો ફાયદો થનાર નથી ! ગઇ રાત્રિ મેં તેજ કામમાં ગુઝારી છે, માટે હું હવે નિદ્રા લેવા જાઉં છું, અને જો કે મેં દરેક જાતનો પાકો બંદોબસ્ત કર્યો છે છતાં પણ તમો ગફલતમાં રહેશો નહિ અને કોઇ પ્રકારની ગડબડ થવા દેશો નહિ !" આ પછી તેણે મસરૂરને હુકમ કર્યો કે, "ફઝલ અને યહયા વિગેરેના ખયમા તરફ જે ચોકી પહેરો બેસાડવામાં આવ્યો છે, ત્યાં બીજી વધારે મદદ લઇ જાઓ અને તે સર્વેને ત્યાંથી ખસેડીને નાની નાની રાવટીમાં લઇ જાઓ અને તે સાથે તે દરેક ઉપર આઠ આઠ હથિયારબંધ સિપાઇઓનો પહેરો રાખો !"

આ હુકમ કરીને હારૂન-અલ-રશીદ ત્યાંથી ઉઠીને પોતાના ખાનગી ખયમામાં ગયો અને દરબારમાંના સર્વે કોઇ જાઅફરના કત્લ થવા વિષેની ચર્ચા ચલાવતા પોતાના ખયમામાં અને ઉતારામાં ગયા. મસરૂરે યહયા અને ફઝલ વિગેરેને કેદ કરવાથી ત્યાં આગળ મોટો શોરબકોર મચી રહ્યો અને ઠેકઠેકાણે રડવાનો અને માતમનો અવાજ આવવા લાગ્યો ! તે જગ્યોએ બે દિવસ રહીને હારૂન-અલ-રશીદે ત્યાંથી પડાવ ઉપાડવાનો હુકમ આપ્યો જે પછી તે પોતાના તમામ લશ્કર સાથે બગદાદ તરફ રવાના થયો.

# પ્રકરણ ૬૧ મું.

## અબ્બાસાનું સ્વપ્ન.

વ્હાલા વાંચક ! આપણે જાઅફરની કત્લ પર માતમ કરી આવ્યા હવે આપણે જાઅફરની જુદાઇમાં બળી મરતી અબ્બાસાની દયાજનક સ્થિતિ પણ તેના મહેલ તરફ જઇને જોઇ આવીએ ! અફસોસ ! હારૂન અલ-રશીદ અને જાઅફર હજ કરવા ગયા પછી અબ્બાસાને કોઇ પ્રકારે ચેન કે આરામ ન હતો ! તે જાઅફરની અસહ્ય જુદાઇમાં રાત્રિ દિવસ રડયા કરતી હતી. જે રાત્રિએ જાઅફરની ભયંકર અને કમકમાટી ભરી કત્લ કરવામાં આવી હતી, તે રાત્રિથીજ અબ્બાસાના જીવને કરાર નહતો તે વારંવાર ઠંડા નીસાસા ભરતી હતી, અને તેની દાઈ મરજાન તેને રાબેતા મુજબ દીલાસો દેતી હતી કે, "ઓ શાહઝાદી ! આજે આપ શા માટે બહુજ બેચેન છો ?!"

અબ્બાસા:—"ઓ મરજાને ! વજીર સાહેબના વિદાય થવા પછી તેઓએ પોતાની ખુશ ખબરી અને બચ્ચાંઓના મુક્ત થવા વિષેનો લખેલો માત્ર એકજ પત્ર મને મળ્યો હતો, પરંતુ તે પછી શું થયું તે વિષે અદ્યાપીપર્યંત કાંઇ પણ સમાચાર મળ્યા નથી, તેથી મારૂં મન મુંઝાય છે !"

મરજાન:—" ઓ મારી વ્હાલી શાહજાદી ! આપ જાણો છો કે પરદેશ ગયા પછી ઘણી અડચણો આવી જાય છે. વળી આ તો બાદશાહી સફર છે તેથી તેઓ કોઇ જરૂરી કાર્યમાં રોકાઇ ગયા હશે તેથી વખત મળી શક્યો નહિ હશે !"

અબ્બાસાઃ—"હા તે ખરૂં છે; પરંતુ જ્યારે આજ સાંજે હું ખાણું લેવા બેઠી હતી ત્યારે લુકમો મારા ગળામાં અટકી પડયો હતો તેથી હું થોડુંજ ખાઇને ઉઠી ગઇ હતી, તેજ વખતથી મારા દિલમાં વિચિત્ર પ્રકારના વિચારો ઉત્પન્ન થાય છે!"

મરજાનઃ—"ઓ શાહઝાદી! દુનિયામાં એવો કાયદો છે કે-જ્યારે કોઇનું દિલ ઉદાસ થઇ જાય છે ત્યારે તે પ્રમાણે બને છે. માટે આપે તે પર વિશ્વાસ રાખવો નહિ. હવે તો બાદશાહ સલામતની સ્વારી નજદીકમાં આવી લાગવી જોઇએ!"

તે પછી આવી વાતોચિતો કરતાં અબ્બાસા નિદ્રાવશ થઇ અને મરજાને તેના પલંગપર ઝરીયાન મચ્છરદાની નાંખી દીધી અને સઉ પોતપોતાની જગ્યોએ જઇને સુઇ ગયાં. બીજે દિવસે જ્યારે બામદાદ થઈ સૂર્ય ઉદય થવાને થોડો વખત બાકી હતો તેવામાંજ અબ્બાસા નિદ્રામાંથી ચીસ પાડીને ઝબકી ઉઠી! આ ચીસ સાંભળતાંજ સર્વે ખવાસો, લોંડીઓ અને ખાસ કરીને મરજાન જાગૃત થઇ, અને તેઓ સર્વે તુરતજ અબ્બાસા પાસે એકઠાં થઈ ગયાં અને મરજાને અબ્બાસાને પુછ્યું "શાહઝાદી શું છે?! ખયર તો છે?!" અબ્બાસા એવી તો બેશુદ્ધ અવસ્થામાં પડી હતી કે તેણે તેનો કંઇ પણ જવાબ આપ્યો નહિ, પરંતુ તેથી વધારે ઝારએઝાર રડવા લાગી ગઇ. આ જોઇને મરજાને પાછું પુછ્યું કે, "ઓ શાહઝાદી! કાંઈ કહો તો ખરાં? આટલાં બધાં શામાટે રડો છો?!" આ સવાલથી અબ્બાસા જાગૃત થઇ અને મરજાનને કહ્યું કે, "ઓ મરજાન! હું તો વાતોચિતો કરતાં નિદ્રાધીન થઈ, પરંતુ તે પછી મને એવું ખરાબ સ્વપ્ન આવ્યું કે તેથી મારા હોંશ હવાસ ઉડી ગયા!"

આ સાંભળીને મરજાને શાહઝાદીની નજદીક ઉભેલી બીજી સર્વે

ખવાસો અને લોંડીઓ વિગેરેને દુર હઠાવીને પુછ્યું કે, "શાહજાદી ! શા માટે નકામા આટલાં બધાં રડો છો ? શું દુનિયામાં કોઇને એવાં ખરાબ સ્વપ્નો નહિજ આવતાં હોય ?! કહો કે એવું શું સ્વપ્ન આવ્યું ? !"

અબ્બાસાઃ—"ઓ મરજાન ! હું શું કહું ? મારી જીભ ઉપડી શકતી નથી ! બસ ! તે વિષે મારા મુખથી ન કહેવડાવ તો બહેતર છે !"

મરજાનઃ—"અરે મારી શાહઝાદી ! સ્વપ્નની બાબત ખરી હોઇ શકતી નથી તેથી તે કહેવામાં કશો વાંધો નથી. હું નાદાન કે એવકુફ નથી, કે તે સાંભળીને તેનો ખુલાસો ન કરૂં, કારણ કે મેં આપને કહેતાં સાંભળ્યું છે કે સ્વપ્ન કોઇ પાસે બ્યાન કરવું નહિ, પરંતુ જો કોઇ તેનો ખુલાસો આપે તો તે કહેવામાં વાંધો નથી માટે આપ ગભરાવો નહિ, હું ઇન્શાઅલ્લાહ ઘણો સારો ખુલાસો કરીશ ?"

અબ્બાસાઃ—"મરજાન ! લે ત્યારે સાંભળ, જ્યારે મને નિદ્રા આવી ગઇ ત્યારે મેં સ્વપ્નમાં જોયું કે—વજીર સાહેબ એકદમ ગભરાઇને મારા પલંગ નજદીક આવીને ઉભા રહ્યા. તેઓની આંખોમાંથી આંસુઓની ધારા વ્હેતી હતી તેઓએ આવતાંની સાથેજ મને એક બાજુથી હલાવીને નિદ્રામાંથી જાગૃત કીધી. તેઓનો ચહેરો બહુજ ઉદાસ અને ગમગીન હતો. તે વેળાએ મેં તેઓને પુછયું કે, "પ્યારા ! આટલા બધા કેમ ગભરાઈ ગયા છો ? ખયરીયત છે ને ?" તે સાંભળીને તેઓએ ચીસ પાડીને રડતાં રડતાં મારા ગળામાં હાથ નાંખ્યા અને કંઇક બોલ્યા !"

આટલું કહેતાંજ અબ્બાસાનું દિલ પાછું ભરાઈ આવ્યું અને ડુસકે ડુસકે રડવા લાગી.

મરજાનઃ—"હુઝુર ! શું કહ્યું તે તો ફરમાવો ?!"

અબ્બાસાએ મહા મુશ્કેલીએ કહ્યું કે, "તે મારાથી કહી શકાતું નથી."

મરજાનઃ—"તોબા તોબા ! શા માટે આપ પુરતી વાત કરતાં નથી ? ઇન્શાઅલ્લાહ ખુદા ખયર કરશે, જે કહ્યું હોય તે કહો."

. અબ્બાસાએ દિલને બહુજ દઢ રાખીને કહ્યું કે, "અફસોસ ! હું શું કહું ? તેઓએ કહ્યું કે, "ઓ પ્યારી ! બસ જો મારૂં મોત આવી રહ્યું છે !" તેઓ આમ વાત કરતા હતા તેવામાં ખુદા ગારત કરે તે કમબખ્તને કે તેણે આવીને તેઓના ગળામાં એવા જોરથી તલવાર ચડાવી દીધી કે—"

અબ્બાસા આટલું બોલીને અટકી ગઇ અને ઝારએઝાર રડવા લાગી. તે સાંભળીને મરજાન મતલબને પામી ગઈ. તેને પણ એકદમ રડવું આવી ગયું, પરંતુ અબ્બાસા વધારે ન રડે તે માટે તેણે પોતાના દિલને કાબુમાં લઇ લીધું અને કહેવા લાગી કે, "વાહ ! શાહજાદી તમો પણ ઠીક છો ! "સુબ્હાનલ્લાહ !" આપ પણ કેવી વાત કરો છો ? શું આપ જેવાં ભણેલાંગણેલાં બુદ્ધિશાળી શાહઝાદી આવા સ્વપ્નપર વિશ્વાસ રાખી શકે ખરા ? અમો જેવાં નાદાન પણ આવા સ્વપ્નપર કશો ભરોસો મેલી શકીએ નહિ ! શું તમોએ સાંભળ્યું નથી કે જ્યારે કોઇના મૃત્યુ પામવાનું સ્વપ્ન આવે ત્યારે તેની વય ઉલટી મોટી અને દરાઝ થાય છે ! ઇન્શાઅલ્લાહ—તઆલા ખુદાવંદે-કરીમ વઝીર સાહેબની વય એકસો ત્રીસ વયની કરશે અને તેઓની તમામ બલાને દુર કરશે ! જો કે આ સ્વપ્ન ખોટું છે, માટે બલા રદ થવા માટે કાંઇ સદકો કાઢો અને સહિસલામત પાછા ઘેર આવે તે માટે કાંઈ મન્નત માનો !"

અબ્બાસાઃ—" જા ! મરજાન ! મારી તિજોરીની ચાવી લાવ ? "

તિજોરીની ચાવી આવ્યા પછી અબ્બાસાએ તેમાંથી દશ પંદર હજાર રૂપીઆ જેટલું તે સમયનું ચલણી નાણું કાઢયું અને મરજાનને કહ્યું કે, "આ છુપી રીતે ગરીબો અને મિસકીનોમાં વહેંચાવી દેવડાવ ! અને હું ખુદા સાથે અહદ કરૂં છું કે જ્યારે વજીર સાહેબ સહિસલામતિથી ઘેર આવશે, ત્યારે ગરીબોને એક હજાર કપડાંની જોડ અને ઓઢવા માટે એક હજાર ગરમ ધાબળીઓ અને દરેકને એક એક દીનાર આપીશ; તેમજ પાંચ હજાર માણસને ઉમદા ખાણું પકાવીને ખવરાવી દઈશ ! "

મરજાને શાહજાદીને પાછો સવાલ કીધો, " ઓ મારી શાહજાદી ! તે પછી આપે સ્વપ્નમાં શું જોયું ? ! "

અબ્બાસાએ બહુજ મોટો ઠંડો નિસાસો ભરી અને છાતીપર હાથ મારીને રડતાં રડતાં કહ્યું કે, " હાય અફસોસ ! તું શું પુછે છે ? તે તલવારના ઝટકાથી તેઓનો જે હાલ થયો તે મારાથી કહી શકાતો નથી, પરંતુ એટલોજ ઇસારો તે વિષે બસ છે કે—તેઓની તે વખતે મારાથી ક્યામત સુધીની જુદાઇ થઇ ગઈ, અને હાય ! હજાર અફસોસ ! કે તેઓનું કાપેલું સર મસરૂરે લાવીને મારા ભાઇ હારૂન સમક્ષ હાજર કીધું ! અફસોસ ! જ્યારે આ દેખાવ મારી આંખો સામે ખડો થાય છે ત્યારે મારૂં કલેજું મોંમાં આવે છે ! " આમ કહીને તે જાર બેજાર રડવા લાગી. તે વખતે પાછી તમામ કનીઝો અને ખવાસો એકઠી થઈ ગઈ અને શાહજાદીનો હાલ પુછવા લાગી તેથી મરજાને તેઓને તે વિષે સહેજસાજ વાકેફ કરીને પાછી તેઓને કામે વળગાડી આપી, અને પોતે અબ્બાસાની પાસે બેસી રહી. જ્યારે તે પછી અબ્બાસા પલંગપર સુવા માટે જવા

લાગી ત્યારે મરજાને તેને બહુજ દીલાસો અને ધીરજ આપીને નાસ્તો કરવા બેસાડી તેથી તેણે મહા મુશ્કેલીએ થોડો નાસ્તો કરીને પાછી પલંગપર સુઇ ગઇ! તે પોતાના પ્યારા જાઅફરની જુદાઇમાં અને તેની ગઝબનાક ગમગીનીમાં રડતી રડતી સુઇ જતી હતી અને વારંવાર નિદ્રામાંથી ચોંકી પડીને ચીસો પાડયા કરતી હતી! આવી જફાકારક અને દયાપાત્ર સ્થિતિમાં અબ્બાસા જાઅફરની જુદાઇમાં પોતાની જીંદગીના ઝુલમભર્યાં દિવસો વિતાડતી હતી!

## પ્રકરણ ૬૨ મું.

### ઝુબીદા અને અબ્બાસા.

હારૂન-અલ-રશીદે બગદાદ તરફ રવાના થયા પછી અને પોતાની સ્વારી ત્યાં પહોંચ્યા પ્રથમ પોતાના ખાસ કાસિદોને બહુજ ખાનગી અને છુપી રીતે બગદાદ મોકલી આપ્યા હતા. તેઓ સાથે ખાસ વિશ્વાસુ માણસોપર એવી મતલબની ખબર મોકલી આપવામાં આવી હતી કે-શહેરમાં તોફાન થવાનો ભય રહે છે, માટે લશ્કર અને પલટણ વિગેરેનો ચાંપતો બંદોબસ્ત કરી રાખવો અને એવી સખ્ત સાવચેતી ભરેલી તપાસ રાખવી કે-બગદાદના પાંચ કે દશ શખ્સો કોઇ પણ જગ્યાએ એકઠાં મળીને કશી ચર્ચા કરવા પામે નહિ.

આ હુકમ બગદાદના સત્તાવાળાઓને પહોંચતાંજ આખા શહેરમાં તમામ ઠેકાણે ચોકી-પહેરા બેસાડવામાં આવ્યા; જેથી લોકોમાં વિશેષ ચર્ચા થવા લાગી કે આ પ્રમાણે ચાંપતો સખ્ત જાપ્તો રાખ-

વાનું શું પ્રયોજન હશે ? આના સવાલ જવાબમાં બગદાદની પ્રજા અનેક તર્કવિતર્કો કરવા લાગી અને જેને જેમ ફાવ્યું તેમ સર્વ કોઈ ફેંકવા લાગ્યું !

જ્યારે બગદાદના બાદશાહની સ્વારી બગદાદની બહુજ નઝદીક આવી લાગી અને બગદાદ પહોંચવાને માત્ર બે ત્રણ દીવસ જેટલોજ પંથ બાકી રહ્યો, ત્યારે હારૂન–અલ–રશીદે પોતાના ખાસ વિશ્વાસ-પાત્ર માણસોને પોતાની પહેલાં બગદાદમાં મોકલીને વહયા, જાબફ્ફર અને તેના ખેશ કુટુંબીઓનાં તમામ મકાનોપર સખ્ત ચોકી પહેરો બેસાડી દીધો અને તે સાથે એવો સખ્ત હુકમ બગદાદમાં બાહેર પાડવામાં આવ્યો કે–બાદશાહની સ્વારી આવતાં કોઇ પણ સ્ત્રીપુરૂષે અથવા તો બીજા કોઇએ પણ મકાનની બહાર નીકળવું નહિં, તેમજ બહારથી કોઇએ અંદર જવું નહિં.

જ્યારે આ ખબર મરજાનને પડી ત્યારે તે બહુજ ગભરાઇ ગઇ અને ઉદાસ થઇને અબ્બાસા આગળ આવીને બેઠી ત્યારે અબ્બાસાએ પુછ્યું કે, "કેમ મરજાન ? આજે તું શા માટે બહુ ઉદાસ અને દિલગીર જણાય છે ? શું કાંઇ નવી જુની વાત સાંભળવામાં આવી છે ?!"

મરજાનઃ "ઓ મારી શાહજાદી ! ખુદા ન કરે ને આપનું સ્વપ્ન સાચું પડે તેવાં ચિન્હો જણાય છે !"

અબ્બાસા આ સાંભળીને એકદમ ગભરાઇ ગઈ અને મરજાનને પુછવા લાગી કે "કેમ મરજાન ? શું કાંઇ મક્કેથી ખબર આવી છે ? અથવા તો શું બાદશાહ સલામત આવી લાગ્યા છે ?"

મરજાનઃ "શાહઝાદી ! બીજી કશી ખબર હજુ આવી નથી, પરંતુ પાંચ સાત દિવસ થયાં આપણું લશ્કર લડાઇ માટે તૈયાર કરવામાં આવે છે; અને પ્રજાની સલામતી માટે ચોતરફ ચોકી પહેરા

બેસાડી દેવામાં આવ્યા છે, અને તેથી લોકોમાં એવી ચકચાર ચાલી રહી છે કે—કદાચિત કોઇ બાદશાહ આપણા પર ચઢાઇ લાવતો હશે; ઉપરાંત આજ મધ્યરાત્રિથી જાઅફર, યહયા અને તેના કુટુંબીઓના મકાનો પર સખ્ત ચોકી પહેરા બેસાડી દેવામાં આવ્યા છે. આમ શા માટે કરવામાં આવ્યું છે, તેનું કોઇ પણ કારણ બતાવી શકતું નથી."

અબ્બાસાએ ઠંડો નિસાસો નાંખીને અને રડતાં રડતાં કહ્યું કે "હાય! એ મરજાન! ગઝબ થઇ ગયો! ખરેખર! મારૂં સ્વપ્ન કેવળ સાચું છે, તેમાં હવે કશો પણ શક રહ્યો નથી! હું પ્રથમથીજ કહેતી આવી હતી કે—આ મુસાફરીમાં તેઓની સલામતી જોવામાં આવતી નથી. આહ! આહ! તે ઘાતકી હૃદયના ઝુલમગાર હારૂને પોતાના વઝીર સાથે જરૂર દગો કર્યો હશે, અને કોઈ પ્રકારનું તોફાન ન થાય તે માટેજ પ્રથમથી આવો ચાંપતો જાપ્તો રાખવામાં આવ્યો હશે!"

અબ્બાસા આટલે સુધી પોતાના દિલને મારીને રોકી શકી, પરંતુ તે પછી તેનામાં બોલવાની શક્તિ રહી નહિ, તેથી તે પોતાનું માથું એકદમ ભોંય પર પછાડીને ઝારેઝાર રડવા લાગી તેથી સર્વે લોંડીઓ એકઠી થઇ ગઇ! મરજાન અબ્બાસાનું માથું પોતાના ખોળામાં લઇને પોતાની સાડી વતી તેનાં આંસુઓ લુંછી નાંખીને બહુજ દીલાસો દેવા લાગી, છતાં પણ કોઈપણ પ્રકારે અબ્બાસા શાન્ત થતી ન હતી. અબ્બાસાના રડવાથી સર્વ લોંડીઓ વિગેરે પણ રડવા લાગી ગઇ અને જાણે કે—કોઇ નવ યુવાનનું મોત થયું હોય તે પ્રમાણે ચોતરફ શોર મચી રહ્યો.

આ ખબર વીજળી વેગે બાદશાહની બેગમ ઝુબીદાખાતુનને પહોંચી ગઇ, તેથી ઝુબીદાએ પોતાની ખાસ માનીતી હુઝુરી લાડલીને

કહ્યું કે, "કેમ લાડલી? અબ્બાસાના મકાનમાં શા માટે રડાપીટ થાય છે? તે વિષે તને કંઇ ખબર છે ખરી?!"

લાડલી—"બેગમ સાહેબ! આથી વિશેષ મને કંઇપણ ખબર નથી, પરંતુ મારા સાંભળવામાં એવું આવ્યું છે કે–જાઅફર અને યહયાના મકાનો પર ચોકી પહેરા બેસાડવામાં આવ્યા છે! તો આ ઉપરથી કદાચિત શાહઝાદી અબ્બાસાને કંઈ શક ગયો હોય તો તે બનવા યોગ્ય છે."

જે પ્રમાણે મરજાન અબ્બાસાની ખાસ માનીતી કનીઝ હતી, તેજ પ્રમાણે આ લાડલી નામની કનીઝ ઝુબીદાની ખાસ વિશ્વાસપાત્ર કનીઝ હતી, તેથી ઝુબીદા પોતાના દિલની તમામ વાતચીત તેને ખુલ્લા દિલથી કરતી હતી. જાઅફર અને અબ્બાસાની તમામે તમામ સ્થિતિથી આ લાડલી તેમજ તેની બેગમ ઝુબીદા પણ વાકેફ હતી.

ઝુબીદા—"ઓ લાડલી! બાદશાહ સલામતની તો પ્રથમથીજ જાઅફર અને અબ્બાસાનું કાટલું કાઢી નાંખવાની ઇચ્છા હતી; પરંતુ પાછળથી મેં તેઓને બહુજ સમજાવ્યા અને હાથ જોડી જોડીને કાલાવાલા કરી તેઓને આવું ગંભીર પગલું ભરતાં અટકાવ્યા હતા; પરંતુ અફસોસ કે–તેઓ અત્રેથી રવાના થતી વેળાએ ઇશારામાં એવું બોલી ગયેલા મને યાદ આવે છે કે–તારા દુશ્મન યહયાનો પુત્ર જાઅફર હવે બગદાદની ઝમીનપર પોતાનો નાપાક બોજો વટીક પાછો નાંખવાને સલામત રહેશે નહિ! જરૂર તેઓએ જાઅફરનું કાસળ કાઢી નાંખ્યું હશે; અને તેથીજ મને એમ સમજાય છે કે–તેના મકાન પર ચોકી પહેરો બેસાડવામાં આવ્યો છે; પરંતુ હવે અબ્બાસાને ત્યાં માતમ થઈ રહ્યું છે, તો તે વિષે આપણે તેહકીક કરી કાંઇ પુછાવવું અને જાતે જવું જોઇએ કે નહિ?!"

લાડલી—"એ બેગમ સાહેબ ! મારો એવો મત થાય છે કે-આપણે કંઇ પણ પુછાવ્યા શિવાય ત્યાં જવું જોઇએ !"

લાડલીનો મત થવાથી ઝુબીદા અબ્બાસાને ત્યાં જવા તૈયાર થઇ, અને પોતે રવાના થવાં પ્રથમ એક કનીઝ સાથે અબ્બાસાને કહેવડાવી મોકલવામાં આવ્યું કે—"ઝુબીદા બેગમ આપની મુલાકાતે આવે છે" આ ખબર સાંભળીને અબ્બાસાની ફીકર અને ચિંતામાં વધારો થયો. ગભરાટ વધી પડયો, અને ના કહેવડાવવું પણ યોગ્ય જણાયું નહિ, તેથી તે પોતાનું દિલ સખ્ત કરી, હાથ મોં ધોઇને બેઠી. તેવામાં ઝુબીદા બેગમ પણ ત્યાં આવી લાગી.—આવતાંની સાથેજ ઝુબીદાએ અબ્બાસાને ખબર પુછવા માંડયા અને તે કહેવા લાગી કે, "કેમ શાહઝાદી સાહેબ ! સારી પેઠે છે ને ?! આજે અમોએ આપને ત્યાં માતમ મચી રહેવાના સમાચાર સાંભળ્યા; તેથી હું ખબર પૂછવાને આવી છું !"

અબ્બાસા—"ભાભી સાહેબ ! એવું કોઇ ખાસ કારણ નથી; પરંતુ એક રાત્રે આવેલા બીહામણા સ્વપ્નને લઇને હું ગમગીન થઇ ગઇ હતી અને મારો ચ્હેરો ઉદાસ જોઇને ખવાસો પણ શોરબકોર કરવા લાગી ગઇ !"

ઝુબીદા—"ભલે ! ખુદા કરે ને તેમજ હોય: પરંતુ જરા ખવાસોને દીવાનખાનાની બાહેર મોકલી આપો તો આપણે કોઇ ખાનગી વાતચીત કરી શકીએ !"

આ સાંભળીને અબ્બાસાએ ઈસારો કરવાથી તમામ ખવાસો તેમજ મરજાન બાહેર ચાલ્યાં ગયાં. જે પછી ઝુબીદાએ કહ્યું કે, "એ શાહઝાદી ! આપ પોતાની દિલની હાલત મારાથી છુપાવો નહિં. આપ સમજતાં હશો કે હું કશું જાણતી નથી, પરંતુ

મને આપના તમામ હાલની પુરી ખબર છે; કારણ કે આપની એક નીમકહરામ કનીઝ—આપ તેના પર ગુસ્સે થયાના સબબે—આપની તમામ હાલત મને સમજાવી ગઇ છે! એટલુંજ નહિં પણ આપના ભાઇજાન પણ તે વખતે અણચિંત્યા આવી ગયા તેથી તેઓ પણ આપના તમામ હાલથી વાકેફ થયાં છે! જે સાંભળીને તેઓના ગુસ્સા અને જુસ્સાની ગોયા હદ રહી નહિં. પરંતુ તે વેળાએ મેં તેઓને આપનું અને વઝીર સાહેબનું હીત ચાહીને તેઓના ગુસ્સાને ઠંડો પાડયો હતો."

અબ્બાસા—"જ્યારે આપ મારી દરેક સ્થિતિથી વાકેફ છો; તો હવે શા માટે પુછો છો? હું તમોને ખુદાની કસમ આપીને પુછવા માગું છું કે—આમાં મારો વાંક છે કે મારા ભાઇજાનનો?!"

ઝુબીદા—"શાહઝાદી! કસમ શા માટે આપો છો? હું સર્વે બીનાથી પુરતી વાકેફ છું અને તેથી એમ માનું છું કે—તેમાં આપના ભાઇની ગંભીર ભૂલ થઇ છે; તેમાં આપનો કોઇ કસુર નથી!"

અબ્બાસા—"ખયર! થનાર થઇ ચુકયું; પરંતુ વઝીર સાહેબ વગેરેનાં મકાનો પર શા માટે ચોકી પહેરો રાખવામાં આવ્યો છે!"

ઝુબીદા—"તે વિષે મને કશી માહીતી નથી!"

આ પછી ઝુબીદા અને અબ્બાસાએ દિલ ખોલીને સારી રીતે વાતોચીતો કરી, જે દરમીયાનમાં અબ્બાસાએ પોતાના પ્યારા જાઅફરના મક્કે રવાના થતી વેળાનો અને પોતાના સ્વપ્નનો તમામ હાલ ઝુબીદાને કહી સંભળાવ્યો. ઝુબીદાએ પણ હારૂન-અલ-રશીદે જતી વખતે કરેલો ઇસારો જાહેર કર્યો! આ પછી તેઓ એવા મતપર આવ્યા કે—ઝાલિમ હારૂને જાઅફરને જરૂર કત્લ કરી નાખ્યો હશે અને તેના પીતા અને ભાઇ વિગેરેને કેદ કીધાં હશે. આ વેળાએ ઝુબી-

દાએ અબ્બાસાને દીલાસો દેતાં કહ્યું કે—" એ શાહઝાદી ! જે થનાર સૃજીત હશે તે પ્રમાણે અવશ્ય થશે ! તેમાં આપને કશા પ્રકારની ફીકર કરવી સઝાવાર નથી ! હું આપના માટે ઘણી સિફારિશ કરીશ, અને કોઇ પ્રકારની ઇઝા આવવા દઇશ નહિ ! "

અબ્બાસા—" ભાભી સાહેબ ! સિફારિશ કરવા–કરાવવાની હવે કોઇ જરૂર રહી નથી. હવે જીવીને વૃથા આયુષ્ય ગાળવામાં મઝા નથી. પ્યારા જાઅફરની કત્લ થવાના ભયંકર બનાવની સચ્ચાઇમાં હવે કશો શક રહી શકતો નથી; પરંતુ જ્યાં સુધી ખાત્રીપૂર્વક ચોક્કસ સમાચાર ન મળે ત્યાં સુધી ખાત્રી થઇ શકતી નથી ! અફસોસ કે જ્યારે તે યુવાનીના ખીલતા બહારમાં આવેલા પ્યારા જીગરજાન જાઅફરની કત્લના ખરેજ ખેદજનક માઠા સમાચાર મને ખાત્રીપૂર્વક મળશે, ત્યારે મને ખાવું પીવું હરામ થઇ જશે, અને તે વેળાએ મારૂં દિલ કાબુમાં ન રહેતાં આપઘાત કરવાને તૈયાર થઇ જાય તોપણ આશ્ચર્ય નથી, પરંતુ હું પોતેજ આપઘાત કરીને ખૂન કરવાના ગુનાહમાં ગિરફતાર થાઉં તે કરતાં તે ઝાલિમ અને ક્રૂર બાદશાહના હાથે મરાઇને મઝલૂમનો દરજ્જો પ્રાપ્ત કરવો વધારે પ્રસન્ન કરવા લાયક છે. "

ઝુબીદા—" એ પ્યારી શાહઝાદી ! ખુદા અને રસુલને વાસ્તે એવી નાદાની કરતાં નહિં, હું નથી માનતી કે—આપના સગા ભાઇ આપને એક અક્ષર વટીક કહે અથવા તો ઇઝા પહોંચાડે. "

આ પછી ઝુબીદા અબ્બાસાને ઘણો દિલસોજીપૂર્વક દીલાસો દઇને પોતાના મહેલ તરફ ચાલતી થઇ.



# પ્રકરણ ૬૩ મું.

## નિર્દોષ અબ્બાસાની નિર્દય કત્લ.

બીજે દિવસે બગદાદ શહેરમાં હારૂન–અલ–રશીદની સ્વારી પુરતા રોબ અને દબદબા સહિત આવી પહોંચી. તે જાઅફરની લાશ અને ધડથી જુદું થયેલું–તેનું કપાયેલું માથું પણ સાથેજ લેતો આવ્યો હતો. બાદશાહે બગદાદમાં પહોંચતાંજ જાઅફરના પિતા યહ્યા અને તેના ભાઈ ફઝલ વિગેરેના પગમાં બેડી અને ગળામાં તોક નંખાવીને તેઓને સખ્ત પ્રકારની કેદમાં મોકલી આપ્યા, અને તેઓ પર બહુજ મજબુત ચોકી પહેરો રખાવ્યો. જાઅફર અને યહ્યા વિગેરે તમામ બરામકાનાં ઘરબાર લુંટી લેવામાં આવ્યાં. તેઓમાંનાં જેઓ મોટી વયનાં હતાં તેઓને કેદ કરવામાં આવ્યાં અને ઓરતો, બચ્ચાંઓ અને કનીઝોને નઝર–કેદ રાખીને એક ગરીબ હાલત પ્રમાણે તેઓને ખોરાકી અને પોષાકી આપવાનો હુકમ કરવામાં આવ્યો. આ મહાન ભયંકર અને ગંભીર બનાવથી આખા બગદાદ શહેરમાં બહુજ શોરબકોર મચી રહ્યો અને લોકોનાં દિલ બહુજ ઉશ્કેરાઈ ગયાં, પરંતુ બરમકાનાં કમભાગ્યે તે વેળાએ યહ્યાનાં ખાનદાનમાંનું કોઇ મોટી વયનું આઝાદ ન હતું. જો તેઓમાંનો એક પણ મુક્ત હોત તો હારૂન–અલ–રશીદ સાથે જોવા અને જાણવા જેવી લડાઇ જાગત; બલ્કે હારૂનને કત્લ કરી તેનું રાજ્ય છીનવીને બરામકાના કબજામાં તે રાજ્યની હકુમત આવ જાત પરંતુ હારૂન–અલ–રશીદે ઘણીજ દુરઅંદેશી અને ચાલાકીથી પ્રથમથીજ સખ્ત પ્રકારનો બંદો-

બસ્ત કરી રાખ્યો હતો; એટલુંજ નહિં પણ હુઝુરીઓ, અફસરો અને આગેવાનોને ઇનામ અને લાંચ તરીકે લાખો રૂપીઆ અપાઇ ચુક્યા હતા, કારણ કે હારૂનને બળવો થવાની સખ્ત ધાસ્તી હતી.

જ્યારે અબ્બાસાને ખબર થઇ કે—જાઅફરને કત્લ કરીને તેની લાશ અને માથાને બાદશાહની સાથેજ લાવવામાં આવ્યું છે, ત્યારે તેણે પોતાના માથાના વાળ તોડીને વિખેરી નાંખ્યાં, અને એક મોટી આહના નિરાશાભર્યા નિસાસાઓ વચ્ચે ઝમીનપર પછાડ ખાવા લાગી. હાથમાં પહેરેલી બંગડીઓ ફોડી–તોડી નાંખી અને ઝારબેઝાર રડવા–પીટવા લાગી ગઈ અને વિલાપ કરીને કહેવા લાગી કે, "હાય! ઝાલિમ અને ક્રૂર હૃદયના હારૂને દગો કર્યો. ઓ મારા હૈયાના હાર–પ્યારા દીલબર–જાઅફર! જો મને તમારા કત્લ થવાની ખાત્રી હત તો તમોને જવાજ ન દેત!" આમ કહી કહીને તે બેઅખ્તીયારીથી રડવા પીટવા અને જાઅફરની ગોયા લાશ પર માતમ અને આહો-ઝારી કરવા લાગી ગઇ! મરજાન અને કનીઝો પણ પોતાના વાળ તોડીને અને બંગડીઓ વિગેરે ફોડી નાંખીને છાતી કુટીને માતમ કરવા લાગી. છેવટે અબ્બાસાએ જાઅફરની લાશ જોવા માટે ચાહ્યું; પરંતુ પાછળથી તેને ખબર પડી કે—લોકોના દિલમાં બાદશાહની–ધાક અને ડર બેસાડવા માટે તે ઝાલિમ હારૂને તે લાશ–કપાયેલા માથાને શહેરના એક સરયામ રસ્તા પર ટંગાવી રાખ્યું હતું અને પોતે કેટલાક દિવસો સુધી દરબારમાં જવું આવવું મુલતવી રાખ્યું હતું.

તે ઝાલિમ અને મગરૂર બાદશાહ વારંવાર પોતાના દિલને કહેવા લાગ્યો કે, "જો અબ્બાસા અથવા તેના છોકરાઓ જીવતા રહેશે તો તેઓ જાઅફરના ખુનનો બદલો જરૂર લેશે, તેથી તેઓનું પણ કાસળ પતાવી નાંખ્યા શિવાય બીજો ઇલાજ નથી, તેથી તેણે

અબ્બાસાના પુત્રોને મક્કેથી જે અલાયદી જગ્યાએ છુપાવી રાખ્યાં હતાં, ત્યાંથી તેઓને પાછાં બગદાદ શહેરમાં લાવવાને પોતાના ખાસ માણુસોને જાઅફરને કત્લ કીધા પછી તુરતજ મોકલી આપ્યાં હતાં. છતાં પણુ હવે અબ્બાસાનું કામ કેવી રીતે તમામ કરવું તે વિષે વિચારમાં મશગુલ હતો.

હારૂન—અલ—રશીદે અબ્બાસા અને તેના પુત્રોને કત્લ કરવા ચોક્કસ ઇરાદો રાખ્યો હતો. તે પછી તે રાત્રિદિવસ તેનાતેજ વિચારમાં રચ્યો પચ્યો રેહતો હતો. ઝુબીદા હારૂનના આ ઇસારા અને વર્તનથી સમઝી ગઈ હતી કે—હવે અબ્બાસા અને તેના લાડકવાયાં નિર્દોષ બાળકો આ દુનિયાના થોડાજ દિવસના મેહમાન છે, તેથી તે હારૂનને બહુ આજીઝી અને લાચારીથી કત્લ કરવાની મનાઈ કરતી હતી અને કેહતી હતી કે—"અબ્બાસા તો તમારી બહેન થાય છે, ઉપરાંત તે બની હાશમના ખાનદાનની શેહજાદી છે, અને તે દરેક રીતે ન્યાય નીતિની દ્રષ્ટિએ જોતાં નિર્દોષ ઠરે છે. તેનાથી કોઈ ખરાબ કે ધર્મની વિરૂદ્ધ આચરણુ થયું નથી ! તમોએ પોતે જ્યારે તેના નિકાહ પડાવી આપ્યાં, તો પછી તેનો કોઈ બાબતનો ગુનોહ ગણુાઇ શકાતો નથી ! હા ! માત્ર આપના એક હુકમની નાફરમાની થઇ છે; પરંતુ વિચાર કરો કે—આપે એ કેવો ન પાળી શકાય તેવો હુમક કર્યો ? માટે જો તમો હઠ પકડીને અબ્બાસાને નાહક કત્લ કરશો તો યાદ રાખજો કે તેની આહ અને નિશ્વાસ તમોને લાગ્યા શિવાય રેહશે નહિં !"

આ સાંભળીને હારૂને ઝુબીદાને ઉડાવતાં મસલેહત વાપરીને કહ્યું કે, "ભલે ! તમારી મરઝી હશે તો હું અબ્બાસાને કત્લ કરાવીશ નહિં !"

હારૂને ઝુબીદાને તે પ્રમાણે વચન તો આપ્યું, પરંતુ તેણે પોતાના દિલનો દ્રઢ નિશ્ચય ફેરવ્યો નહિં; પરતુ તેથી ઉલટું અબ્બાસાનું કાટલું જેમ બને તેમ જલદી કાઢી નાંખવાની તેણે ઉતાવળ કરવા માંડી અને તેથી એક દિવસ તેના તેજ વિચાર અને ફીક્રરમાં રહ્યો અને આખરે તે બેરહમે પોતાના ખાસ હુઝુરી અને જાઅફરના કાતિલ મસરૂર મલઉનને કહ્યું કે, "આજ રાત્રિએ અંધકાર થતાંજ દશ મજુર અને બે ખાદિમને લઇને મારી પાસે હાઝર થજે!" જ્યારે હુકમ અનુસાર તે રાત્રિના મસરૂર ખાદિમો અને મજુરો સાથે ત્યાં વખ્તસર હાઝેર થયો, ત્યારે હારૂન તે મજુરો વિગેરેને લઇને અબ્બાસાના મકાન પર ગયો અને અંદર માણસ મોકલી તપાસ કરાવી તો ખબર પડી કે-તે નિદ્રાવસ્થામાં પડેલી છે તેથી તેણે મરજાન વિગેરે સર્વેને ત્યાંથી દુર કરીને ત્યાં જઇને તેને કાંઇ પણ કહ્યા પુછયા શિવાય પોતાની સાથના ખાદીમોને હુકમ કીધો કે—"અબ્બાસાને કત્લ કરી નાંખો!" તેઓને હુકમ થતાંજ પ્રથમ રચેલી ગોઠવણ મુજબ તેઓએ તેને નિદ્રાવસ્થામાંજ કત્લ કરી નાંખી! જે પછી એક પેટીની અંદર તે લાશ મેલાવીને તેને તાળું વાસીને તેની ચાવી પોતાની પાસે રાખીને મજુરોને હુકમ કર્યો કે—"ઝમીનમાંથી પાણી નીકળે ત્યાંસુધી એક ઉંડો ખાડો ખોદો. જ્યારે હારૂનના હુકમ મુજબ ખાડો ખોદવામાં આવ્યો અને પાણી નીકલ્યું ત્યારે તેણે અબ્બાસાની લાશવાળી પેટી તેમાં નંખાવીને માટીથી ખાડાને પુરી દઈને ઉપર ઝમીન જેવી ઝમીન સરખી સપાટ અને તેનાપર પ્રથમ જે પ્રમાણે બીછાનું હતું તે પ્રમાણે બીછાવી આપ્યું. મલઉન અને ધાતકી હ્રદયના મહાઝાલિમ અને ઝુલમગાર બાદશાહે આ સર્વે કામકાજ એક ખુરશીપર બેઠાં બેઠાં પોતાની

નઝરોની સામે કરાવ્યું અને આ પ્રમાણે પોતાની એક સગી બ્હેન—એક અબળા જાતિની—નિર્દય કત્લ નિદ્રાવસ્થામાં કરાવીને એક પત્થરના દિલને પણ પીગળાવી નાંખે તેવું હીચકારૂં અને દિલને કમકમાટી ઉપજે તેવું મહાભયંકર અને ઝુલ્મી કૃત્યથી આ ઇતિહાસિક કથાના રસમય રંગીલા પાત્ર અબ્બાસાને કત્લ કરાવી નાંખવાનો મહા ગઝબ કરી નાંખ્યો તેથી તે નિર્દય અને ઝુલ્મી ઝાલિમ બાદશાહની આંખ્યોમાં આંસુઓ આવ્યાં કે નહિં, તે ખુદાજ જાણે; પરંતુ એક નિર્દોષ અબળાજાતી પરના આવા કશા પણ વાંક વીનાની નિખાલસ હૃદયની એક પરહેઝગાર અને પતિવૃતા સ્ત્રીને માટે તો આપણને હરગિઝ આંસુઓ વરસાવ્યા શિવાય રહી શકાતું નથી. અફ્સોસ !

## પ્રકરણ ૬૪ મું.

### અબ્બાસાની કત્લપર મરજાનનું માતમ.

પોતાની સમક્ષ પોતાની પ્યારી બ્હેન અબ્બાસાને કત્લ કરાવ્યા પછી હારૂન અલ—રશીદ તેનાં ખાસ ઓરડાને તાળું વાસીને બાહેર નીકળ્યો ત્યારે મરજાને બાદશાહને પુછ્યું કે, "હુઝુર ! અમારી શાહઝાદી ક્યાં છે ?!" હારૂને જવાબમાં માત્ર એટલુંજ કહ્યું કે, "ઝુબીદાને કાંઈ ખાસ જરૂરનું કામ હોવાથી મેં તેને આ વેળાએ તેની પાસે મોકલી છે !"

મરજાનને આ વિચિત્ર પ્રકારની વાત માન્યામાં આવી નહિ, તેથી તેણે બે હાથ જોડીને બહુજ નમ્રતાપૂર્વક કાલાવાલા કરીને

કહ્યું કે, "હુઝુરે આલી! અમારાં શાહઝાદી કદી પણ અમોને છોડીને ખામખા એકલાં બાહેર જાય નહિં; છતાં પણ જો ગયાં હોય તો ભલે, પરંતુ અમોએ તેઓને અહીંઆંથી બાહેર જતાં કેમ જોયાં નહિં ?!"

આ સવાલથી હારૂન-અલ-રશીદ એકદમ ગુસ્સાના જોસમાં આવી ગયો અને મરજાનને કહેવા લાગ્યો કે, "એ કમબખ્ત, બે-શરમ કુતરી! તને શાહઝાદીએ એટલી બધી મોંએ ચડાવી છે કે આ પ્રમાણે એક બગદાદના બાદશાહ સાથે બેપરવાઈથી સવાલો કરી તડાકા મારે છે ?! બસ! હું તને હુકમ કરૂં છું કે-તું ચૂપ રહે! વધારે પૂછપરછ કરવાની તને કાંઈ જરૂર નથી!"

મરજાન આ સાંભળીને સ્તબ્ધ બની ગઈ અને બહુ આજીજીથી પાછી પૂછવા લાગી કે, "એ અમારા આકા અને સરદાર! વધારે પૂછવાની મનાઇ કરી તો હવે નહિ પુછીશ; પરંતુ આપ નામવર એ તો ફરમાવો કે અમો બીબી ઝુબીદા ખાતુનને ત્યાં જઇએ કે અહીં-આજ રહીએ ? શું અમારી શાહઝાદી પાછાં અત્રે આવનાર છે ?!"

બાદશાહ—"એ મરજાન! આ વખતે તમો સર્વે અત્રેજ સુઈ રહો! સહવારનાં ઝુબીદાના મહેલે જજો. ત્યાં તમારી શાહઝાદી તમોને મળશે!"

હારૂન—અલ-રશીદે વિચાર્યું કે-આજ વખ્તે અબ્બાસાના કત્લ કરવાની વાત જાહેર કરવી યોગ્ય નથી, તેથી તે મરજાન વિગેરેને આડાઅવળા જવાબો આપીને પાછો પોતાને મહેલે વિદાય થયો અને મહેલમાં જઇને દિલ ભરાઈ આવ્યાથી તેણે ત્રણો વખ્ત સુધી રડયા કીધું! તે જોઇને ઝુબીદાએ બાદશાહને પૂછ્યું કે, "હુઝુરે-આલી! આપ શા માટે રડો છો ?!"

હારૂન–અલ–રશીદે એક 'આહ' ખેંચતાં કહ્યું કે, "અફસોસ ! જાઅફરને કત્લ કર્યા પછી મને જરાએ ચેન પડતું નથી !"

ઝુબીદા—"હુઝુર ! બાદશાહોમાં એજ મોટી ખામી ઘણું ભાગે જોવામાં આવે છે કે ગુસ્સો આવે ત્યારે તેઓ કાંઇ પણ વિચારતા નથી અને પાછળથી પશ્ચાતાપ કરવા બેસે છે; પરંતુ તે પશ્ચાતાપ તે પછી કાંઈ પણ કામ આવી શકતો નથી. ખયર ! જે સૂજીત હતું તે થયું ! હવે સબર કરો ! હું આપને એક ઇલ્તેમાસ કરૂં છું કે–હવે ખુદા અને તેના રસુલને વાસ્તે આપ આપની બહેન અબ્બાસાપર જરૂર રહેમ કરજો, અને તેને પણ જાઅફરની જેમ કત્લ કરાવીને આપની ઝુલમી તલવાર તે અબળા જાતિની એક આપની ગરીબ બહેનપર ફેરવશો નહિં."

બાદશાહ—"ઝુબીદા ! જાઅફરને કત્લ કરવાથી મને ઘણો પશ્ચાતાપ થયો છે, તેથી હવે હું અબ્બાસાનું નામ પણ નહિ લઉં ! પરંતુ મારો વિચાર એવો થાય છે કે હું તેને બગદાદમાં ન રાખતાં કોઈ બીજી જગ્યાએ મોકલી આપીશ."

ઝુબીદા—"આપની મરઝીમાં આવે તેમ કરો, પરંતુ મારી આપને ફરાફરીને એજ વિનંતી છે કે–તેઓને કોઈ પ્રકારની ઇજા કે તકલીફ પહોંચાડશો નહિં."

ઝુબીદાએ બાદશાનું કહેવું સત્ય માન્યું; તેથી તેના નાઝુક દિલને શાંન્તી થઈ કે હારૂન હવે અબ્બાસાને કોઈ પણ પ્રકારે હેરાન કરશે નહિ.

અબ્બાસાની કત્લ કરાવ્યા પછી મરજાન અને બાદશાહ વચ્ચે જે બોલાચાલી થઈ હતી તેથી મરજાનને શક પડયો હતો, તેથી જ્યારે હારૂન ત્યાંથી ચાલતો થયો ત્યારે મરજાને મહેલની અંદર તપાસ ક-

આવી તો જણાયું કે—અબ્બાસાના સુવાના રૂમને બંધ કરીને તે પર તાળુ વાસવામાં આવ્યું હતું. તે ઉપરાંત અંદરની તમામ બારીઓ અને જાળીયાં વિગેરે પણ બંધ હતાં. આ જોઇને મરજાનની શંકામાં વધારો થતો ગયો કે—અબ્બાસા કોઇ પણ વખત બારીઓ અને જાળીયાં બંધ કરતી ન હતી, તેમજ અબ્બાસાની સ્વારી પણ જતી દેખાઇ નહિ. આવી વિચિત્ર પ્રકારની બાબતો બનવાથી મરજાનને જાતજાતના વિચારો અને ખ્યાલો આવવા લાગ્યા અને બીજી ખવાસો સાથે તેજ ગમગીની અને ઉદાસીમાં વાતો કરતાં કરતાં સહવાર થઇ. સહવાર થતાંજ મરજાન ખાધા પીધા શિવાય એકદમ બિછાનામાંથી ઉઠીને બે ખવાસો સાથે ઝુબીદાને મહેલે ગઇ. મરજાનને સહવારના પહોરમાં આવેલી જોઇને ઝુબીદાએ પૂછ્યું કે, "કેમ મરજાન! આજે સહવારનાં કેમ આવી છે?"

મરજાને હાથ જોડીને અને આંખ્યોમાં આંસુઓ લાવીને કહ્યું કે, "બેગમ સાહેબ! રાત્રિના બાદશાહ સલામત શાહઝાદીના મહેલપર પધાર્યા હતા અને અમો સર્વેને દુર કરીને જે ઓરડામાં શાહઝાદી સાહેબ નિદ્રા લેતાં હતાં ત્યાં ગયા અને કેટલાક વખત પછી પાછા તે ઓરડાને તાળું વાસીને બહાર નીકળ્યા ત્યારે અમોએ અરજ કરી કે શાહઝાદી સાહેબ ક્યાં છે?" ત્યારે તેઓએ જવાબમાં, કહ્યું કે, "બેગમ સાહેબને જરૂરી કામ છે, માટે તેઓને ત્યાં મોકલ્યાં છે! તમો સહવારમાં ત્યાં જજો; તેથી અમો આજે અહીંઆં અમારી શાહઝાદી સાહેબને મળવા આવ્યાં છીએ."

ઝુબીદા—"શાહઝાદી તો અત્રે આવ્યાં નથી; પરંતુ રખેને હુઝુરે તેઓને કોઇ બીજે ગામ મોકલી આપ્યાં હોય, કારણકે તેઓ કહેતા હતા કે—હું તેને બગદાદમાં તો રહેવા નહિ દઉં!"

મરજાન—"બેગમ સાહેબ! મને તો જાતજાતના વસવસા પેદા થાય છે! ખુદા ખયર કરે!"

ઝુબીદા—"મરજાન! વસવસા તો મને પણ થયાં કરે છે; પરંતુ હુઝુરે આલી એટલા બધા નાદાન નથી કે તે પોતાની બહેનને મરાવી નાંખે!"

મરજાન—"તે ખુદા જાણે ખયર! હવે અમો અમારે મહેલે જઇએ છીએ; પરંતુ જો આપને તેઓનો કાંઇ પણ પતો લાગે તો અમોને જરૂર ખબર આપશો."

ઝુબીદા—"ભલે તમો જાઓ વધારે તપાસ કરાવી ખરા સમાચાર તમોને કહેવડાવીશ."

આ પછી હારૂન પાસે જઇને ઝુબીદાએ બહુજ કસમો આપીને પુછી જોયું, ત્યારે હારૂને કહ્યું કે, "ઝુબીદા! કસમો આપવાની કાંઈ જરૂર નથી! મેં શાહઝાદીને બહુજ છુપી રીતે કોઈ બીજા શહેર મોકલી આપી છે!"

ઝુબીદા—"હુઝુર! કયે ગામ મોકલ્યાં છે, તે કંઇ કહેશો?"

હારૂન—"ગામનું નામ તો "મુલ્કે અદમ" છે."

ઝુબીદા આનો મતલબ તુરતજ સમજી ગઈ અને ચીસ પાડીને મોટે અવાજે કહેવા લાગી કે, "હાય ગજબ! શું આપે શાહઝાદીને પણ કત્લ કરાવી નાંખી?!"

હારૂન—"ઝુબીદા! તારે વધારે પુછવાની શી જરૂર છે? મને જે કંઇ યોગ્ય લાગ્યું તે મેં કર્યું."

મરજાને અબ્બાસાના સુવાના રૂમને વાસેલું તાળું ખોલવા ચાહ્યું; પરંતુ બાદશાહના ખોફથી તેમ કરવા તેનું દિલ હઠી ગયું; પરંતુ પાછળથી તેને ઝુબીદા અને બીજાઓથી અબ્બાસાની કત્લ થવાની

ખબર પડી ત્યારે મરજાન પોતાની શાહઝાદીની આવી ખોફનાક કત્લ-પર આહોઝારી કરવા લાગી ગઇ માથાના વાળો તોડી નાંખી; શરીર-પરથીતમામ ઘરેણાઓ વિગેરેને ઉતારી અને તોડી ફોડી નાંખીને ચૂરેચૂરા કરી નાખ્યા અને તે એક ગાંડીની જેમ-શાહઝાદી-અબ્બાસાની બુમો પાડતી આખા મહેલમાં એક ચિતભ્રમની જેમ ભમવા લાગી અને શાહઝાદીનું માતમ તેણે શરૂ કરી દીધું. અબ્બાસાની બીજી પણ વિશ્વાસુ અને નામકહલાલ કનીઝો અને ખવાસોએ પણ અબ્બાસાના નામપર રડવા—અને છાતી પીટવાનું શરૂ કરી દીધું, તેથી તે વેળાએ અબ્બાસાના મહેલમાં રડવા, પીટવા અને છાતી કુટવાના ભયંકર—આવાઝો આવતા હતા. આ બીના પવનવેગે આખા બગદાદ શહેરમાં તુરતજ ફેલાઈ ગઇ તેથી ત્યાં જબરો શોરબકોર મચી રહ્યો, અને આ ઝુલ્મી બાદશાહની ઝુલમગાર ઝાલેમ તલવારથી આખું બગદાદ હચમચી રહ્યું અને ત્રાહે ત્રાહે પોકારીને તેને બદદોઆ વિગેરેથી તેની પર ફીટકાર કરવા લાગ્યું.

## પ્રકરણ ૬૫ મું.

## નિર્દોષ બાળકોની કત્લ.

હારૂન—અલ—રશીદે પ્રથમથીજ ઠરાવ કીધો હતો કે જાઅફર અને અબ્બાસાના નિર્દોષ બાળકોને પણ કત્લ કરાવી નાખવાં; કારણ કે તે એમ માનતો હતો કે જો તેઓ હયાત રહે અને તેઓ મોટી વયનાં થાય તો પોતાના પિતાના ખુનનો બદલો લીધા શિવાય કદી પણ રહે નહીં, અને પોતાના પુત્રો મામુન અને અમીન સાથે ફીતનો

અને ફીસાદ કર્યા કરે. આવી ધારણાથી તેણે તેઓનું પણ કાટલું કાઢી નાખવા માટે તેઓને જે જગોએ છુપાવવામાં આવ્યાં હતાં; ત્યાં તેણે પોતાના માણસોને દોડાવ્યા તેથી તેઓ તે બાળકોને બહુજ છુપી રીતે રાત્રિનાં સમયે લઇ આવ્યા.

જ્યારે હારૂન–અલ–રશીદની સમક્ષ તે બન્ને બાળકો હાઝર થયાં, ત્યારે તેઓ સાથે તેણે કેટલીક વાતચીત કરી; અને મોટી વયનાં બાળકોને પુછ્યું કે, "ઓ મારી આંખોના નુર ! તારૂં નામ શું છે ?" નિર્દોષ બાળકે જવાબમાં કહ્યું કે, "મારૂ નામ હસન છે." તે પછી બાદશાહે બીજા બાળકને તેજ મતલબનો સવાલ કર્યો કે, "ઓ મારા દીલના મેવા, તારૂ નામ શું છે ?" તેણે પણ પહેલાની જેમજ નિર્દોષ તાથી જવાબ વાળ્યો કે, "મારૂં નામ હુસેન છે." તેઓની વાતચીતથી હારૂન–અલ–રશીદ સમઝી ગયો કે–આ બાળકોમાં બની હાશમનાં ખાનદાન જેવી વાકચાતુર્યતા મોજુદ છે; અને મદીના વડવાઓના જેવોજ તમામ રંગ ઢંગ છે ! આ પ્રમાણે ઘણો વખત સુધી તે બંને છોકરાઓને જોયા પછી તે રડવા લાગ્યો અને તેઓને કેહવા લાગ્યો કે, "ઓ નિર્દોષ અને આ દુનિયાના દગલબાઝ દાવપેચોથી બેખબર બાળકો, તમારી ખુબસુરતી, લાવણ્યતા અને નિર્દોષપણાએ મારા દિલપર બહુ અસર કીધી છે; તો પછી જે કોઇ તમારી સાથે બુરાઈ કરે તેના ઉપર ખુદા રેહમ નહીં જ કરે એ શક વીનાની બીના છે !"

અફસોસ ! સદ–હઝાર અફસોસ ! કે હારૂન–અલ–રશીદ આ પ્રમાણે બોલતો હતો ખરો; પરંતુ તે વેળાએ તેના દિલમાં નાપાક અને ઝુલ્મી વિચારોનું ઝનુન ઉભરી નીકળ્યું હતું. શું આ પ્રમાણે આવાં નિર્દોષ બાળકોને સંબોધનાર બાદશાહ તેઓનેજ કત્લ કરાવી

નાંખીને આ ફાની દુનિયાનો ગઝબનાક બોજો પોતાની સાથે તે કીર્તિવંત શેહનશાહની દરબારમાં લઈ જવા જેટલો બેશરમ અને નિર્દય પથ્થરના હૃદયનો હોઈ શકે ખરો?

આ પછી બાદશાહે મસરૂરને પુછ્યું કે, "જે ચાવી તને જાળવી રાખવાની તાકીદ કીધી હતી તે ક્યાં છે."

મસરૂરે જવાબમાં અરજ કરી કે, "હુઝુર! મારી પાસે છે."

બાદશાહ—"લાવ, મને આપ?"

બાદશાહે મસરૂર પાસેથી ચાવી લીધા પછી પોતાના કેટલાક ગુલામો અને ખાદીમોને બોલાવીને હુકમ કર્યો કે, "અબ્બાસાને જ્યાં દાટવામાં આવી છે; ત્યાંજ એક ખાડો ખોદો અને પછી આ બન્ને બાળકોને કત્લ કરીને તેઓને પણ તેજ ખાડામાં હોમી દો."

આ હુકમ આપ્યા પછી હારૂન-અલ-રશીદ રડવા લાગ્યો.

બાદશાહને રડતો જોઈને મસરૂરે વિચાર્યું કે—કદાચિત બાદશાહને રેહેમ આવશે અને નિર્દોષ બાળકોને છોડી મુકશે. પરંતુ અફસોસ કે—તે ઝાલિમ હૃદયના સંગ દિલને જરાયે રેહેમ આવ્યું નહીં; પરંતુ તેથી ઉલટું તેણે બંને બાળકોને જલ્દી કત્લ કરવાની તાકીદ કરી. વળી આવાં તદ્દન નિર્દોષ બાળકોને કત્લ કરી નાંખવાનું મસરૂરે યોગ્ય માન્યું નહીં, તેથી તેણે બાદશાહને હાથ જોડીને વિનંતિ કરી કે, "હુઝુરેઆલી, આપ નામદારે જાઅફર અને અબ્બાસાને કત્લ કરાવ્યાં, પરંતુ આ નિર્દોષ બાળકોને કત્લ કરાવ્યાથી બહુજ નુકશાન થશે. આવાં બેગુનાહ નાઝુક તનબદનનાં બાળકોને કશા પણ ગુનાહ શિવાય ઝુલ્મ કરાવવાથી તેમની આહ લાગ્યા શિવાય રહેશે નહીં!"

મસરૂરની આ ઝબાન દરાઝીથી બાદશાહ એકદમ ગુસ્સાના

જોશમાં આવી ગયો અને કેહવા લાગ્યો કે, "ઓ મસરૂર, તારે આ કાર્યમાં કોઈ પણ પ્રકારે વચમાં પડવું નહિં. શું તું જાણતો નથી કે સાપને મારવો અને તેનાં બચ્ચાંઓને જીવતાં છોડી મુકવાં તે સલામતીનું અને અક્કલમંદનું કામ નથી. શું જીવતાં રહી અને મોટી વયનાં થયેથી તેઓ પોતાના માતપિતાના ખુનનો બદલો લીધા શિવાય રહેશે ખરાં? શું તેઓ હીચકારા અને નામર્દ થશે, તેઓની નસોમાં બની હાશમના ખાનદાનનું લોહી વહે છે; માટે મારી હયાતી પછી તેઓ મારા પુત્રો મામુન અને અમીનને કોઇપણ રીતે રાહતથી રેહવા દેશે નહિ, માટે જા જલદી કર. આ બન્નેનું કામ તમામ કર. અને યાદ રાખ કે જો આ કામમાં જરાપણ ઢીલ કરી તો તેઓ બન્ને સાથે તારૂં માથું પણ વઢાવી નાખીશ. માટે જા, અને આ એજ વેળાએ મારા હુકમ મુજબ બરોબર અમલ કર."

મલઉન મસરૂર એ બેરહમ ઝાલીમના હુકમથી તે બન્ને નિર્દોષ બાળકોને અબ્બાસાના તે મેહલમાં લઈ ગયો; તે વેળાએ ત્યાં જતાં જતાં રસ્તામાં મોટી વયનો બાળક હસન મસરૂર સાથે વાતચીત કરવા લાગ્યો કે, "ઓ સાહેબ, તમો અમોને આ વખતે ક્યાં લઈ જાઓ છો?"

મસરૂર—"હું તમોને તમારી માતાના મહેલમાં લઈ જાઉં છું."

હસન—"અમારી માતા ત્યાં શું કરે છે?"

મસરૂર—"તે પોતાનાં મેહલમાં મોઝમઝા કરે છે. અને તમારા આવવાની રાહ જુએ છે."

આ પછી મસરૂરે તે બન્ને બાળકોને અબ્બાસાના મેહલમાં દાખલ કર્યાં; પરંતુ ત્યાં કોઈ પણ હતું નહિં, તેથી હસને પુછ્યું કે, "મારી માતા ક્યાં છે?"

મસરૂર—"તમારી માતા બાહેર ગયાં છે. તેઓ હમણાં આવે છે."

આમ કહીને મસરૂરે કેટલાક મેવા મીઠાંનો લાવીને તે બાળકો સમક્ષ હાઝર કર્યાં અને કહ્યું કે, "ઓ નિર્દોષ અને યતીમ બાળકો, આ મેવાને ખાવા, મઝા કરો અને હરો ફરો."

તે બાળકોએ તે મેવા વિગેરેની સામે દ્રષ્ટિ કરી; પરંતુ હઝાર હઝાર અફસોસ કે—તે મેહલમાં તે વેળાએ એવી ઉદાસી અને ગઝનાબક ગમગીનીનું ઘમઘોર વાદળ ઘેરાઈ રહ્યું હતું કે—કુદરતી રીતે તે બાળકોનાં દિલ ગમ અને ઉદાસીની તીવ્ર છુપી વેદનાથી ભરાઇ આવ્યા અને મેવાને તેઓએ હાથ પણ લગાડયો નહિં.

આ જોઇને મસરૂરે તેઓને પુછ્યું કે, "ઓ બાળકો, તમો મેવા શા માટે ખાતાં નથી."

હસન—"અમારી માતાના આવ્યા પછી જ અમો મેવાને હાથ લગાડીશું."

મસરૂર—"તમારી માતા કદાચ આજે આવે કે ન આવે, તેનો કંઈ ભરોસો નથી. માટે તમો ખાઇપીને સુખેથી સુઈ જાઓ."

હસન—"આ વેળાએ અમારૂં દિલ એવું શુન્ય થઈ ગયું છે કે—તે કશું ખાવા પીવા પર દોડતુંજ નથી, માટે અમોને એમજ સુઇ જવા દો."

મસરૂર—"ભલે! સુઈ જાઓ, નિરાંતે આરામથી સુઓ, તમારા માટે સુવાને અંદર જગ્યો રાખવામાં આવી છે; માટે તમે ત્યાં ચાલો."

હસન—"અમો બંને ભાઇઓ સાથેજ સુઇશું."

તે પછી મસરૂર તેઓને હાથ પકડીને અંદર લઇ ગયો, તે વેળાએ તે બન્ને ભાઇઓ રડવા લાગ્યા, તેથી મસરૂરે ધમકી આપીને

કહ્યું કે,–“ તમે શા માટે રડો છો ? ચુપ રહો ? ”

ધમકી આપતાં બન્ને બાળક ગભરાઈ જઇને ચુપ થઈ ગયાં અને થર થર ધ્રુજવા લાગ્યાં. તે વેળાએ મલઉન અને ઘાતકી હૃદયના મસરૂરે જ્યાં અબ્બાસાને દાટી હતી તે ખાડા પાસે હસનને સુવડાવીને તેના ગળાપર પોતાની ઝાલીમ અને જબુન તલવાર ચલાવી દીધી અને સાથેના સીપાઇને અવાઝ આપીને કહ્યું કે, “નાના છોકરાને પણ લાવ.” તેથી તે સીપાઈ હુસેનનો હાથ પકડીને તેને અંદર લઈ ગયો. એ હુસેન નામનો બાળક પોતાના ભાઇને એક બકરાની જેમ ઝુબેહ થયેલો જોઇને હેબતાઇ ગયો અને ગઝબનાક ચીસ પાડી ત્યાં તો તે નિર્દય અને પત્થરના સખ્ત દિલવાળા મલઉન મસરૂરે તે બીચારા હુસેનને પણ તેજ જગ્યાએ પેહલાની જેમ ઝબેહ કરી નાંખ્યો; ત્યારે જાફર અને અબ્બાસાના જીગરના ટુકડાઓનાં લોહીની નદી ગોયા તે જગોપર જારી થઈ ગઈ! અફસોસ! શું જાફર અને અબ્બાસાના શુદ્ધ અને નિર્મળ હૃદયનાં પવિત્ર પ્યારનો આજ નતીજો.

હારૂન–અલ–રશીદે મસરૂરને પ્રથમથી કહી મુકયું હતું કે જ્યારે તે બાળકોને ઝુબેહ કરીને દફન કરે ત્યારે મને જરૂર બોલાવજે તેથી તેનો મતલબ એવો હતો કે–કદાચિત મસરૂર તેઓને જીવતા છુપાવી રાખે અને પોતાને તેઓને કત્લ કર્યાની જુઠી ખબર આપે! તે મસરૂરે બાદશાહને ખબર મોકલવાથી હારૂન–અલ–રશીદ તુરતજ આવ્યો અને જોયું તો બન્ને બાળકો ત્યાં ઝુબેહ થયેલાં પડેલાં છે. આ જોઇને તે ઘાતકી હૃદયનો ઝાલીમ બાદશાહ ઝારઝાર રડવા લાગ્યો અને કેહવા લાગ્યો કે, “ઓ નિર્દોષ બાળકો, આમાં તમારો કશો ગુનોહ નથી; પરંતુ હું શું કરૂં. મારે તમોને લાચારીથી કત્લ કરાવવાં પડયાં છે, અને હવે મને ખાત્રી છે કે આવાં આવાં

પથ્થરના દિલને પણ પીગળાવી નાંખે તેવાં જબુન ઝાલેમ કૃત્યો કર્યાં પછી મને પણ તેની સઝા મળ્યા શિવાય રહેનાર નથી. ”

તે પછી અબ્બાસાની લાશને જે ખાડામાં દફન કરવામાં આવી હતી તે ખોદાવીને તે બંને નિર્દોષ બાળકોની લાશો પણ તેમાંજ હોમાવી દઈને હારૂન–અલ–રશીદે તે ખાડો પાછો માટીથી પુરાવી દીધો અને પછી તે પોતાના મહેલ તરફ ચાલતો થયો.

બે ત્રણ દિવસ પછી એ ઘટનાની ઝાહેરાત બગદાદ શહેરમાં થઈ અને ચોતરફ હાય અને અફસોસની ગઝબનાક ગમગીનીનાં વાદળો ઘેરાઈ ગયાં. અને આખા શેહરમાં વાટે ઘાટે અને હાટે એજ ચકચાર ચાલી રહી કે, હારૂનની બાદશાહતનો પ્યાલો ભરાઈ ચુકયો છે. એ ઝાલીમે કશા પ્રકારના ઝુલ્મ કરવામાં કશી કચાસ રાખી નહીં. અફસોસ!

---

# પ્રકરણ ૬૬ મું.

## મસરૂરની કત્લ.

એક દિવસે હારૂન–અલ–રશીદની સમક્ષ મસરૂર હાઝેર થયો તે જોઇને તેણે કહ્યું કે, “ ઓ કમબખ્ત ! તું ખુની, નાપાક અને ઝુલ્મી છે. તારો ચેહરો હું જ્યારે જ્યારે જોઉં છું, ત્યારે ત્યારે મને મારા પ્યારા વઝીર અને પ્યારી બહેન અને તેઓનાં વગર વાંકે ઝુબેહ થયેલાં નિર્દોષ અને કુમળી વયનાં બાળકોની યાદ મારા દિલમાં તાઝી થાય છે; માટે હવે પછીથી તારૂં કાળું મોઢું તું મને હરગિઝ દેખાડતો નહિ. ”

આ સાંભળીને મસરૂર બહુજ અજબ થયો અને હાથ જોડીને બહુજ આજીજી સમેત કહેવા લાગ્યો કે, "હુઝુરે–આલી ! મેં તો આપ નામદાર પાસે બહુ કાલાવાલા કરીને એ ઘાતકી કૃત્યોથી મને બચાવવા માફી ચાહી હતી, પરંતુ આપ નામવરે મારી તે વિનંતિ કોઈ પણ રીતે સ્વીકારી નહિ, અને વધારે વિનંતિ કરવાથી મને કત્લ કરાવી નાંખવાનો ડર દેખાડયો."

બાદશાહ—"ખયર ! થનાર થઇ ચૂકયું પરંતુ હવે તારે મારી પાસે કદી પણ આવવું નહિ."

આ સાંભળીને મસરૂર ઝુકીને અદબ આદાબ બજાવી લાવી બહુજ ગમગીની અને ઉદાસીની હાલતમાં પોતાને મકાને ગયો અને વિચાર કરવા લાગ્યો કે, "પ્રથમથીજ મેં જાફરને વિના વાંકે નાહક માર્યો ન હત તો હારૂન–અલ–રશીદ મને કત્લ કરાવી નાંખત, તો એ ખુને–નાહક આ કરતાં વધારે સારૂં હતું; કારણ કે તેથી મને અઝાબને બદલે સવાબ થાત ! આ તો નાહકનાં ચાર જણાઓનાં ખુન કર્યાં અને છેવટે પોતાના જીવની પણ સલામતી જોવામાં આવતી નથી !" આવા વિચારોમાં મસરૂર મશગુલ હતો, તેવામાં બાદશાહના બે સીપાઈઓ આવી પહોંચ્યા અને કેહવા લાગ્યા કે, "ઓ મસરૂર ! તમોને બાદશાહ સલામત યાદ ફરમાવે છે માટે જલદી ચાલો !"

આ સાંભળીને મસરૂર ખુશી થયો અને એમ સમજ્યો કે–બાદશાહે પશ્ચાતાપ કરીને માફી ચાહવા બોલાવ્યો હશે, કારણ કે–હાલમાં મારા જેવો બીજો કોઇ પણ તેની તાબેદારી ઉઠાવનાર નથી. આવો વિચાર કરીને તે બાદશાહના સીપાઇઓ સાથે રવાના થયો. જ્યારે તેઓ સર્વે હારૂનના દરબાર નઝદીક આવી પહોંચ્યા ત્યારે તેઓને બીજા

બે સીપાઇઓ મળ્યા, તેઓએ કહ્યું કે, "હુઝુરે—આલી પેલી બાજુએ ગયા છે; માટે તમોને ત્યાં આગળ બોલાવે છે! તે જગ્યા એવી હતી કે—જ્યારે બાદશાહ કોઇને કત્લ કરવા ચાહતો હોય ત્યારે ત્યાં મોકલીને જલ્લાદ પાસે કત્લ કરાવતો હતો! એ જગ્યાનું નામ સાંભળીને નાપાક મસરૂરને ખાત્રી થઈ ગઇ કે મને જરૂર કત્લ કરવા લઇ જાય છે, તેથી તેનાં પોતીયાં ઢીલાં થઇ ગયાં, પગ ઉપડવા બંધ થઈ ગયા, તેની સાથેના સીપાઇઓએ જરા સખ્ત અવાઝથી જલદી ચાલવાનુ કહ્યું, તેથી મહા મુશ્કીલીથી જેમ તેમ તે નાપાક મલઉન ચાલ્યો! આખરે કત્લની જગ્યાએ આવી પહોંચ્યો, ત્યારે ત્યાં બાદશાહ હતો નહિ, પરંતુ બીજા ચાર સીપાઇઓ અને જલ્લાદ હાથમાં ખુલ્લી તેઝદાર ચમકતી તલવારો લઈને ઉભા હતા.

મસરૂર પોતાનું આવી બનેલું સમઝી શકયો હતો, છતાં પણ તેણે એક સીપાહીને પુછ્યું કે, "મને અહિંઆ શા માટે લાવવામાં આવ્યો છે?"

સીપાહી—"જે માટે લાવ્યા છીએ, તે માટેનો સામાન તમારી નઝરો સામેજ છે, તો પછી શા માટે પુછે છે?"

મસરૂર—"ભલે! બાદશાહ સલામતનો જે કાંઇ હુકમ થયો હોય તે મારી આંખ્યો અને માથા પર ચડાવું છું; પરંતુ મને તમો જરા બાદશાહની સમક્ષ લઇ ચાલો? મને જે કાંઇ અરઝ કરવાની છે, તે ખુદા ખાતર કરવા દ્યો."

આ સાંભળીને જલ્લાદે આંખ્યો કાઢીને ધમકી આપી કે, "અરઝ કરવાની હવે હરગીઝ રજા આપવામાં નહિ આવે, અમોને બાદશાહનો સખત હુકમ છે કે તારી કોઇ બાબત પર જરાયે લક્ષ આપવું નહિ, પરંતુ ઝટપટ તારૂં માથું ઉડાવીને હુઝુરની દરબારમાં હાઝર કરવું!"

મસરૂર—"તમો જાણો છો કે—જાઅફર, અબ્બાસા અને તેના બન્ને નિર્દોષ બાળકોને મારે હાથે ઝુબેહ કરાવ્યા પછી તે બેકદર બાદશાહ મને આ બદલો આપે છે, તો ભલા મને કત્લ કરશો તો તમોને તેનો શું સારો બદલો મળી શકશે ?"

સીપાહી—"ઓ નાપાક ! તેં તો નિર્દોષોનાં નાહક ખુન રેડયાં; તો તેઓને કત્લ કરતાં પોતેજ કત્લ થયો હત તો બેહતર હતું ! અમો કાંઇ કોઇ નિર્દોષનું નાહક ખુન કરતા નથી: પરંતુ તારા જેવા નાપાક અને નિર્દય સખ્ત પથ્થરના દિલવાળાને કત્લ કરીએ છીએ; જેથી અમો તેમ કરવામાં મોટી મગરૂરી માની લઇએ છીએ કે અમો એક ઝાલીમ અને ક્રુર હૃદયનાં પત્થરનો આ પૃથ્વીપરથી ભાર હલકો કરીએ છીએ તેથી અમોને એવો ડર રહેતો નથી કે—અમો અમારા આ કામ માટે અમારો જાન પણ ગુમાવી બેસીએ."

તે પછી જલ્લાદે સરેસ્તા મુજબ મસરૂરને કત્લ કરવા ઊભો રાખીને તેઝદાર તલવારના એક ઝાટકામાં તેની ગરદન કાપીને લોહીથી તરબોલ અને ટપકતું માથું હારૂન—અલ—રશીદના દરબારમાં લઇ જઇને પેશ કીધું, એ જોઇને બાદશાહ ખુશી થયો અને હાઝરીન હુઝુરી વિગેરેને કહેવા લાગ્યો કે, "આ મારા પ્યારા જાઅફર અને પ્યારી બેહન અબ્બાસાના કાતિલનું માથું છે !"

અફસોસ કે—જે સમયમાં આવી ભયંકર કત્લો બગદાદ શહેરમાં ચાલી હતી, તે ઝમાનો બગદાદમાં ગોયા કયામતનો એક નમુનો થઇ પડયો હતો. સર્વત્ર સ્મશાન સમાન અંધકાર વ્યાપી રહ્યો હતો; કારણ કે કોઇક જગ્યોએ જાઅફરની યાદમાં રડવા પીટવાના અવાજો આવતા હતા તો કોઇક ઠેકાણે અબ્બાસાના પ્યારા નામ પર વિલાપ કરી કરીને રડવાની અવાઝો આવ્યા કરતી હતી.

એ જમાનો બગદાદ માટે તો "માતમે કત્લ" થઇ રહ્યો હતો. જ્યાં જુઓ ત્યાં તેની તેજ વાતચીત અને ચકચાર થતી હતી અને જેઓને કત્લ કરવામાં આવ્યાં હતાં તેઓનાં સગાં વ્હાલાંઓને ત્યાં માતમ અને રડાપીટની ગંભીર અને ગજબનાક અવાઝોથી બગદાદ શહેરના મોહલ્લાઓ રાત્રિ દિવસ ગાજી રહ્યા હતા, જ્યારે આ લોકો વિલાપ કરીને શાન્ત થતાં ત્યારે ત્યાં કબ્રસ્તાન જેવો શૂન્યકાર ભાસતો હતો; પરંતુ આટલેથીજ બાદશાહના ઝુલ્મની હદ આવી રહેલી જણાતી ન હતી, કારણ કે તે પછી હારૂન-અલ-રશીદે જાઅફ્ફર અને યહયા વિગેરેની તમામ માલમીલકત ખોદીને ઝમીનદોસ્ત કરી નાંખવાનો હુકમ આપ્યો હતો. આ ઉપરાંત બાદશાહને જે કોઇ પર જરા જેટલો પણ શક જતો હતો તેનો કાંઇ પણ ઇનસાફ નહિ કરતાં તેને તુર્તજ કત્લ કરાવી નાખતો હતો; તેથી તે ઝમાનામાં ગોયા આખું બગદાદ શહેર "શેહરે-માતમ" માં બદલાઇ ગયું! રાત્રિ દીવસ ઘેરેઘર રોવા પીટવા અને કકળવાની કાળી હેબતનાક આવાઝો શિવાય કશું સંભળાતું ન હતું. અફસોસ! ઝાલીમ હારૂન-અલ-રશીદે બગદાદની સલતનતને પોતાના આવા ઝનુન ઝાલેમ કૃત્યથી ચડતીમાંથી પડતીની હાલતમાં લાવી મૂકી.

# પ્રકરણ ૬૭ મું.

## ઝુલ્મની હદ.

જાઅફરને કત્લ કરાવ્યા પછી હારૂન—અલ—રશીદે તેના પિતા અને ભાઇઓને સખ્ત રીતે કેદ કીધા અને હુકમ કર્યો કે જાઅફરની મુશીબત પર કોઇએ રડવું નહિ અને તે વિશે કશા પણ પ્રકારની ગમગીની ઝાહેર કરવી નહિ, તેટલુંજ નહિ; પરંતુ તેની સાલેસાઈ, નેકી કે ભલમનસાઇ પણ કોઇએ બ્યાન કરવી નહિ તેમજ તેઓની કારકિર્દીનાં કોઇએ કશાં પણ વખાણ કરવાં નહિ. આ ઉપરાંત એવો સખ્ત બંદોબસ્ત કરવામાં આવ્યો હતો કે—જે કોઇ જાઅફરના બરામકા ખાનદાન વિષે ગમગીની દર્શાવતું હતું તેને પકડીને કેદ અથવા કત્લ કરવામાં આવતો હતો. આ બાબત એટલે સુધી વધી જવા પામી હતી કે—મજકુર ગુનાહમાં હઝારો આદમીઓ પકડાઇ ગયાં; અને તેઓની સાથે સંબંધ ધરાવતા લાગતાવળગતાઓમાંના આશરે એક હઝાર માણુસોને કત્લ કરાવી નાખવામાં આવ્યાં.

આવા અસહ્ય ઝુલ્મથી સમગ્ર બગદાદ સલતનતમાં ગજબનાક ગમગીની અને ઉદાસીનાં ઘનઘોર વાદળો ઘેરાઈ રહ્યાં હતાં. એક તવારીખ લખનારો જણાવે છે કે—હારૂન—અલ—રશીદે જાઅફરને કત્લ કરાવીને તેની લાશ દફન કરીને તેની કબરની નીશાની રાખવી વ્યાજબી માની નહિ, તેથી તેણે તેની લાશને બાળી નંખાવી. આ પછી હારૂન—અલ—રશીદ એવાં એવાં ઝુલ્મનાં ઝાલેમ કામો કરવા લાગ્યો કે—તેની સલતનતના તમામ પ્રદેશોમાં બળવા અને ફીસાદ શરૂ થઇ

ગયાં અને ઘણાં ગામો તેની હકુમતની બાહેર થઇ ગયાં! આવી આવી અનેક પ્રકારની મુશ્કેલી અને વિટમ્બણામાં બગદાદનો બાદશાહ ઘેરાતો ચાલ્યો, તેથી તેને કોઇ દિવસ પેટ ભરીને ખાવા પીવાનું કે સુવા બેસવાનું નશીબ થયું નહિ.

જ્યારે જાઅફરના કત્લ થવાની ખબર તેના ભાઇ ફઝલને પડી, ત્યારે તેણે ત્રણ દિવસ સુધી કાંઇ પણ ખાધુ પીધું નહિ, તેથી હારૂન–અલ–રશીદ તેની પાસે ગયો. બાદશાહને જોતાંજ ફઝલે તેની સામે માથું નમાવીને રડતાં રડતાં સલામ કીધી. બાદશાહે સલામનો જવાબ આપીને કહ્યું કે, “ તું જાફર માટે એટલો બધો શા માટે ગમ કરે છે ? શું તને ખબર નથી કે તે ફીસાદખોર અને ખરાબ બોલનારો હતો! એટલુંજ નહિ પરંતુ તારી અને તેની માતા જુદી જુદી હોવાથી તે છુપી રીતે તારી સાથે દુસ્મની રાખતો હતો, અને તને કેટલીક વખત નુકશાન અને ઇજા પહોંચાડવા મને તેણે ભલામણ વ-ટીક કીધી હતી ? ” ફઝલ હારૂન–અલ–રશીદની આ મક્કર અને ફરેબ ભરેલી વાતો સાંભળતો સાંભળતો રડતો જતો હતો. તે પછી બાદશાહે પોતાના ખાસ બબરચીખાનામાંથી ખાણું મંગાવીને અને કસમો આપીને. ફઝલને ખવડાવ્યું; તે પછી તેણે કહ્યું કે, “ હવેથી જાઅફર માટે કોઇ પણ અફસોસ કરીશ નહિ. તેણે તને નોકરીમાંથી બરતરફ કરાવવા માટે ઘણી કોશેશો કરી છે!! ” ફઝલે જવાબમાં કહ્યું કે, “ આપ જે કંઇ ફરમાવો છો, તે વ્યાજબી છે; છતાં પણ જાઅફરનો એવો કોઇ મોટો ગુનાહ ન હતો કે તેના બદલામાં તેને કત્લ કરાવી નાંખવામાં આવ્યો અને હવે અમો અત્પાર આગમજનાં સમજી ગયેલાં છીએ કે–જાઅફર પછી હવે અમોને અને અમારા પીતા યહયાને જીવતા રહેવા નહિ દ્યો! ” આમ કહેતાં કહેતાં ફઝલ ઘણો બેઇખ-

તીયારીથી રડવા લાગ્યો અને આગળ કશું પણ બોલી શકયો નહિ. આ જોઇને હારૂન-અલ-રશીદ પણ કાંઇ બોલ્યો નહિ; પરંતુ તેનો ચહેરો પીળો થઇ ગયો અને ગુસ્સાના જોશમાં પોતાના મહેલમાં ચાલ્યો ગયો.

જ્યારે જાઅફરના કત્લ થવાની ખબર તેના એક બીજા ભાઇ મોહમદને પડી ત્યારે તેણે પણ ૭ દીવસો સુધી કંઇપણ ખાધું પીધું નહીં! આ ખબર ફઝલને પડવાથી તેણે મહમદને ઘણા કસમ આપીને આગ્રહ કરીને ખવાડયું.

હારૂન-અલ-રશીદે બરામકા માનદાનની તમામ માલ મીલકત ખલાસા કરીને પોતાના ખઝાનામાં દાખલ કરાવી અને તે વીષે તે લોકોપર પણ અસહ્ય ઝુલ્મ વાપરવા લાગ્યો. જાઅફરના પીતા યહયાને જ્યારે કેદખાનામાં બહુજ સખ્તી પડવા લાગી ત્યારે તેણે એક શેઅર અને કાગળ લખીને હારૂન-અલ-રશીદ પાસે મોકલી આપ્યો. તેનો ભાવાર્થ એવો થાય છે કે "અમીરૂલ મોઅમેનીન! હારૂન ખલીફાની ખીદમતમાં એક અદના ગુલામ યહયા બરમકી અરજ ગુઝારે છે કે આપ રસુલે ખુદા સલ્લલ્લાહો અલયહે વસ્સલમનાં ખલીફા અને નાયબ છો, એટલુંજ નહીં પણ આપ ઘણાં રેહમ દીલ અને ગુનાહોને માફ કરવાવાળા છો! મુજ કમતરીન ગુનેહગાર તરફની આપે આપની મીઠી અને માયા મોહબત ભરી મહેરબાનીની નઝર એકદમ ફેરવી લીધી, તેથી અમો સર્વે બહુજ સખ્ત મુસીબત અને બલામાં સપડાયા છીએ. અમો મોટાં આલીશાન આરાસ્તા કીધેલાં મેહલોમાં વિહાર કરનારાઓ આજે કેદખાનાની અંધકારમય તંગાશવાળી ઓરડીમાં કેદ પડયા છીએ, અને એમજ જણાય છે કે તેજ ગમ અને મુસીબતમાં આ નાપાક અને

ફાની દુનિયાના દગલબાઝ તખતા પરથી પસાર થઇ જઇશું. એક દીવસ ગોયા એક વર્ષ જેટલો લાંબો અને કંટાળા ભર્યો જણાય છે અને રાત્રિ તો કયામતનીજ પસાર થાય છે! આ કરતાં જો અમોને મોત આવત તો બહેતર હતું કે આવી બલા અને મુશીબતમાંથી મુક્તી પામત. મને આ ગમ અને સદમાઓ માલ, દવલત કે બાળબચ્ચાંઓ માટે નથી થતા, કારણકે હું સારી રીતે જાણું છું કે આ તમામ ચીજો ટુંક સમય માટે માંગી મળેલી હતી, અને માંગેલી ચીજો લાંબા સમય સુધી રાખવામાં આવતી નથી; પરંતુ આખરે તેના માલીકને તે પાછી આપવામાં આવે છે. જેણે આપનો ગુનોહ કર્યો, તે તેની સજાએ ક્યારનો પહોંચી ગયો, એટલુંજ નહીં પરંતુ તે વબાલ તેના ખાનદાન ઉપર પણ આવી પડયો. આપ જાણો છો કે મેં આપની સાથે કેવી વફાદારી કીધી છે; માટે મહેરબાની કરીને મારી વૃદ્ધાવસ્થાપર દયા કરો. મને ઉમેદ છે કે—આપ આવા ખાનદાનના રહેમવાળા બાદશાહ થઇને મારી અરઝપર દીલશોઝી ભર્યું લક્ષ આપશો. અને અએ આકા! જો મારાપર દયા કરશો તો કયામતમાં ખુદાએતઆલા આપને નજાત (મુક્તિ) આપશે અને દુનિયામાં નેકનામી થશે અને ખુદાએતઆલા આપને તમામ બલા અને આફતથી બચાવશે."

જ્યારે આવો બહુજ છટાદાર અને બેહદ નમ્રતા અને આજીજીથી ભરેલો કાગળ હારૂન-અલ-રશીદને પહોંચ્યો, ત્યારે તેણે તેના જવાબમાં લખ્યું કે,—"ખુદાએ તઆલાએ બરમકાના ખાનદાનને બેશુમાર નેઅમતો આપી અને ઇઝઝત આબરૂમાં હદથી ઝયાદા વધારો કીધો, પરંતુ તમોએ હકતઆલાની નેઅમતની શુક્રગુઝારી નહિં કરતાં નાશુકરી કીધી, તેથી તમો આવી સખ્ત બલા અને મુસીબતમાં

સપડાઇ પડયાં છો ?" યહયાના શેઅરના બદલામાં હારૂન—અલ—રશીદે પણ એક શેઅર લખીને મોકલ્યો જેનો ભાવાર્થ એવો થાય છે કે, "અએ બરમકાની આલ ! તમારાપર જેમ જેમ નેઅમતો વધતી ગઇ તેમ તેમ તમો નાશ્કરમાની અને કુફ્રપણું વધારતાજ ગયા માટે હવે હું કોઈ રીતે તમારાપર રહેમ કરી શકું તેમ નથી !"

આવો જવાબ ફરી વળવાથી જાઅફરનો વૃદ્ધ પિતા અને હારૂન—અલ—રશીદનો માજી વફાદાર વઝીર એકદમ નીરાશ થઇ ગયા અને કેટલાક સમય પછી તે કેદખાનામાંજ મૃત્યુ પામ્યો. તેના નીમાઝ પઢવાના મુસલ્લા [Carpet] ની નીચેથી એક ચીઠ્ઠી મળી આવી; જેની અંદર એવા નસીહત ભરેલા શેઅરો લખવામાં આવ્યા હતા; કે તે વાંચીને હારૂન—અલ—રશીદ ઝારએઝાર રડવા લાગ્યો.

---

# પ્રકરણ ૬૮ મું.

## ઝુલમનો અવધી.

જ્યારે હારૂન—અલ—રશીદે બરામકાની તમામ ઔલાદ અને તેઓને લાગતાવળગતા નોકરો ચાકરોને કેદ કર્યા ત્યારે તે તેઓની દૌલતની પણ શોધ કરાવવા લાગ્યો; પરંતુ યહયા, અને તેનો પુત્ર જાઅફર એટલો તો ઉડાઉ અને ઉદાર દિલ સખાવત કરનાર હતો કે, તેઓ લાખ્ખોની દવલત લોકોના લાભ અને શ્રેય અર્થે આપી દેતા હતા. તેઓએ ગરીબો, મીસકીનો અને લાચાર લોકોને માટે ઘણી મીલકતો વકફ કરી નાંખી હતી, તેથી જાઅફરના ખજા-

નામાંથી માત્ર નેવું હઝાર (૯૦,૦૦૦) દીરહમ એટલે કે આશરે વીશ હઝાર (૨૦,૦૦૦) રૂપીઆ જેટલું નાણું નીકળ્યું, અને જાઅફરના ભાઇ ફઝલના ખઝાનામાંથી માત્ર દશહઝાર (૧૦,૦૦૦) દીરહમ નીકળ્યાં.

હારૂન-અલ-રશીદ એમ માનતો હતો કે, આવી ટુંકી મુંડીની રકમ તો લોકોના એક સાધારણ માણસ પાસેથી નીકળે છે. આ જોઇને તેને બહુ ગુસ્સો આવ્યો અને તેથી તેણે યહવાના ખઝાનચી મીસ્સાલેહને બોલાવ્યો અને તેને કહ્યું કે—"બરામકાના ખાનદાનમાં યહયા, જાઅફર વિગેરે લોકો લાખ્ખો દીરહમની દૌલત અને મીલકત ધરાવતા હતા; માટે તે તમામે તમામ દેખાડી દે! જો નહિં દેખાડીશ તો તને એવી સખ્તીથી કત્લ કરાવી નાખીશ કે લોકો તે જોઇને અજબ થશે!" ખઝાનચીએ જવાબમાં અર્ઝ ગુઝારી કે, "હુઝુરે-આલી! એ લોકોએ પોતાનું નાણું ગરીબો અને નિરાધાર નિર્ધન લોકો માટે બેશુમાર વકફ કર્યું છે. તે ઉપરાંત બીજું ઇનામ અકરામ આપવામાં વાપરી નાંખ્યું છે; અને ખોરાકી, પોષાકી અને ઠાઠમાઠ તેમજ શણગારમાં પુષ્કળ નાણું કાંકરાઓની જેમ ઉરાડી દીધું છે; તેથી તેઓ પાસે મોટી રકમ એકઠી થઈ શકી નથી, અને આપ નામદાર તપાસ કઢાવો અને જો તે વખતે કોઈ જગોએ દાટેલું ધન કે અમાનત રાખેલું નાણું નીકળી આવે તો પછી મને આપની મરજી મુજબ સઝા કરશો."

બાદશાહઃ—"જાઅફરની માતાએ મને દુધ પાયું હતું; તેથી મેં તેને બેશુમાર દૌલત અને હીરા, તથા ઝરઝવેરાત ઘણુંજ આપ્યું હતું. માટે હવે તેની પાસે ફક્ત ખાવા જેટલુંજ બાકી રાખીને તમામે તમામ ખજાનો લઇ આવો!"

શોધ કરતાં બાદશાહને જણાયું કે, તે બહુજ છુપી રીતે સખાવત કરતી હતી; તેથી તેની સખાવતની કોઇને ખબર પડી શકતી ન હતી; છતાં પણ પાછળથી ચાર લાખ દીનાર નીકળી આવ્યા, તે બરામકાના ખાનદાનમાંથી છીનવી લઇને હારૂને પોતાના ખજાનામાં દાખલ કરાવ્યા.

હારૂન–અલ–રશીદ બરામકાના નોકરો ચાકરો વિગેરેપર એટલો તો ઝુલ્મ કરતો હતો કે, તે વખતે સમગ્ર બગદાદ શહેરમાં હાય અફસોસીનો શોર મચી રહ્યો હતો. ખાસ કરીને બરામકા ખાનદાનનું અહેસાન તમામ રૈયતપર વિશેષ હતું; કારણ કે તેઓએ ઘણાઓને માલામાલ કરી આપ્યા હતા. મિસકીનો અને મોહતાજમંદોની તેઓ ખાસ ખબર લેનાર હતા, તેથી આખા શહેરમાં રડવા અને અફસોસીના ભયંકર ગંભીર આવાઝો શિવાય ત્યાં કોઇ પ્રકારની ખુશાલી જોવામાં આવતી નહતી.

અબુલહસન અહમદ બીન હુસેન નામનો એક શખ્સ હારૂન–અલ–રશીદનો મુનશી હતો; તેને જાઅફરના ભાઇ ફઝલની સાથે બહુજ મીત્રાચારીભર્યો સંબંધ હતો. ફઝલે તેનાપર ઘણું અહેસાન કર્યું હતું. એક દિવસ હારૂનનો ઝાલિમ ખાદિમ અને જાઅફર અને અબ્બાસાને કત્લ કરનાર મસરૂર મલઉને અબુલહસનને કહ્યું કે, "તું મારી સાથે કેદખાનામાં ચાલ અને ત્યાં જો હું ફઝલની સાથે કેવી રીતે વર્તું છું ?!" અબુલહસન આ સાંભળીને બહુજ ગમગીન થયો અને સમજ્યો કે હારૂને તેને કોઇ ઝુલ્મ કરવા માટે મોકલ્યો હશે, તેની સાથે તેણે એક ગુલામને પણ જોયો, કે જેની પાસે નેતરની સોટીઓનો એક ઝુડો હતો, તેથી તે બહુજ ગભરાયો, એ કેદખાનામાં જાઅફરના પિતા અને ભાઇ વિગેરે ઘણાઓને કેદ કરવામાં આવ્યા

હતા. ફઝલ સાથે અબુલહસનને બહુજ દોસ્તી છે, તેની માહીતી મસરૂરને નહતી. અબુલહસન હમેશાં કેદખાનામાં ફઝલ પાસે જતો હતો અને દીલાસાની વાતો કરતો હતો.

આ વેળાએ અબુલહસન મસરૂરની સાથે ગયો તો ખરો, પરંતુ કેદખાનાની પાસે જઇને તેણે મસરૂરને કહ્યું કે, "ઓ મસરૂર ! મને તારો ઇરાદો સારો જણાતો નથી; તેથી હું અંદર આવીશ નહિં. પરંતુ બાહેરજ બેસીશ; તું અંદર જા અને જે કરવું હોય તે કરી આવ !"

તે પછી મસરૂર અંદર ગયો. અબુલહસન બાહેરજ બેઠો અને સખ્ત ઉદાસી અને પરેશાનીમાં અંદર બનતી બીનાને ધ્યાન આપીને સાંભળવા લાગ્યો. મસરૂરે કેદખાનામાં જઇને ફઝલને સલામ કરી ! સલામ નહીં, પરંતુ એમજ કહેવું યથાર્થ છે કે, ગુસ્સાના આવેશમાં હાંક મારી કે, "ઓ ફઝલ ! અહિંઆ આવ ?"

ફઝલ—"ઓ મસરૂર સલામ કેમ કરી નહિં ? અને શા માટે બરાડા પાડે છે."

મસરૂર "બસ, બસ ! હવે તને શું સત્તા છે કે, તું મને ઠપકો આપી શકે ? બાદશાહ સલામતે ફરમાવ્યું છે કે, તારી પાસે જેટલો ખજાનો હોય તે તમામ બતાવી આપ; કારણ કે તેં ઘણી દૌલત એકઠી કીધી છે ! મને હાલમાં નાણાંની ભીડ છે; માટે જેમ બને તેમ જલદીથી મને તારો ખજાનો હવાલે કર, અને યાદ રાખ કે, જો તેં નાણાંનો પત્તો ન આપ્યો તો હું તને બસો ફટકાઓ લગાવીશ !"

ફઝલે બાદશાહ તરફના આવા સખ્ત હુકમનો નાચારીથી જવાબ વાળ્યો કે–"અમારી પાસે કાંઈ પણ છુપી દૌલત નથી. અમો

પાસે જેમ દૌલત આવતી હતી, તેમ તેમ તે વાપરી નાખતા હતા, અને જે કાંઇ રહ્યું હતુ તે પણ આ ઝાલિમ બાદશાહે છીનવી લીધું છે! માટે ખુદાથી ડર અને અમારા પર નાહકનો ઝુલ્મ ગુઝાર નહિં! ખુદા અને તેના પાક રસુલ ( સ. અ. )ના ખૌફ ખા!"

આટલું કહેવા છતાં પણ તે મરદૂદ મસરૂરને જરાયે રહેમ આવીજ નહિં, અને તેથી તે ફઝલને ફટકાઓ લગાવવા તૈયાર થઇ ગયો, તે વેળાએ ફઝલે કહ્યું કે, "જ્યારે તું કોઇ પ્રકારે માને તેમ નથી તો ખયર! પરંતુ એટલી બાબત કર કે, મને જે માર પડે તેની ખબર મારા પિતાને જરાયે પડે નહિં, અને તે મારવાનો અવાજ બીલકુલ સાંભળે નહિ; કારણ કે મને એવો ભય રહે છે કે, જો તેઓ મારા મારનો અવાઝ સાંભળશે તો તેઓને તેથી બહુજ રંજ અને સદમો થશે અને તેથી કદાચિત તેઓનું મૃત્યુ પણ થશે."

અબુલહસન પોતાના મિત્રના બાહેરથી આવા શબ્દો સાંભળીને બહુજ ગમગીન અને પરેશાન થતો હતો અને દિલમાં કહતો કે, "યા અલ્લાહ! આવા માણસની ઉપર કેવી મુશીબત આવી પડી છે. તે પોતાની આવી સ્થિતિમાં તે પોતાના પિતાની કેટલી બધી સંભાળ રાખે છે? અફસોસ! તેનું તો એકજ ફટકામાં કામ તમામ થઈ જશે, તે બસો ફટકાઓ કેવી રીતે ખમી શકશે? અરેરેરે! ઓ ફઝલ! તું કેવા નાઝ અને નખરાથી ઉછરીને મોટો થયો છે? શું તેનીજ આ દશા? આહા! તારા ઘરમાં બાદશાહત હતી, તે આજે ચાલી ગઈ છે; અને તેને બદલે આજે બાદશાહતનો દંભી દોરદમામ તને ફટકાઓ લગાવવાને આવ્યો છે. અહા! કાળની કેટલી બધી વિચિત્રતા! સમયની કેવી બલિહારી!" અબુલહસન આમ વિચારતો ઉંડા મહાન ગહન વિચારોમાં વીંટાઇ ગયો અને ફઝલ

પ્રત્યેની તેની વફાદાર મિત્રાચારીની દીલસોજીમાં તેની આંખોમાંથી આંસુઓની ધારાઓ મેઘરાજાની જેમ વર્ષવા લાગી. અફસોસ !

તે પછી અબુલહસને પોતાના મિત્ર ફઝલને મસરૂરને કહેતાં સાંભળ્યો કે, "ઓ મસરૂર ! મહેરબાની કરીને મારો એક પયગામ બાદશાહ સલામતને પહોંચાડ ! તે એ કે "અમોએ કશી પણ માલ દૌલત એકઠી કીધી નથી. અમારી પાસે જેમ જેમ નાણું આવતું હતું, તેમ તેમ અમો તે તમામ રાહે-ખુદામાં વાપરી નાંખતા હતા ! આપ પણ આ બીનાથી પુરતા વાકેફ છો. આપ નામદાર વારવાર અમોને કહેતા હતા કે, 'ખુદા તમામપર રેહમતો નાઝિલ કરે કે તમે નાણાનો બહુજ સારો ઉપયોગ કરો છો, એટલુંજ નહિ પણ આપ નામદાર સારી રીતે જાણો છો કે, અમોએ ચોરી કે દગલબાઝીથી નાણું મેળવ્યું નથી પરંતુ આપ નામદાર પોતેજ આપની રાજીખુશીથી આપના મુબારક હાથે હદીઓ, પદાર અને ઈનઆમ અકરામની નવાઝિશો વખતોવખત ફરમાવતા હતા. અમોએ રૈયતમાંથી કોઇ પણ વ્યક્તિ પાસેથી લાંચ રૂશવત તરીકે એક દીરહમ પણ લીધો નથી, પરંતુ તેથી ઉલટું રૈયતના ગરીબ અને નીરાધાર બાળકો અને સ્ત્રી-પુરૂષોને આમારા પદરનાં નાણાંથી નવાઝિશ કરતા હતા. જો આપને માલ દૌલતની બહુજ ખાહેશ હતી તો તે વખતે અમોને આપવીજ ન હતી અથવા તો વાપરવાની મનાઈ કરવી હતી. હવે આ વેળાએ દૌલત માંગો છો, તો ખરેખર અમોને ખાલી ઇઝા આપવા શિવાય કશું વળનાર નથી."

બાદશાહને આપવાનો પયગામ સાંભળીને મસરૂર વધારે ગુસ્સે થઈ ગયો અને ગુલામોને હુકમ કર્યો કે, 'ફઝલને ભોંયપર સુવરાવો ?' ગુલામોએ હુકમ થતાંજ તેને જલદી ભોંયપર નાંખી દીધો

અને તે પછી પથ્થરના દિલવાળા નાપાક ગુલામોને હુકમ આપ્યો કે, પચાસ પચાસ લાકડીઓ ફઝલના વાંસા અને સાથળ ઉપર મારો ? તેથી તે બદબખ્તો તે બીચારા નાઝુક ફઝલને મારવા લાગ્યા. જ્યારે એ અવાઝ બાહેર બેઠેલા અબુલહસને સાંભળ્યો ત્યારે તેના હોંશ ઉડી ગયા અને તે બેહોશ થઇ ગયો. જ્યારે તે પાછો હોશમાં આવ્યો ત્યારે તે ઝાલિમો ત્યાંથી ચાલી ગયા હતા. તેથી અબુલહસન કેદખાનામાં ફઝલ પાસે ગયો અને જોયું તો ફઝલના અંગમાંથી લોહીની ધારા વહેતી હતી ચામડી ઉખડી ગયેલી હતી અને તે બેભાન અવસ્થામાં પડેલો હતો.

આવો હાલ જોઇને અબુલહસને તેનું માથું પોતાના ખોળામાં લીધું અને તે ઝારબેઝાર રડવા લાગ્યો. આશરે એક કલાક પછી તે કાંઈ દમ લેવા લાગ્યો ત્યારે તેને દીલાસો મળ્યો. જ્યારે ફઝલ પાછો શુદ્ધમાં આવ્યો ત્યારે તેણે અબુલહસન સામે નજર કરી ત્યારે અબુલહસને કહ્યું કે, “ અફસોસ ! હઝાર અફસોસ ! હારૂનપર ખુદાની લાઅનત થાય કે તેણે આપ જેવા એક ખાનદાની પુરૂષને આવા નિર્દયપણે માર મરાવ્યો ! ”

ફઝલ—“ખયર ! જે કાંઇ તેણે કર્યું તેની જવાબદારી તેનાપર કયામતના દિવસે છે. હવે આ હાલની જરા પણ ખબર મારા પિતાને પડવા દેશ નહીં, કારણ કે જો તેઓને ખબર પડશે તો તે તુરતજ મરી જશે ! મને પહેલી લાકડી પડી ત્યારે એટલી ઇઝા થઇ કે જેની હદ નથી, પરંતુ મેં સબર કરીને અવાઝ કાઢયો નહીં, તેમજ રાડ પણ પાડી નહીં, અને એમને એમ બસો લાકડીઓનો માર સહન કરી લીધો ! હવે મારી ચામડી ચીરાઈ ગઇ છે, માટે મહેરબાની કરીને કોઇ હકીમ અથવા હજામને લાવ કે તે મારી દવા કરે !”

અબુલહસન—“ઓ બુઝુર્ગના ફરઝંદ! તમારી મુશીબતમાં ફીરસ્તાઓ પણ જરૂર રડયા હશે! તમારાપર ઝુલ્મ ગુઝારનારપર ખુદા અને તેના રસુલની લાઅનત ઉતરો!”

તે પછી અબુલહસન એક હુશીયાર હકીમને બોલાવી લાવ્યો. તેણે ફઝલને જોઇને બહુજ ગમગીની જાહેર કીધી અને ઘણો દિલાસો આપીને કહ્યું કે, “હું એવો મલમ બનાવી આપીશ કે જેથી માત્ર દશ દિવસમાંજ તમામ ઝખમો ઈન્શાઅલ્લાહ જરૂર રૂઝાઇ જશે અને દરદ પણ નહીં રહે!” તેણે તે પછી ઘણી મહેનત લઇ એક મલમ બનાવી આપ્યો, અને ફઝલનાં ઝખમોપર બહુજ સંભાળથી લગાડી આપ્યો.

ફઝલને માર પડવાની ખબર છુપી રહેવી મુશ્કેલ હતી જેથી તે વિષેના ખબર યહયાને પડી, તેથી તે આપઘાત કરવા લાગ્યો, ત્યારે ચોકીદારોએ તેને તેમ કરતાં અટકાવ્યો અને પછી તેણે પોતાના પુત્ર ફઝલને જોવા માગ્યો પરંતુ તેને તેમ કરવાની રજા આપવામાં આવી નહિં. યહયાની આવી દયા ઉશકેરનારી મુશીબતમાં તાવ આવવા લાગ્યો. બગદાદના બાદશાહ હારૂન—અલ—રશીદના આવા ઝુલ્મથી આખા બગદાદ શહેરમાં કાળો કકળાટ અને ગજબનાક ગમગીનીનાં ઘોર વાદળો ઘેરાઇ રહ્યાં. ચોતરફ ગમગીની અને ઉદાસી શિવાય કશું દ્રષ્ટિએ પડતું નહતું; પરંતુ હારૂન—અલ—રશીદના ડરથી કોઇ પણ ચું કે ચાં કરી શકતું નહતું! સર્વે કોઇ છુપી રીતે અફસોસ અને ગમગીની જાહેર કરતા હતા.

તે મલમની અસરથી ફઝલના ઝખમો વિગેરે થોડા દિવસમાં રૂઝાઇ ગયા, તેથી ફઝલે અબુલહસનને કહ્યું કે—‘હકીમે બહુજ સારી મેહેનત લીધી છે, માટે તેનો હક કાંઇ પણ જરૂર અદા કર-

વોજ જોઇએ ! તો મહેરબાની કરીને મારૂં એટલું કામ બહુજ ખાનગીથી બજાવી લાવ કે મારા એક દોસ્તપર હું એક ચીઠ્ઠી લખી આપું છું તે તેને પહોંચાડ. જો કે તેની સ્થિતિ હાલમાં સારી નથી, તોપણુ જરૂર કાંઇ આપશે." અબુલહસન ફઝલની ચીઠ્ઠી લઇને તેના દોસ્તને બહુજ છુપી રીતે પહોંચાડી આવ્યો. મુસીબતમાં ઘેરાયેલા પોતાના મિત્રની ચીઠ્ઠી વાંચીને ફઝલના મિત્ર બહુજ રડયો, અને અબુલહસનને દશ હઝાર દીરહમ આપીને રવાના કર્યો. તે પછી ફઝલે મધ્ય રાત્રિના તે દશ હઝાર દીરહમ હકીમને મોકલ્યા, પરંતુ તેણે તે રાખ્યા નહીં, તેથી ફઝલે અબુલહસન સાથે હકીમને બહુજ નમ્રતાપૂર્વક કહેવડાવી મોકલ્યું, તેથી અબુલહસન તે લઇને મકાને ગયો તો તેણે જોયું કે–તે હકીમ બહુજ નાના મકાનમાં રહેતો હતો. તેની ઓરત અને બાળકોને પહેરવાનાં કપડાં પણ ન હતાં. ખાવા માટે ફાંફાં હતાં. અબુલહસને હકીમને ફઝલના પયગામ આપીને બહુજ આજીજી કીધી, છતાં પણ તેણે તે દીરહમ લીધા નહીં. અને ન લેવાનું કાંઇ પણ કારણ જાહેર કર્યું નહીં.

અબુલહસને તે પછી ફઝલને જઇને તમામ હકીકત કહી, તેથી તે બહુજ ગમગીન થયો અને બોલ્યો કે, "હકીમને આ રકમ ઓછી લાગી હશે તેથી લેતો નહીં હોય ! તેને ખબર નથી કે અમો હાલમાં બહુજ તંગીમાં છીએ, ઉપરાંત આવા સખ્તીવાળા કેદખાનામાં કેદ પડયા છીએ. ખયર ! હવે જરા વધુ તસ્દી લઇને, એક બીજા વેપારી પાસે જઇને મારી ખાનગી ચીઠ્ઠી આપીને તેની પાસેથી પણ દશ હઝાર દીરહમ લઇ વીશ હઝાર દીરહમ આપીને હકીમને રાઝી કર !"

ફઝલના કહેવાથી અબુલહસન મધ્ય રાત્રિએ તે વેપારીને ત્યાં ગયો; તેણે તુરતજ દશ હઝાર દીરહમ કાઢી આપ્યા. આ પ્રમાણે

બધા મળીને વીશ હઝાર દીરહમ લઇને અબુલહસન પાછો તે હકીમને ત્યાં ગયો અને બહુજ કાલાવાલા કરીને તે રકમ કબુલ કરવા અરજ કીધી, ત્યારે હકીમે કહ્યું કે, આખા બગદાદ શહેરમાં હું વધારે તંગીમાં છું, તેથી મેં દશ દશ હઝાર દીરહમ જોયા પણ નથી. હું તો તેને ઘણા સમજું છું. હું થોડા માટે લેતો નથી એમ નથી, કે આપ બીજા દશ હઝાર દીરહમ લઈ આવીને વીશ હઝાર દીરહમ લઈ આવ્યા! પરંતુ એ બિરાદર! નહીં લેવાનું કારણ તો જુદુંજ છે, માટે મને માફ કરો!"

અબુલહુસને કહ્યું કે, "હું કોઇને કહીશ નહીં, માટે જે હોય તે ખુલ્લું કહી આપો?" આથી હકીમે કહ્યું કે, "મારી હાલત સર્વે સારી રીતે જાણે છે તેમ મારી એકાએક સારી હાલતની બાદશાહ સલામતને ખબર પડી તો તેનાં માણસો આ નાણું તુરતજ છીનવી લેશે અને મને કત્લ કરી નાંખશે. આ ખોફથી હું કશું લેતો નથી!"

અબુલહસન—"આ મધ્યરાત્રિ છે, અને હું કસમ ખાઉં છું કે, આ વાતની કોઇને પણ ખબર કરીશ નહીં! આને તું ધીમે ધીમે વાપરજે અને આવી તંગી અને સખ્તીમાં આ રકમ હાથમાંથી જવા દેવી તે દાનાઇ નથી."

આવા શબ્દોથી તે લાચાર હકીમે તે નાણું કબુલ રાખ્યું અને ફઝલના હકમાં દુઆ ગુઝારી.

અબુલહસન તે પછી ફઝલ પાસે આવ્યો અને હકીમ સાથે થએલી વાતચીત અને તેણે કબુલ રાખેલા દીરહમની ખબર કહી સંભળાવી, ત્યારે ફઝલે કહ્યું કે, "એ ભાઇ! તું સારી રીતે જાણે છે કે હારૂનના ભાઇએ તેને કત્લ કરવા માટે મારા પીતાને ઘણી તાકીદ કીધી હતી, છતાં પણ તેને કત્લ થવાથી બચાવ્યો અને તેને

બગદાદની ગાદીએ બેસાડયો તેના માટે અમોએ ઘણી મહેનત અને મુસીબત વેડીને ઘણા મુલકો ફતેહ કીધા અને તેનું ભલું ચાહવામાં કોઇ પણ પ્રકારે આડી આંચ આવવા દીધી નથી. મારા ભાઇ જાઅફરે બગદાદ સલતનતની વઝીરાત એવી હુશીઆરી, ચાલાકી, બાહોશી અને અકકલમંદીથી સત્તર વર્ષો સુધી કીધી કે તે દરમીયાન અમોએ જેટલી દોલત મેળવી હતી; તે તમામ તેની જ આપેલી અને જોયેલી હતી. તને ખબર છે કે, અમોએ બગદાદ સલતનતના ખઝાનામાંથી એક ખોટો દીરહમ પણ તેનાથી છુપાવીને લીધો નથી. હારૂને અમારી સાથે એવા અહદ કીધા છે; અને એવા એવા ઈકરાર લખી આપ્યા છે, કે જો તે કોઇ વાંચે તો આંગળીઓ કરડે! એ તમામ છતાં તેણે અમારી પ્રત્યે એટલી તો બેવફાઈ કરીને એવો તો ઝુલ્મ અને સીતમ ગુઝાર્યો કે, જેની હદ નથી! મારા ભાઇને નાહક ઝુબેહ કરવામાં આવ્યો હારૂને પોતાની સગી બહેનો પણ કત્લ કરાવીને તેનાં નીર્દોષ બાળકોને બકરાંઓની જેમ રહેંશી નાખ્યાં! તે મારો દુધભાઇ છે! તેને મારી માતાએ દુધ પાયું છે, મેં તેની માતાનું પણ પીધું છે; છતાં પણ મારાપર આવો ઝુલ્મ કરાવ્યો. આખરે અમોને પણ કત્લ કરાવી નાખશે, પરંતુ યાદ રાખજે કે—તે ઝાલિમ અમારી પાછળ ઝાઝી મુદત જીવી શકશે નહિં. ઝુલ્મનાં ઘર હંમેશાને માટે ખાલી, બરબાદ અને વીરાન છે! દુનિયામાં તેની બદનામી અને અમારી નેકનામી હંમેશાને માટે ગવાતી રહેશે."

ટુંકમાં, હારૂન—અલ—રશીદે બરામકા ખાનદાનના ખઝાનાની બહુજ હદથી વધારે તપાસ કરાવી અને તે તપાસમાં કેદ થયેલાંઓને પણ બેહદ માર મારવામાં આવ્યો, પરંતુ બરામકા ખઝાનાનો પતો મળી શકયો નહિં, તેથી તેને ખાત્રી થઇ કે તેઓએ કશું છુપાવ્યું

નથી. અને આવી રીતે બહુજ ઝુલ્મના સબબથી બદનામી અને ફીટકારનો પાર નહિં રહે તેમ વિચારીને હારૂને યહયા અને ફઝલને કેદખાનામાંથી મુક્ત કરીને એક સાદા મકાનમાં રહેવા રજા આપી અને લોકોને પણ ઇજા આપવી બંધ કરી. આખરે યહયાને કેદખાનામાં જે તાવ લાગુ પડયો હતો તે જીવલેણ નીવડયો. બરામકા ખાનદાનનો વૃદ્ધ વઝીર તેજ બીમારીમાં મૃત્યુ પામ્યો અને તેની પછી કેટલીક મુદદતે ફઝલ પણ આ નાપાયાદાર દુનિયાથી રહેલત કરી ગયો.

મોહમ્મદ બીન અબદુલરહેમાન હાશમી નામનો એક શખ્સ બકરી ઈદને દિવસે પોતાની માતા પાસે ગયો. તેની પાસે કેટલીક ઓરતો બેઠી હતી. તેમાં એક જુનાં ફાટાં તુટાં કપડાંવાળી વૃદ્ધ સ્ત્રી જોવામાં આવી કે જે તે જગોએ વાતોએ વળગેલી હતી. તે વેળાએ મોહમ્મદની માતાએ પોતાના પુત્રને પુછયું કે, "અય મોહમ્મદ ! તું આ ડોસીને ઓળખે છે?"

મોહમ્મદ—"ના !"

મોહમ્મદની માતા—અય મોહમ્મદ ! આ બગદાદના બાદશાહ હારૂન–અલ–રશીદના ખાસ માનીતા વઝીર જાઅફરની માતા છે !"

આ સાંભળીને મોહમ્મદને તેનો જાહોજલાલીનો વખત યાદ આવ્યો. તેથી તેણે તે ડોસીને તાઅઝીમ કરીને પુછયું કે, "અય-અમ્મા ! તમોએ અજબમાં અજબ કયો બાબત જોઇ છે ?"

"ત્યારે તેણે જવાબ આપ્યો કે, "અએ બેટા ! એક ઇદ મારે માટે એવી હતી કે, ભારેમાં ભારે કીમતનાં ચારસો મકાન હતાં, અને આજની ઇદ મારે માટે એવી થઇ છે કે, મારી પાસે ફક્ત

દુંબાનાં ચામડાં છે ! એકને બીછાવું છું, અને એકને ઓઢું છું !" આ સાંભળીને મોહમ્મદને દયા આવી અને તેને પાંચસો દીનાર બક્ષીસ આપ્યા, તેથી તે બહુ ખુશી થઇ, અને તે પછી તે મોહમ્મદને ઘેર વારંવાર આવતી જતી હતી. આહા ! સમય સમયની કેવી બલીહારી છે ! જે વઝીર જાઅફરની માતા પોતાની જાહોજલાલીના વખતમાં નીરાધાર વીધવા ઓરતોને છુટા દિલે સહાય આપનાર હતી, તેજ આ વેળાએ તેની મદદ આપનારને બદલે લેનાર થઇ પડી ! છે ખરેખર ! વખત અને ચડતી પડતીનો પાસો ઉલટાયા શિવાય રહેતો નથી ! શી કાળની વિચિત્રતા !

## પ્રકરણ ૬૯ મું.

### બાદશાહની બહાદુરી.

હારૂન-અલ-રશીદનો જે પ્રમાણે ઝુલ્મ વધેલો હતો, તે પ્રમાણે તેની બહાદુરી અને હીંમત પણ તેટલે દરજ્જે વધેલી હતી. સને ૮૦૨ ઇસ્વીમાં તાઇસફુરે રૂમનો કબ્જો કરી લીધો, તેથી આ નવા બાદશાહે હારૂન-અલ-રશીદપર કાગળ લખ્યો કે, "શાહ તાઇસફુર તરફથી અરબના બગદાદના બાદશાહને માલુમ થાય જે, મારી પહેલાં આ ગાદીપર જે મલેકા હતી, તે બહુજ કમજોર હતી અને તમોને બહુજ બાહુબળવાળા ઝબરદસ્ત માનતી હતી; તેથી તે તમોને ખંડણી ભરતી હતી; પરંતુ ખરી સ્થિતિ તો એ હતી કે, તમારે તે રકમ તેને ઉલટી બમણી ભરવી જોઇતી હતી ! તે એક સ્ત્રી જાતી પોતાની નાદાન બુદ્ધિ અને બેવકુફીથી બાદશાહત ચલાવતી હતી;

પરંતુ હવે હું તે તખ્તનો માલેક થયો છું; માટે તેની પાસેથી તમોએ ખંડણી તરીકે લીધેલું તમામ નાણું મારી પાસે તાકીદે મોકલી આપો! જો તમો તે મુજબ નહીં કરશો તો તમારી અને અમારી વચ્ચે તલવારોના પ્રચંડ હુમલાઓથી તેનો ફેંસલો થશે!"

શાહ તાઇસફુરનો આ પત્ર વાંચીને બગદાદના બાદશાહનો ચહેરો લાલચોળ થઈ ગયો અને કોઇ વઝીર કે અમીરની એવી તાકાત ન હતી કે, તે વેળાએ તેની સામે જોઇ શકે! તો પછી બે બોલ કહેવાની તો વાતજ શી કરવી? આવી સ્થિતિ જોઇને કચેરીનાં સર્વે લોકો ચાલતા થયા. સર્વેના ગયા પછી હારૂને તેનો જવાબ તેજ શાહના પત્રની પાછળ પોતાના હસ્તે લખ્યો કે, "અમીરૂલ મોઅમેનીન હારૂનના તરફથી રૂમના કુતરા તાઇસફુરને રોશન થાય કે, એય કાફર! તારા કાગળનો જવાબ કાનથી સાંભળવા કરતાં પોતાની આંખોથીજ જોઇ લેજે!'

મજકુર શાહને પત્રનો જવાબ મોકલ્યા પછી તેજ દિવસે હારૂન-અલ-રશીદ પોતાના તમામ લશ્કર સમેત યુનાન તરફ રવાના થઈ ગયો અને હરકુલા શેહરમાં જઇને પડાવ નાંખ્યો. તે શહેરને તેણે પોતાના બળવાન સૈનીકોના પ્રચંડ પ્રહારો વડે જીતી લીધું; અને તેને વેરાન કરીને બાળી નાખ્યું. આ વેળાએ તાઇસફુર એક બળવાખોરની સાથે લડાઇમાં રોકાયો હતો, તેથી લાચાર થઇને તેણે હારૂનને સલાહ કરવાનો પયગામ રવાના કીધો; તેથી હારૂને તેની સાથે એવી શરતે સલાહ કીધી કે,—"તમારે બાર મહીનાને બદલે છ મહીને ખંડણી ભરવી!" બગદાદના બાદશાહની આ સલાહ તે વેળાએ તો તે શાહે કબુલ રાખી, પરંતુ જ્યારે હારૂન-અલ-રશીદ પાછો બગદાદ તરફ વીદાય થયો અને તે પછી તાઇસફુર તે બળવાખોર-

પર ફત્તેહ પામ્યો, ત્યારે બહુજ સરદીની મોસમ બેસી ગઇ હતી તેથી મજકુર શાહ સમજ્યો કે, કે હવે હારૂન આવી મુશ્કેલી વચ્ચે અને કકડતી ઠંડીમાં હઝારો માઇલોની મુશીબતો વેઠીને મારાપર ચડાઇ કરી શકશે નહિ, તેથી તેણે હારૂન-અલ-રશીદ સાથે કરેલા સલાહના કોલકરારો તોડી નાખ્યા.

આ ઘટનાની ખબર કોઈએ પણ બાદશાહને કહેવાની હિંમત કીધી નહિ, કારણ કે એવી માન્યતા હતી કે, જે કોઇ સરદાર એ વિષે બાદશાહને કહેવા જશે, તેનેજ તેજ વખતે લડાઈપર જવાને કહેવામાં આવશે, તેથી એ બાબતને છુપાવી રાખવામાં આવી, પરંતુ આખરે એક શાએરે એ વિષય પોતાના કાવ્યમાં ગુંથીને બાદશાહ સમક્ષ ગાઇ સંભળાવ્યો. તેનો અર્થ એ થતો હતો કે, અમીરૂલ મો-અમેનીન હારૂને તાઇસફુર પાસેથી જે અહદ કરાવ્યો હતો. તે તેણે તોડી નાંખ્યો છે; પરંતુ ઉમેદ છે કે તે તેની સઝાને જરૂર પામશે, અમીરૂલ-મોઅમેનીનને ખુશખબરી આપવામાં આવે છે કે,—તેઓ તેનાપર મોટો વિજય મેળવશે.”

આ સાંભળીને હારૂન-અલ-રશીદ પોતાનાં સર્વે વઝીરોપર સખ્ત નારાઝ થયો, કારણ કે તેને તે વિષેની આવી ખાસ અગત્યની ખબર કરવામાં આવી ન હતી. આ ખબર સાંભળ્યા પછી તુર્તજ બાદશાહ સખ્ત કકડતી ઠંડીના દિવસોમાં પણ પોતાનું એક જંગી લશ્કર લઇને તે તરફ ગયો. રસ્તામાં લશકરને અસહ્ય સરદીથી બહુજ ઈઝા પહોંચી; પરંતુ ત્યાં પહોંચ્યાથી તેઓએ તાઈસફુરનાં લશકરપર તુટી પડીને એવી બાહાદુરી સાથે કત્લ ચલાવી કે, તાઇસફુરના ચાલીસ હઝાર સૈનિકો રણભુમીની ધુળ ચાટતાં થઈ ગયા ! આખરે તે શાહ સાથે બીજી વખત સુલેહનાં કોલકરારો કરીને અને તેને બગદાદની

સલતનતના એક ખંડીયા શાહ તરીકે પુરતો નમાવીને—બગદાદનો બાદશાહ—સખ્ત સરદીની કકડતી ઠંડીમાં વિજયના આનંદ ઉલ્લાસમાં બગદાદ આવી પહોંચ્યો.

---

## પ્રકરણ ૭૦ મું.

## નસારાઓ માટેના કાયદા.

બીજા ખલીફાના સમયમાં બયતુલ મુકદ્દસ ફત્તેહ થયો ત્યારે નસારાઓ માટે કાયદાઓ ઘડવામાં આવ્યા હતા, તે કેટલીક મુદ્દત પછી અમલમાં ન હતા, તેથી હારૂન—અલ—રશીદે તે પાછા ચાલુ કરાવ્યા; જે નીચે મુજબ છેઃ— .

(૧) બયતુલ મુકદ્દસમાં રહેનારા નસારાઓના માલ અને જાનની પુરતી સંભાળ રાખવામાં આવશે.

(૨) તેઓનાં ધાર્મિક કાર્યોમાં મુસલમાનો તરફથી કોઇ પ્રકારની દખલ દેવામાં નહીં આવે; પરંતુ તે એવી શરતે કે, તે ધાર્મિક સ્થળો મુસલમાન અમલદાર વર્ગને જોવામાટે રાત્રીદીવસ ખુલ્લાં રાખવાં.

(૩) અનાજની લાગણી થયા શિવાય તેઓ પાસેથી વેરો.ડી લેવામાં નહિ આવે.

(૪) તેઓએ મુસલમાનોની દરેક જગ્યાએ અદબ કરવી; તેઓની સાથે બહુજ નમ્રતાથી બોલવું ચાલવું અને તે પ્રમાણે વર્તવું. મુસલમાનો આવે ત્યારે તેઓમી તાઅઝીમ માટે ઉભા થવું; અને

પોતાની મજલસોમાં તેઓને પહેલા નંબરના અગ્રસ્થાને જગો આપવી.

(૫) તેઓએ હવે પછી આ શહેરમાં તેમજ બાહેરના મુસલમાન સત્તાની હેઠળના પ્રદેશોમાં પોતાના ઇબાદતનાં મકાનો બંધાવવાં નહિં.

(૬) પોતાની પ્રજાને કુરઆને શરીફ શીખવવું નહીં.

(૭) તેઓએ મુસલમાન જેવો પોષાક પહેરવો નહિં.

(૮) મુસલમાનોના રીતરીવાજોની તેઓએ કશા પ્રકારની નકલ કરવી નહિં.

(૯) મુસલમાનોના નામ જેવાં પોતાની પ્રજાના નામો રાખવાં નહિં, ઝીન નાંખીને બેસવું નહિ; સ્લીપર પહેરવાં નહિં.

(૧૦) ઘંટ વગાડવો નહિં, માત્ર ધાર્મિક કાર્ય માટે બહુ જરૂર લાગતાં ફક્ત ધીમેથી વગાડવો.

(૧૧) પોતાની વકફ ઇમારતોમાં રોશની કરવી નહિં.

(૧૨) મુડદાઓ માટે ચીસો પાડીને રડવું નહિ.

(૧૩) કપડાંને એવી રીતે લપેટીને પહેરવાં કે, મુસલમાનોને અડકે નહિં.

(૧૪) કોઈ મુસલમાનના મકાનમાં ફરેબથી પેસવું નહિં,

ચેતવણીઃ—ઉપલી સરતો નસારાઓએ અવશ્ય પાળવીજ જોઇએ, અને ન પાલવે તો તેઓએ પોતાની ખુશી અને મરજી પાળવો મુજબના કોઇ બીજા મુલ્કનો આશ્રય લેવો."

બીજા ખલીફાએ આ શરતો ઉપરાંત એવી પણ શરત કરેલી હતી કે, કોઈ ઇસાઇ મુસલમાનને મારે નહિં; તે ઉપરાંત તેમાં એવી સખ્ત શરત પણ શામેલ હતી કે, જે કોઇ પણ ઉપલી શરતોનો ભંગ કરશે તે બંડખોરને લાયકની સઝાને સઝાવાર થશે.

# પ્રકરણ ૭૧ મું.

## બાદશાહતના ભાગલા.

યહયાનો પુત્ર ફઝલ હારૂન–અલ–રશીદનો દુધભાઈ થતો હતો, કારણ કે તેણે ફઝલની માતાના દુધનું સેવન કીધું હતું. જ્યારે ફઝલ આ નાપાયાદાર દુનિયાથી સફર કરી ગયો ત્યારે હારૂને કહ્યું કે, "હવે મારૂં મોત પણ નઝદીક આવી પહોંચ્યું સમઝી લેવું !" અને બન્યું પણ તેમજ, કારણ કે તે પછી ટુંક સમયમાં હારૂન–અલ–રશીદ પણ મૃત્યુ પામ્યો.

બરામકાનું પુરાણું ખાનદાન તબાહ અને બરબાદ થઇ જવા પછી સમગ્ર બગદાદ શહેરમાં બહુજ ગડબડ થવા લાગી; આને લીધે બાદશાહને બગદાદ છોડીને રૂક્કા શહેરમાં રહેવું પડયું. ખુરાસાન વિગેરે ચોતરફના તેના મુલ્કોમાં બંડ અને બખેડાઓ થવા લાગ્યા અને ફીસાદ એટલે સુધી વધી ગયો કે જ્યાં ત્યાં ઠેકઠેકાણે મારામારી અને લુંટફાટ થવા લાગી. ખુરાસાનની પ્રજા અરબોપર ફીટકાર વર્ષાવવા લાગી અને બરામકાઓની કારમી કત્લો થવાથી તેઓ વધારે ગુસ્સા અને જોશના ઝનુનભર્યાં જુસ્સામાં આવી લાગ્યા. આખરે સને ૧૯૨ હીજરીમાં હારૂન–અલ–રશીદ રૂક્કા છોડીને ખુરાસાન જવા માટે બગદાદ ગયો અને પોતાના પુત્ર કાસીમને રૂક્કાના હાકીમ તરીકે નીમીને તેણે શાબ્બાન માસની પાંચમી તારીખે નેહરવાન જવા વિચાર કર્યો. આ માટે તેણે બગદાદમાં પોતાના પુત્ર મામુનને ગવરનર નીમ્યો.

મામુન તથા અમીન એ હારૂન-અલ-રશીદની બે જુદી જુદી બેગમોના પેટે અવતરેલા પુત્રો હતા. મામુનનો હુઝુરી ફઝલ બિન સહીલ હતો અને ઇરાની હતો. તેણે મામુનને કહ્યું કે, “તમારો ભાઈ અમીન તમારી પહેલાં તખ્તપર બેસવાને ઇચ્છે છે; અને તેથી મને એમ જણાય છે કે તે હરગીઝ તમારી સાથે નેકી અને સલુક કરશે નહિં; કારણ કે તે ઝુબીદાનો પુત્ર છે, અને તેથી તમામ બની-હાશમના વંશજો તેની તરફેણમાં એસ્તવાર છે; માટે તમો જેમ બને તેમ હારૂન-અલ-રશીદને રાઝી કરીને તેઓની સાથે સીવાવો, કારણ કે ખુરાસાન તમારા હીસ્સામાં આવ્યું છે!”

આ મામુનના હુઝુરી ફઝલને બરામકાવાળાઓ ઇરાનથી લાવ્યા હતા. તે પ્રથમ નસારા હતો; પરંતુ પાછળથી મુસલમાન થઈ ગયો હતો. હારૂન-અલ-રશીદે તેની મામુનના એક હુઝુરી તરીકે નેમણુંક કીધી હતી; અને તે મામુનપર પોતાની પુરી સત્તા ચલાવનારો થઇ પડયો હતો! મામુનની માતા ઇરાની હતી અને અમીનની માતા ઝુબીદા હારૂન-અલ-રશીદની માનીતી અને પ્યારી બેગમ હતી; એટલુંજ નહિં, પરંતુ તે હારૂનના કાકાની પુત્રી પણ થતી હતી.

પોતાની પછી કોણને ખલીફા નીમવો તે વીષે હારૂન-અલ-રશીદ મોટી મુસ્કેલી અને ચીંતામાં હતો, કારણકે અરબો તેમજ બાદશાહના ખાનદાનવાળા અને તેમાં ખાસ કરીને ઝુબીદા એમ ચાહતી હતી કે હારૂન પોતાની બાદ અમીનને ખલીફો અને બગદાદનો બાદશાહ ઠેરવી જાય. મામુન ઇરાની ઓરતના પેટનો હોવાથી ઇરાનવાળાઓની એવી ખાહેશ હતી કે મામુન ખલીફા અને બાદશાહ મુકરર થવો જોઇએ, મામુન અક્કલમંદ અને દુર અંદેશીવાળો હતો. બાદશાહત ચલાવવા સત્તા અને તે વિષે પુરતી માહીતી ધરાવતો હતો.

અમીન જો કે ખુબસુરત અને બહાદુર હતો; છતાં પણ તેનામાં બાદશાહત ચલાવવાની કુનેહ કે સત્તા નહતી.

હારૂન–અલ–રશીદ સારી રીતે જાણતો હતો કે મારા મૃત્યુ પછી એ બન્ને ભાઇઓમાં ખુનખાર અને જંગી જંગો થયા શિવાય રહેનાર નથી; કારણ કે બરામકાની પછી આરબોનું જોર બહુ વધી ગયું હતું; તેથી તેઓ અમીનને તખ્તપર બેસાડવાની જરૂર કોશેષ કરશે અને ઇરાનીઓ કે જેઓ બરામકાની પક્ષમાં છે; તેઓ પોતાની પડતી હાલતમાંથી ચડતીમાં આવવાની અભીલાષાએ મામુનને તખ્તપર બેસાડ-વાની બનતી કોશેષ જરૂર કરશે. આવા ખોફ અને વિચારથી હારૂને પોતાની પછી પોતાના વંશજોમાં આવી રીતની ખટપટ કે ઝગડો રહેવાનું કોઇ પણ કારણ ઉપસ્થિત ન થાય તે માટે તેણે દુરઅંદે-શીથી પોતાની આવી જંગી સલતનતના લાચારીથી બે ભાગલા પાડી નાંખવાનો નિશ્ચય કીધો. તેથી તેણે ઇરાન તરફનો મુલક મામુનને હવાલે કીધો અને અરબસ્તાનનો મુલક અમીનને આપ્યો. આવી રીતે પોતાના બન્ને પુત્રોને બગદાદ સલ્તનતના બે મોટા મુલકના પોતાની પછી બાદશાહો મુકરર કીધા પછી હારૂન–અલ–રશીદ પોતાના તે પુત્રો સાથે હજના પવીત્ર હંગામપર મક્કા તરફ રવાના થયો.

મક્કામાં પહોંચ્યા પછી હારૂને ખાન એ–કાબાની અંદર પો-તાના તે બન્ને પુત્રોને એવી સખ્ત કસમો ખવરાવીને અહદ કરાવ્યો કે–" અમારા માટે જે બંદોબસ્ત કરવામાં આવ્યો છે, તેથી અમો ખુશી થયા છીએ; એટલુંજ નહિં પરંતુ મઝહબ પ્રમાણે અમો એકબીજાના ખેરખ્વાહ અને સલાહકાર થઇને સલાહસંપ સહીત એક બીજાના દરેક હક્ક પાળીશું અને તે પ્રમાણે પરસ્પરના પ્રત્યેક લાભ સંભાળીશું.

# પ્રકરણ ૭૨ મું.

## દમીશ્કનો અમીર.

તે પછી હારૂન–અલ–રશીદે નીચે પ્રમાણે દસ્તાવેજ લખાવ્યા કેઃ—

(૧) અમીને બગદાદમાં પોતાનું પાયતખ્ત રાખવું.

(૨) મામુને ખુરાસાન પાસે “મરવામા” પોતાનું પાયતખ્ત રાખવું.

(૩) બગદાદ, વાસેતા, બસરા, કુફા, શામાત. સવાદે ઇરાક, મુસલ, જઝીરા, હીજાઝ અને મીસર અમીનની હકુમત તળે તેનાં પાયતખ્તના કબજાના પ્રદેશો તરીકે તેને આપવામાં આવે છે.

(૪) કીરમાનશાહ નીહાવંદ, કુમ કાશાન, ઇસ્પેહાન, ફારસ, રય, તીબ્રીસ્તાન, ખુરાસાન, કાબુલ, માવરાઉન નહર અને તુર્કીસ્તાન મામુનની હકુમતના પ્રદેશો તરીકે તેનો કબજો તેને આપવામાં આવે છે.

(૫) અમીન અને મામુને પરસ્પર સલાહ સંપથી રહેવું; અને આપસ આપસમાં કશા પ્રકારના ઝગડા બખેડા થવા ન પામે અને તેમાંજ પોતાનું હીત સમજીને પોતાને મળેલા અલગ પ્રદેશોનો વહીવટ રૈયતના સુખ અને સંતોષ સાથે પોતાને મળેલું ગનીમત સમજીને ચલાવવો.

આ મતલબનો દસ્તાવેજ લખાયા પછી, તે સર્વેને વાંચી સંભળાવવામાં આવ્યો, અને તે વેળાએ ત્યાં જે જે મોટા અમીર

ઉમરાવો હાર હતા, તેની તે પર સાક્ષી કરાવ્યા પછી તે દસ્તાવેજ ખાનએ કાબાના દરવાજા પર ટાંગવામાં આવ્યો. પરંતુ તેમ કરતાં જે શખ્સ તે ટાંગવા માટે લઇ ગયો, તેના હાથમાંથી તે દસ્તાવેજ પડી ગયો, તેથી લોકો તેને અપશુકન થયા સમજીને કહેવા લાગ્યા કે, " બગદાદના બાદશાહના પુત્રોમાં અરસપરસ સુલેહ રહેશે નહીં, પરંતુ હસદ અથવા ઇર્ષાનો અગ્નિ એક બળતા મકાનની જેમ તેનો ભભુકો આજુબાજુ ફેલાવશે. "

જ્યારે હારૂન—અલ—રશીદ, અમીન અને મામુનને પોતાની પાછળ પોતાની ગાદીના હકદાર વારસો મુકરર કરીને અને પોતાની જંગી રીયાસતના ભાગલા પાડીને તેઓને એક દસ્તાવેજની રૂએ તે પ્રદેશોનો કબજો આપીને તે કુફે ગયો, તેટલામાં તેને ખબર મળી કે, દમીશ્ક (શામ) માં હજુ સુધી બની ઉમય્યહનો એક મોટો અમીર હયાત છે, તેની પાસે અઢળક નાણું છે, અને તેની ઇઝ્ઝતનો પ્રભાવ એટલો બધો પ્રબળ છે કે, તે દમીશ્કમાં બની ઉમય્યહના ખાનદાનની હકુમત સ્થાપી શકે.

આ ખબર સાંભળીને હારૂને તરતજ પોતાના મીનારા નામના હજુરીને બોલાવીને કહ્યું કે, " તું તારી સાથે એક લશ્કરની ટુકડી અને ગુલામો સહીત દમીશ્ક તરફ પ્રયાણ કર, અને છુપી રીતે દમીશ્કના ગવર્નર પર લખેલો મારો પત્ર તેને પહોંચાડ, કે જેથી તે તને તે અમીરને પકડવામાં બનતી મદદ આપે, અને જ્યારથી તે પકડાય ત્યારથી તે તું તેને અહીંઆ પકડી લાવે તે સમયમાં તે જે જે હીલચાલ, હરકતો વિગેરે કરે તે સર્વે નોંધી લેજે !"

મીનારાને હુકમ મળતાંજ એ તમામ લશ્કર સહીત દમીશ્ક તરફ પવનવેગે પ્રયાણ કરી ગયો. તે સાતમી રાત્રીએ ત્યાં પહોંચ્યો

તે વખતે શહેરના દરવાજા બંધ થઈ ગયા હતા, તેથી તે વેળાએ દરવાઝા ખોલાવીને લશ્કરને અંદર પ્રવેશ કરવું તેણે યોગ્ય માન્યું નહિં, કારણકે તેથી લોકોમાં ખળભળાટ ઉઠવાનો સંભવ હતો, તેથી તેણે બાહેરજ પડાવ નાખ્યો. સહવારનો પ્રહર થતાંજ તે માત્ર પાંચ માણસોને લઇને એકદમ પરબારો તે અમીરને ત્યાં ગયો, ત્યારે હારૂન–અલ–રશીદે જણાવ્યા કરતાં પણ વિશેષ દોરદમામ તે અમીરનો તેના જોવામાં આવ્યો. બાહેરથી કંઇ પણ કહેવડાવ્યા શિવાય તેણે એકદમ તે મકાનમાં પ્રવેશ કર્યો. અંદર જતાંજ તેને પુછવામાં આવ્યું કે, "તમો કોણ છો ?"

ગીનારાએ જવાબમાં હીંમતથી કહ્યું કેઃ—

"હું બગદાદના બાદશાહનો કાસિદ છું. તમારામાં આ મકાનનો અમીર અને માલેક કોણ છે ?" આ સવાલના મીનારાને વીચીત્ર પ્રકારના જવાબો મળ્યો. કોઈ કહેવા લાગ્યા કે—"આ મકાનનો માલીક અમારો પીતા છે, અને આ વેળાએ તેઓ હમ્મામ (Bath–House) માં ગુસલ કરે છે !"

મીનારાએ તેઓને અમીરને જલદીથી બોલાવવા કહ્યું, કારણ કે તે વેળાએ તેને એવો આભાસ થયો કે કદાચીતને અમીર કોઇ ખાનગી રસ્તાથી પલાયન કરી જાય !

મીનારા આવા વિચારમાં હતો, તેવામાં અમીર નાહી ધોઇને જરા પણ ઉદાસ કે વીચારની હાલત શિવાય કશા ગભરાટ વીના શાન્ત મનથી આવીને બેઠા અને મીનારાને પુછ્યું કે, "બગદાદના બાદશાહ હારૂન–અલ–રશીદ સારી પેઠે તો છે ને ?" મીનારાએ ઉત્તરમાં કશું કહ્યું નહી, કારણ કે તે તો તેને કેદ કરવાના વીચાર

અને તૈયારીમાં હતો, તેવામાંજ એક આલીશાન દસ્તરખાન બીછાવવામાં આવ્યું. જે પર ભાતભાતના સ્વાદીષ્ટ અને મોંમાંથી પાણી છુટે તેવાં પકવાનો પાથરી દેવામાં આવ્યા, અને નોકરો ચાકરો વીગેરે પણ ખીદમતમાં હાઝર થઈ ગયા. અમીરને કેદ પકડવા આવેલો મીનારા આ જોઇને હેરત થઇ ગયો અને હવે કેમ કામ લેવું તેના વીચારમાં તે મશગુલ હતો, તેવામાં અમીરે મીનારાને જમવા બેસવાનો આગ્રહ કીધો. પરંતુ તેણે ઇન્કાર કીધો કે, "હું ખાઇશ નહી." તેથી તેણે ધારા મુજબ પોતાના પુત્રોની સાથે ખાણું લીધું.

મીનારાએ વીચાર કર્યો કે આતો જરાપણ ડરતો નથી, વળી તેની પાસે ઘણાં નોકરો ચાકરો વીગેરે મવજુદ છે તેથી મારી એક નાની ટુકડી આવા મોટા અને જાહોજલાલીવાળા અમીરને કેદ કરવો એ સહેલ કામ નથી. તેથી તેણે વીચાર્યું કે મારે ખચીતજ ગવર્નરની મદદ લેવી જોઇશે. આવા વીચારોમાં મીનારા રમી રહ્યો હતો, તેવામાં અમીર જમી રહ્યો અને બપોરનો વખત થવાથી તેણે ઝોહરની નીમાઝ શાન્ત મને પઢી લીધી. તે પછી તેણે મીનારાને પોતા પાસે આવવાનો સબબ પુછતાં કહ્યું કે, "મીનારા! એ તો કહે કે તારે શા માટે આવવાનું થયું?"

પોતાનું નામ એક સાધારણ માણસ તરીકે સંબોધવામાં આવતાં મીનારાને ઘણું ખરાબ લાગ્યું. ગુસ્સો આવી ગયો પરંતુ તેણે સમજદારીથી તે સહન કરી લીધું અને બીજું કંઇ પણ કહ્યા શિવાય તેણે બગદાદના બાદશાહ તરફનું વારંટ તેના હાથમાં મુકયું!

વારંટ વાંચતાજ અમીરે પોતાના તમામ નોકર ચાકર અને ગુલામો વીગેરેને તરતજ બોલાવ્યાં; તેથી મીનારા ગભરાયો અને

પોતાની બેવકુફાઇપર પશ્ચાતાપ કરવા લાગ્યો કે—"આતો બહુજ ખરાબ થયું કે, હું એક મોટા લશ્કર સાથે આવેલો છતાં માત્ર પાંચજ માણુસો લઇને આવા મોટા દરજ્જાના માણુસને પકડવાને આવ્યો!" તે બીચારો હવે નાશી છુટવાની યુક્તીઓ કરવા લાગ્યો.

પોતાના માણુસોને બોલાવ્યા પછી અમીરે દરેક પાસ સખ્ત કસમ આપીને અહદ કરાવી લીધો કે—"મારો પત્ર આવતાં સુધી તમારામાંથી કોઇએ પણુ કશી ગડબડ મચાવવી નહી; પરંતુ તમારામાં દરેકે હંશની માફક સલાહ સંપથી હળીમળીને રેહવું" આજ મતલબની ખબર ઝનાનખાનામાં પણુ મોકલવામાં આવી કે—"બેગમ વીગેરે કોઇએ પણુ ગભરાવું નહિં, પરંતુ શાન્ત મને રેહવું, કારણકે મને આપણો બગદાદનો બાદશાહ બોલાવે છે! સખ્ત તાકીદનો વારંટ છે. મને કેદ કરીને લઇ જવાનો હુકમ છે, તે માટે હવે હું જરાપણુ ખોટી થઇ શકતો નથી!"

આમ કહીને તે અમીરે મીનારાને કહ્યું કે, "ઓ મીનારા! હવે તું બાદશાહ સલામતના હુકમ મુજબ મને કેદ કરી લે, કારણકે બાદશાહના હુકમને તાબે થવું અને તેની મરઝીને નમવું તે સ્વદેશ માટે રક્તપાત કરતા વફાદાર વીરલાઓનો ધન છે!" આ પ્રમાણે કહીને તેણે મીનારા આગળ પોતાના અર્ધા પગ ખુલ્લા કીધા અને તેમાં બેડી ઠોકીને બાદશાહની રૂબરૂ લઇ જવાની પોતાની ખુશી દેખાડી.

વીચીત્ર પ્રકારની ઉમદા ખાસીઅતવાળા આ અમીરની આવી નહીં વકી રાખેલી વલણુથી મીનારાને કાંઇ થોડી અજાયબી ઉપજી નહિં. તેણે તુરતજ તે અમીરના પગમાં બેડી ઠોકીને એક કેદીની મીસાલ ઉંટપર બેસાડીને અને પોતે ઘોડાપર સ્વાર થઇને કુફા

તરફ પોતાની સાથેની પલટણ સાથે રવાના થઇ ગયો. દમિશ્કનો આવો મોટો અમીર કશા પ્રકારની ખુવારી કે ઝઘડો શિવાય તુરત શરણ થઇ ગયો તે માટે બીચારા મીનારાએ પણ ખુદાના હઝારો શુક્રાના કીધા.

રસ્તામાં ચાલતાં એક આલીશાન અને મેવાથી ભરપુર ઉમદા બાગ આવ્યો ત્યારે અમીરે ઘણાજ શાંત મને અને હસ્તે મુખડે મીનારાને કહ્યું કે, “ જુઓ આ બાગ મારી માલેકીનો છે, તેમાં ઘણાજ સારાં ખુશબોવાળા ફૂલ અને સ્વાદીષ્ટ ફળો પાકે છે.” તે આમ કહેતો જતો હતો તેવામાં થોડે દુર પહોંચતાં સારાં સારાં ખેતરો અને વાડીઓ પણ આવી. તેને પણ અમીરે મીનારાને દેખાડીને તેના વખાણ કરવા લાગ્યો, અને તેની જે ઉપજ થતી હતી તે પણ ખરે ખરી વગર પુછે કહી બતાવી. મીનારો આ સાંભળીને હયરતમાં પડી ગયો અને વીચાર કરવા લાગ્યો કે, “ આ કેવી ખસલતનો વીચીત્ર માણસ છે કે તેને કેદ કરીને લઇ જાઉં છું, છતાં તેને તે વિષે કશો સદમો કે ગભરાટ થતો નથી, પરંતુ જેમ કોઈ સહેલ કરવા મુસાફરીએ જતો હોય તેમ સારી રીતે હસી ખુશીથી વાતો ચીતો કરે છે;” તે પોતાની અજાયબી અને જીજ્ઞાસા વધારે વખત થોભાવી શકયો નહિં તેથી મીનારો બોલ્યો કે, “અરે સાહેબ ! ઘણી અજાયબીની બાબત છે કે, અમો તમોને તમામ કબીલા અને બાદશાહી મહેલમાંથી કેદ કરીને બાદશાહ સમક્ષ લઈ જઇએ છીએ છતાં તમોને તે વીષે કશો અફસોસ કે ગમગીની થતી નથી. ખુદા જાણે ત્યાં તમારી સ્થિતી કેવી થશે ? તમોને તો જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ કોઇ પ્રકારે ગભરાટ થતો નથી, અને પોતાના બાગબગીચાની નીપજ વિગેરેની વાતચીત ખુશાલ દિલે કર્યાં જાઓ છો.

તમારી આવી અમીરી અને નીપજની વાત સાંભળીનેજ બાદશાહે તમોને કેદ કરીને પકડી મંગાવ્યા છે, અને તમો આવી બેપરવાઈથી આવી આવી વાતચીત કર્યા જાવો છો, તેથી મને જણાય છે કે–તમારામાં અક્કલનો ભાગ ઓછો છે ! તમારામાં દાનાઈ નથી. અરે તમારા માટે આ વખત ગભરાવાનો અને પરેશાનીનો છે, હું તમોને આવા જાણુતો નહતો, પરંતુ એક દાના અને અક્કલમંદ પુરૂષમાં મેં તમારી ગણત્રી કીધી હતી ! ”

આ સાંભળીને અમીર બોલ્યો કે, “ એ મીનારા ! તમારા વીષે પણ મારો ખ્યાલ ખોટો નીકળ્યો. હું તો એમ સમજતો હતો કે, તમો દાના અને અક્કલમંદ હશો, કારણ કે–જો તમારામાં તમીઝ અને દાનાઇ નહતે તો બાદશાહ સલામત તમોને આવું મોટા દરજ્જાને લાયકનું કામ સોંપત નહિ, પરંતુ મારી એ માન્યતા ખરી પડી નથી. તમારી વાતો તો સામાન્ય માણસો કરે છે, તેવી સાધારણ છે ! તમોએ કહ્યું કે બાદશાહ મને કેદ કરાવીને બોલાવે છે; તેથી મારે માટેનો આ વખ્ત મુસીબત અને પરેશાનીનો છે, તો તે વીષે તમારે સમજવું જોઈએ કે, મારો અલ્લાહતઆલા પર સંપુર્ણ ભરોસો છે. માત્ર તેનાજ હાથનાં બાદશાહની મારી અને તમારી સર્વેની તકદીરની ચાવી છે. તે માલેકુલગયબ શિવાય બાદશાહ મને કશા પ્રકારનું નુકશાન કે ફાયદો પહોંચાડી શકનાર નથી ! ઉપરાંત મારો એવો કાંઇ ગુનોહ થયો નથી, કે જેના લીધે હું બાદશાહની ખીદમતમાં જવામાં ખોફ ખાઉં ! જ્યારે બાદશાહને ખબર પડશે કે હું એક નીખાલસ દિલનો માણુસ છું, તો તેઓ મારી ઈઝઝત વધારીને મારી સાથે સારી રીતે વર્તશે, અને એ સવે છતાં મારા નસીબમાં તેઓના હાથે મુસીબતના પહાડો ઉપાડવાનું સર્જીત હશે તો તે

મારા માલેકની મસલેહત અને મરજી પર રાજી છું. મારૂં મોત આવી રહ્યું હશે તો તેને કોઇ ટાળનાર નથી; તો પછી મારે એકજ વખત આવનાર મોત માટે શા માટે ડરવું જોઇએ? જે કંઈ હક તઆલાએ સૃજીત કર્યું છે, તે અવશ્ય થવાનુંજ માટે ભવિષ્યની બાબતો માટે ગમગીન અને ઉદાસ થવું એ વ્યાજબી નથી, અલ્લાહની મરજી પર રાજી રહેવું તે આપણી ફરજ છે. ઓ મીનારા! હું સમજતો હતો કે—આ તમામ વાતની તમોને પણ માહીતી હશે, પરંતુ હવે મને ખબર પડે છે કે-તમારામાં તેવી અક્કલ નથી, તેથી હવેથી બાદશાહની ખીદમતમાં પહોંચ્યા સુધી હું તમારી સાથે એક અક્ષરવટીક બોલીશ નહિં. ત્યાં ગયા પછી જે થવાનું હશે તે થશે. ”

છઠ્ઠા દીવસે તેઓ કુફા નજદીક પહોંચી ગયા. કુફાથી પંદર માઇલ છેટે એક સ્વાર માનારાના કાફલાની રાહ જોતો બેઠો હતો. તે જ્યારે મીનારાનો કાફલો આવી પહોંચ્યો ત્યારે તેઓ સાથે મળી ગયો અને બાદશાહને ખબર આપવા માટે બહુજ ઝડપથી ઘોડો દોડાવતો મીનારાની પ્રથમ બાદશાહ કને પુગ્યો અને તેને મીનારાના આવી પહોંચવાની ખબર આપી. તે પછી સાંજના મીનારા પણ તે દમિસ્કના અમીર અને કાફલા સહિત આવી લાગ્યો. મીનારાએ બાદશાહને તે અમીરની સર્વે હકીકત કહી સંભળાવી તેમાં તેની હિંમત અને નિર્ભયપણા માટે પણ કહ્યું, ત્યારે હારૂન—અલ-રશીદ તે સાંભળીને એકદમ ગુસ્સે થઇ ગયો અને તેનો ચહેરો ગુસ્સાથી લાલચોળ બની ગયો, પરંતુ જ્યારે મીનારાએ તેને અમીર સાથે થયેલી દરેક વાતચીતથી વાકેફ કીધો ત્યારે બાદશાહનો ગુસ્સો એકદમ ઉતરી ગયો. ખુદાપર મજબુત વિશ્વાસ રાખનાર અમીરનો આવો વીચીત્ર હાલ સાંભળીને હારૂન-અલ-રશીદે કહ્યું કે, “ખુદાની કસમ

આ શખ્શ પર લોકોએ ફોકટનાં તહોમતો મુકયાં છે; આ અમીર ખરે-ખર બહુ લાયક, ઇમાનદાર અને પોતાના બાદશાહ અને સ્વદેશને વફાદાર છે." આમ કહીને તેણે તે પછી તે અમીરનાં પગોમાંથી બેડીઓ કાઢી નાંખીને પોતાની પાસે હાજર કરવાનો મીનારાને હુકમ આપ્યો.

જ્યારે અમીરને બાદશાહ સમક્ષ હાજર કરવામાં આવ્યો ત્યારે તેણે અમીરને ઘણું માન આપીને બહુ મોહબ્બત અને મીઠાશથી પુછ્યું કે—"અય મારા વફાદાર અમીર! કંઇ હાજત હોય તો બ્યાન કરો!"

અમીરે બહુજ નમ્રતાથી સારાં અને ટુંક શબ્દોમાં અરજ ગુજારી કે, "જો બાદશાહ સલામતની મારાપર આવી મોટી મહેર-બાની છે, તો મારે પછી બીજી કોઈ જાતની ઇચ્છા નથી; પરંતુ માત્ર એટલીજ વિનંતી છે કે-મને મારાં બાળબચ્ચાંઓની પાસે પાછો મોકલી આપો. આપના આવા ખરા ન્યાયથી હું બહુજ સલા-મતી અને રાહતમાં છું; અને તેથી મને કોઇ પ્રકારની હાજત નથી." આવા લાયકીભર્યા શબ્દો સાંભળીને હારૂન-અલ-રશીદે ખુશી થઇને તેની કદર અને લાયકાત મુજબ ઘણું મોટું ઇનઆમ આપીને તેને પાછો દમિશ્ક મોકલી આપ્યો.

# પ્રકરણ ૭૩ મું.

## અબુ નવાસ.

હારૂન—અલ—રશીદને ગાણું સાંભળવાનો ઘણો શોખ હતો; તે પોતાની પાસે ગાનારી લોંડીઓ ઉપરાંત ચુનંદા અને ચાલાક ગવઈ-યાઓ અને કવીઓ રાખતો હતો.

એક દીવસ હારૂન—અલ—રશીદ બહુજ ઉદાસ અને ગમગીનીના હાલતમાં હતો, તે વેળાએ તેનો અબુનવાસ નામનો કવી તેની આગળ હાઝર હતો, તેણે બાદશાહને કહ્યું કે, " હુઝુર ! આપ શા માટે ગનગીન અને ઉદાસ છો ? ખુદાની કસમ કે મેં આપ શિવાય બીજા કોઇને એવો જોયો નથી કે, જે પોતાના આત્માપર આ પ્રમાણે ઝુલમ કરતો હોય! આપને શું દુઃખ છે ? આપ નામવર માટે તમામ ચીઝ મવજુદ છે, કોઈ ચીજની કમી નથી; તો શા માટે દીન અને દુનીયાની ખુશાલી અને જીંદગીની મીઠાશ વચ્ચે આનંદ અને અશ અયશરતમાં દીસસો ગુજારતા નથી ? તમામ ચીજો આપના કબજામાં છે, માટે દીન અને દુનીયા એ બન્નેને કેમ સુધારી લેતા નથી ? આખેતરના તોશા માટે ફકીર અને નીર્ધન લાચાર લોકોને અને વીધવાઓને ખયરાતમાં નાણા ખરચો અને યતીમ બાળકોની સંભાળ અને પરવરીશ કરો. મઝલુમોની વારે ધાઓ, મક્કા શરાફની હજ કરો, મસ્જીદો અને મદરેસાઓ બંધાવો વીગેરે એવા નેકીના કામ કરો કે જેથી આખેરતમાં આપને ઘણી મોજમઝા પ્રાપ્ત થશે. દુનીયાની મોજમઝા અને લેહઝત માટે મઝાના

તાઝા તર ઉમદા અને લેહઝતદાર પકવાનો ખાવા, શ્રેષ્ટ સ્વાદીષ્ટ અને અમૃત સમાન મીઠાશવાળાં ફળોના આહારથી જીવને બહેલા-વીને તેને તૃપ્ત કરો ! ઠંડા અને ગુલાબી શરબતોથી ઉકળી આવેલા મગજને શાન્તી અને કરાર આપો, મદીના, હીજાઝ, રૂમ અને ઈરાનથી ખુબસુરત અને નવયુવાન નખરા તેમજ અદાવાળી નાઝનીનો તેઓની ચપળ અને ચકોર ચશમોથી પરપુરૂષના દીલોને ઝખમી કરી નાખનારી કાતીલ કટાક્ષવાળી તરૂણીઓને બોલાવી મંગાવીને ફુરસદના સમયે તમને પોતાની પાસે બેસાડીને મોઝમઝાહ અને અયશોઇશરતના જલસાઓ મેળવો !"

આ સાંભળીને બાદશાહ ઘણો ખુશી થયો, અને અબુ નવાસ તે પછી પોતાને મકાને ગયો. તેવામાં બાદશાહની બેગમ ઝુબેદા છેડાઇ પડી અને ગુસ્સાથી બોલી કે, " તે આવી નીર્લજ વાતો કહી ગયો, છતાં તમોએ તેને ધમકાવવાને બદલે ઉલટું ઉત્તેજન આપ્યું, તેથી મને વધારે અજાયબી ઉપજે છે !"

નાઝુક તનબદનવાળી નવયૌવનાઓના જલસો મેળવીને અયશ-ઇશરત કરવાની અબુ નવાસે બાદશાહને આપેલી સલાહથી ઝુબીદા બેગમને બહુજ ગુસ્સો આવ્યો હતો; તેથી તેણે પોતાના ગુલામોને બોલાવીને કહ્યું કે, " તમા આજ વેળાએ અબુનવાસના મકાને જાઓ અને તેને સારી રીતે મેથીપાક જમાડી આવો . કે તે બગ-દાદના બાદશાહને આ પ્રમાણે ફરી વખત જુઠી અને ખરાબ રસ્તે દોરવનારી સલાહ દેવાને પાછો ઉભો:જ થઇ શકે નહિં "

અબુનવાસ જ્યારે પોતાને ઘેર ગયો, ત્યારે બહુ આનંદમાં હતો: તે એમ માનતો હતો કે, બાદશાહને ગમી અને ઉદાસીમાંથા ખુશી કર્યો છે; તેથી હમણાંજ બાદશાહ તરફથી ઘણું સારૂં ઇનઆમ આવી પુગવું જોઇએ. તે બીચારો ઇનઆમની નવાઝેશ થયાની રાહ

જુવે છે, તેટલામાંજ ઝુબીદાના ગુલામો તેના હાડકાં પાંસળાં ખોખરાં કરવાને આવી લાગ્યા ! તેઓ તો લાગલા આવીને તુરતજ તેને અચ્છી રીતે માર મારવા લાગી ગયા, તેની સ્ત્રી તેઓની વચ્ચે પડી કાલાવાલા કરીને પોતાના ભરથારને બચાવવા ગઇ તો તેને પણ સારી રીતે માર પડયો. ઇનઆમની આશા રાખનારા અબુ નવાસને એકાએક પડેલાં મેથીપાકનાં ઇનઆમથી કંઇ ઓછી અજાયબી ઉપજી નહીં. તે બીચારાને તો આટલો બધો સખ્ત માર પડયો હતો કે, આ શા માટે થયું તેનું ઉખ્યાણું ઉકેલવા જેટલી બુદ્ધિ હતી નહીં. આવા સખત મારથી તે બીમાર પડયો, જે દરમીયાન બાદશાહને આ વાતની કશી ખબર પડી શકી નહીં !

આ પ્રમાણે જ્યારે ઘણાં દીવસો પસાર થઇ ગયા અને બાદશાહે અબુનવાસને પાછો જોયો નહી. તેથી તેણે પોતાના ખાસ ખાદિમને અબુ નવાસને બોલાવી લાવવાને મોકલ્યો. બાદશાહનો ખાદિમ તેને ત્યાં ગયો અને તેનાં હાલહવાલ જોઇને અને સાંભળીને બહુ અજબ થયો. ખાદિમ તેને દીલાસો આપીને હારૂન–અલ–રશીદ પાસે લઇ ગયો. હારૂને તેને ઘણી ઇઝઝતથી પોતાની પાસે બેસાડીને પુછયું કે, "અય અબુ નવાસ ! તમો લાંબી મુદતથી મુદ્દલ કેમ દેખાતા જ નથી ?"

ઝુબીદા બેગમને આ તમામ વાતની ખબર પ્રથમથી મળી ચુકી હતી, તેથી તે અંદરના ભાગમાં સંતાઇ બેસીને બાદશાહ અને અબુ નવાસ વચ્ચે થતી વાતચીતો સાંભળતી હતી.

અબુ નવાસ બહુ ચાલાક હતો તેથી જ્યારે બાદશાહે તેને પ્રથમ સવાલ પુછયો ત્યારે તેણે અટકળથી સમઝી લીધું કે, ઝુબીદા અંદરથી સાંભળશે તેથી તે બહુજ સંભાળથી વીચારીને બોલ્યો કે,

"હુઝુરે—આલી! આપની પાસેથી જવા પછી હું સખ્ત બીમાર થઇ ગયો હતો તેથી આવી શકયો નહીં માટે માફ કરશો!"

બાદશાહ—"ઘણીજ અફસોસની વાત છે કે, તમો બીમાર હતા, છતાં મને કશા પ્રકારની ખબર પણ નહીં કરી! ખયર! હવે મારી મતલબ એ છે કે તે દીવસે તમો મદીના, રૂમ વીગેરે પ્રદેશોની ખુબસુરત અને નાઝોઅદાવાળી નાઝનીનો માટે જે ભલામણ કરતા હતા, તે વીષે વધારે હકીકત જાણવા ઇન્તેઝાર થઇ રહ્યો છું!"

અબુ નવાસ—"હુઝુરે—આલી! એ તો દિલ બહેલાવવાની વાતચીત હતી! આપ બહુજ ઉદાસ હતા તે માટે આપનું દિલ બહેલાવવાને એવી રીતે કહ્યું બાકી સત્ય બીના તો એ છે કે, એકથી વધારે સ્ત્રી કરવાથી આરામ અને રાહતને બદલે મુશીબતમાં ફસવું પડે છે! હુઝુરે—આલી જેને માત્ર એકજ સ્ત્રી હોય છે, તેને આએ સંસારમાં સુખી સમજવો! મનુષ્ય માત્રને એકજ દિલ છે, અને તે એકજ વ્યકતી તરફ રજુ થાય છે! જેમ એક મનુષ્ય એકજ સમયે સર્વ જગ્યાએ હોઇ શકતો નથી, પરંતુ માત્ર એકજ જગોએ હોય છે, તેમ, એક દિલ હંમેશાં એક જ સ્ત્રી તરફ લાગી શકે કદાચીત બેવફા દિલ એક તરફ રજુ થઇ બીજી તરફ ખેંચાય છે, તો પ્રથમનું ખેંચાણ જતું રહે છે, અને તે બીજી તરફ આકર્ષાય છે, પરંતુ એકજ વખતે એકજ દિલ બંને બાજુએ કદાપી પણ લાગતુંજ નથી તે એક કુદરતી કાનુન છે"

બાદશાહે સાંભળીને એક બુમ પાડી અને લાંબા સ્વરે કહ્યું કે, અરે અબુ નવાસ! ખુદાની કસમ છે કે તમોએ તે દીવસે આવી વાતચીત કરી ન હતી?"

અબુ નવાસે આજેઝીથી અરજ કરી કે "હુઝુરે—આલી! તે

ઘણા દીવસ પહેલાની બીના છે, પરંતુ તે દીવસે જે ખાસ અગત્યની બીના કહેવાની હતી તે હું કહેતા ચુકી ગયો હતો ! તે એ કહેવાની હતી કે, આપના ઝનાનખાના માહેલા તમામ બેગમો કરતાં બીબી ઝુબીદા ખાતુન બહુજ લાયક, હુશીઆર, ચંચળ અને પતીવ્રત પાળનાર છે ! તો એ બેગમ શિવાય બીજી કોઇ બેગમ તરફ રજુ થવું તે આપ નામવરને માટે રવા નથી !"

આ સાંભળીને હારૂન–અલ–રશીદ ગુસ્સાથી લાલચોળ થઇ ગયો અને બોલ્યો કે–"ઓ અબુ નવાસ ! તમારી શુદ્ધીબુદ્ધી ઠેકાણે છે કે નહી ? મેં વધારે ઓરતોની ખાહિશ કરી નથી, છતાં મને જુઠો કરાવવા ચાહો છો ? તમોને શું થઇ ગયું છે કે મારાપર આવું તોહમત મુકો છો ?" અબુ નવાસે જવાબમાં અરઝ કરી કે–"હુઝુર ! શું આપ નામવર મને વગર મોત મારી નાખવા ચાહો છો ? તે દીવસે આપની આગળથી ગયા પછી આટલી મુદત સુધી બીમાર રહ્યો તેમ બીજી વખત પણ ખાટલે પાડવા ચાહો છો ? લ્યો ફરમાવો આપની શી મરઝી છે ?"

આ તમામ વાતચીત ઝુબીદા અંદર બેસીને ખાનગીમાં સાંભળ્યા કરતી હતી અને પોતાની દાસીઓને કહેતી હતી કે, હવે મુવાને માર ખવરાવ્યા પછી કેવું મીઠું મીઠું બોલે છે; હવે કેવી સારી શીખામણની વાતો કરે છે !"

જ્યારે અબુ નવાસે ખાટલે પડવાની બીના બાદશાહને જણાવી ત્યારે ઝુબીદાથી અંદર વધુવાર છુપા રહેવાયું નહીં, તેથી તે ખડખડ હસ્તી બાહેર આવી. ઝુબીદાને પ્રસન્ન ચહેરે હસ્તી જોઇને બાદશાહે પુછ્યું કે, "કેમ બેગમ ! શા માટે હસવું આવ્યું ?"

ઝુબીદાએ કહ્યું કે, "જો તે દીવસે અબુ નવાસે ખરી નસીહ-

તની–શીખામણુની વાતો કહી હોત તો તે બીચારાને આટલા બધા દીવસ સુધી પથારીમાં પડી રહેવું ન પડત !"

આ સાંભળીને બાદશાહે કહ્યું કે, "તે દીવસની તમામ વાત-ચીતથી વાકેફ થઇને તે બીચારાને આખરે માર મરાવ્યો કે ? અરે ! આતો આપણો ખયરખ્વાહ છે !" આ કહીને બાદશાહને અબુનવા-સની "સુડી વચ્ચેની સોપારી" જેવી થઇ પડેલી સ્થીતીપર દીલગીરી થઈ અને સાથે સાથે હસવું પણ આવ્યું ! તે પછી અબુ નવાસ રજા લઇને પોતાને મકાને ગયો; અને થોડો વખત પસાર થયો તેવામાંજ પ્રથમની જેમ ઝુબીદાના ગુલામો આવી લાગ્યા અને સાંકળ ખડખડાવી આથી અબુ નવાસ ગભરાઇ ગયો અને વીચાર કરવા લાગ્યો કે આજે પણ પ્રથમની જેમ ઝુબીદાની તબીયત વીરૂદ્ધ કશું બોલાઈ તો ગયું નથી ને ? તેની સ્ત્રી પણ કેહવા લાગી કે, "તમોને શું થઇ ગયું છે કે, બેગમ સાહેબ ઝુબીદા ખાતુનની પાછળ પડયાછો? નાહકના જીવ ખોઈ બેસશો ! તમારે તો તેઓનાં વખાણ કરવા અને તે ખુશી થાય તેવી વાતો કરવા મેં સખત તાકીદ કીધી હતી છતાં પણ તે લક્ષમાં ન રાખી શક્યા ?"

અબુ નવાસે જવાબમાં કહ્યું કે, "ઓ બીબી ? ખુદાની કસમ મેં આજે તેઓ ખુશી થાય તેવી વાતો કર્યા સીવાય એક શબ્દ પણ તેઓની વીરૂદ્ધ કહ્યો નથી ! કદાચીત આ વખતે એવું થયું હોય તો તે બનવાયોગ્ય છે કે બેગમ સાહેબની ખુશામતની વાતો કરતાં બાદશાહ ગુસ્સે થઇ ગયા હોય ! ખયર ! હવે ગુલામોને અંદર આવવા દો અને જોઇયે દો કે તેઓ આ વખતે શા માટે આવ્યા છે ?" આમ કહેતાં અબુ નવાસે દરવાજો ખોલ્યો ત્યારે ઝુબીદાનાં ગુલામો ઉમદા પેહરામણીનાં કપડાં અને કીંમતી ઝર ઝવેરાતનાં થાળો

લઈને અંદર આવ્યા અને ઝુબીદા તરફથી તે તમામ ચીજોની બક્ષીસ આપીને પ્રથમ માર મારવાની માફી ચાહી! અબુ નવાસે ઝુબીદાનાં ઘણા વખાણ કરીને દોઆ આપી અને તે દીવસના અપમાન માટે માફી આપી અને ગુલામોની સમક્ષ તેણે સખત કસમો ખાધી કે, ભવીષ્યમાં હવે પછી કોઈ દીવસ બેગમ સાહેબની મરજી વિરૂદ્ધ એક શબ્દ પણ કહીશ નહી!

ઝુબીદાનાં ગુલામો ગયા પછી બાદશાહના ગુલામોએ સાંકળ ખડખડાવી. આ વેળાએ અબુ નવાસે કહ્યું કે, "હવે તો ખરેખર માર પડવાનો! કારણ કે મેં બાદશાહને જુઠો પાડયો અને તેથી તેને બહુજ ગુસ્સો આવ્યો હશે!"

તેની સ્ત્રીએ પુછ્યું કે, "શું તમોને એવી વાત કરતાં નહીંજ આવડી કે જેથી બંને રાજી થાય?

અબુ નવાસે કહ્યું કે, "તકદીર આગળ તદબીર ચાલતી નથી! મારાથી ખોટું બોલાઈ ગયું! ખયર! જે થાય તે ખરૂં! બેગમનો ગુસ્સો તો એટલોજ કે, માર મરાવવાપરજ સંતોષ માને, પરંતુ બાદશાહ તો કતલજ કરાવી નાંખે છે!" તે પછી તેણે દરવાજો ખોલ્યો ત્યારે બાદશાહનાં ગુલામોએ બાદશાહ તરફથી કહ્યું કે, "તે દીવસે બેગમ સાહેબાએ તમોને માર ખવરાવ્યો તેની હું માફી ચાહું છું, અને આજે બેગમ સાહેબને રાજી કરવા મારી સમક્ષ જુઠું બોલ્યા અને મને ખોટા પાડયો તે વીષે માફી આપું છું, અને આજે આ ઈનઆમ મોકલું છું તેનો સ્વીકાર કરજો!"

અબુ નવાસે બાદશાહ તરફની ભેટ સોગાદનો પણ સ્વીકાર

કરી લીધો, અને તે અને તેની સ્ત્રી આ ખુશાલીભર્યા બનાવથી બહુજ ખુશી થયા અને ખુદાનાં હજાર શુક્ર બજાવી લાવીને એ બાદશાહ અને બેગમને માટે દોઆ કરી.

# પ્રકરણ ૭૪ મું.

## અમીન અને અબુનવાસ.

બેગમ ઝુબીદાનાં ઉદરથી જે પુત્રનો જન્મ થયો હતો તેનું નામ અમીન હતું અને ઝુબીદા હંમેશા હારૂનને કહ્યા કરતી હતી કે,—"અમીનને તમામ સલતનતનો ગાદીવારસ ઠરાવી આપો, કારણકે તે બીજા પુત્રો કરતાં બગદાદનો બાદશાહ થવાને વીશેષ લાયક અને હકદાર છે. તે માતાપીતા બંને તરફથી અરબી નસલથી ઉતરી આવેલો છે, અને મામુન તો તમારી અજમી બેગમનાં ઉદરથી જન્મ્યો છે. તેનામાં અરબી અને અજમી ખાનદાનનું લોહી ભેળવાઈ ગયું છે, તેથી તે ખાલીસ અરબી નસલથી ઉતરી આવેલો ગણાય નહીં." ઝુબીદાને મામુનની બહુ ઈર્ષા થયા કરતી હતી. કારણ કે તે તેની શોકયનો પુત્ર હોવા ઉપરાંત તે અમીન કરતાં બહુજ હુશીયાર અને ચાલાક હતો. આ પ્રમાણે અમીન અને મામુન વચ્ચે ઘણી હરીફાઈ થયાં કરતી હતી, અને એક બીજાથી કોણ વધે છે તેની વારંવાર અજમાઇશો પણ થયા કતી હતી.

એક વેળાએ ઝુબીદાએ બાદશાહને કહ્યું કે, "અમીન બહુજ ઉમદા શેઅર કહે છે, માટે તેમાં કાંઇ ભુલચુક હોય તો અબુનવાસ

શાએરને બોલાવીને તે સુધરાવો." હારૂને તેથી અબુનવાસને અમીનની ભુલો દેખાડવાનો હુકમ આપ્યો. હુકમ પ્રમાણે અબુનવાસે ભુલો બતાવી, આટલાજ ઉપરથી અમીને અબુનવાસને છુપી રીતે કેદખાનામાં મોકલી આપ્યો, પરંતુ આ ઘટનાની બાદશાહને ખબર પડી શકી નહીં. જ્યારે આ પ્રમાણે ઘણા દીવસો પસાર થયા અને અબુનવાસ બાદશાહની સમક્ષ પાછો હાઝર થયો નહીં, ત્યારે બાદશાહે પોતાનાં ખાસ ખાદિમને અબુનવાસને ઘેર દોડાવ્યો ત્યારે અબુનવાસની ઓરતે બાદશાહનાં ખાદિમ સાથે કેહવડાવ્યું કે, " હુઝુરેઆલી! આપ નામવર તેને કેદખાનામાં મોકલીને વળી પાછા બોલાવવા મોકલો છો?"આએ બાબતથી હારૂનને બહુ અજાયબી ઉપજી અને તુરતજ તપાસ કરાવી ત્યારે ખબર થઇ કે અમીને તેને છુપી રીતે વગર ભાડાની કોટડીમાં હવાખોરી માટે મોકલી આપ્યો છે! આ સાંભળીને હારૂને અમીનને બોલાવીને તેને સખત ધમકી સાથે ઠપકો આપ્યો કે—" મારી રજા શિવાય આવાં અયોગ્ય અને વિચાર વીનાનાં કામો કરે છે?" તે પછી બાદશાહે પોતાનાં ખાદિમોને બોલાવીને અબુનવાસને કેદખાનામાંથી મુક્ત કરાવી આપ્યો.

આ બનાવ પછી એક બીજે દીવસે અમીને હારૂનને કહ્યું કે— "આપે મને તે દીવસે ઠપકો આપ્યો, પરંતુ આપ અબુનવાસને બોલાવીને મારાં શેઅરો સાંભળો અને કયાં ભુલ છે તે વિષે તેને પુછો તો આપને ખરી બીનાની ખબર પડે!" હારૂને અમીનની દરખાસ્ત માન્ય રાખી અને અબુનવાસને બોલાવીને કહ્યું કે—"અબુનવાસ! અમીનના શેઅરો સાંભળીને જો ભુલ હોય તો દેખાડો!" તે પછી અમીને શેઅરો કેહવા શરૂ કર્યાં, અને હજુ તેણે ત્રણ ચાર શેઅરો ન હતા કહ્યા તેટલામાંજ અબુનવાસ ઉભો થઇને ચાલવા લાગ્યો! હારૂને તેને પુછ્યું કે, "અરે! અબુનવાસ! કયાં ચાલ્યા?" અબુન-

વાસે કહ્યું કે–"હું પાછો કેદખાનામાં ચાલ્યો જાઉં છું!" આ સાંભળીને હારૂનને બહુજ હસવું આવ્યું અને અમીન શરમાઇને એક બાજુ ચુપ થઇને ઉભો રહ્યો.

---

## પ્રકરણ ૭૫ મું.

---

### ઝુબીદા અને ઉલયા.

---

વાંચકોના લક્ષમાં હશે કે–ઝુબીદા ખાતુન હારૂન–અલ–રશીદની પ્યારી બેગમ થતી હતી. તે હારૂનના કાકાની પુત્રી પણ થતી હતી, એમ લખાયેલું જોવામાં આવે છે કે–ઝુબીદા ખાતુનમાં ઇર્ષા (હસદ)નો અગ્નિ વધારે પ્રદીપ્ત અને તેજસ્વી હતો. ખાસ કરીને હારૂન જ્યારે પોતાની બીજી બેગમ સાથે મહોબ્બત રાખતો હતો જે ઝુબીદાને માટે એક અસહ્ય જુલમજ હતો તેથી તેને વારંવાર ઓછું આવ્યા કરતું હતું તે હારૂનને ઘણી વેળા નસીહત પણ કરતી હતી. હારૂનની એક બહેન ઉલયા નામની હતી. તે શાએરા (કવી) હતી અને ગાયન બહુજ સારાં ગાતી હતી તેમજ તે અક્કલમંદ હતી. ઝુબીદા અને હારૂન વચ્ચે જો કોઈ વાતનો વાંધો પડતો હતો તો આ અક્કલમંદ શાએરા તુરતજ પતાવી આપતી હતી.

એક વેળાએ હારૂને પોતાની એક નવી બેગમ સાથે બહુજ મહોબ્બત વધારી મેલી અને ઝુબીદા તરફ ઓછું વલણ રાખ્યું ત્યારે ઝુબીદાએ ઉલયાને આ વાતની ખબર કીધી. ઉલયાએ ઝુબીદાને કહ્યું કે–તમારે આ વિષે ફીકર કરવી નહીં, હું બહુજ જલદીથી તમારી તરફ વલણ કરાવી આપીશ!" આ પછી તેણે ઝુબીદાને માટે એક

ગાયન ઉમદા રાગણીમાં બનાવીને અને તે ગાવાની રાગરાગણી કની-ઓને ઉમદા તાલીમ આપીને શીખવાડી અને તેઓને ઉમદામાં ઉમદા ઝરીન લેબાસમાં શણગારીને હારૂન જે મહેલમાં હતો ત્યાં આગળ ઝુબીદાએ પોતાની તાલીમ આપેલી કુશળ અને નાઝો અદાવાળી ખુબસુરત કનીઝો સાથે પ્રવેશ કર્યો. બાદશાહ તે વેળાએ ખાણું લેતો હતો, ત્યારે કનીઝોએ એ ઉમદા ગાયન નાઝ, અદા અને ઉમદા રવેશે તાન, તબલાના સુર સાથે આબાદ ગાઇ સંભળાવ્યું. બાદશાહ તે સાંભળીને ઘણો ખુશી થયો અને ઝુબીદાનો હાથ પકડીને પોતાની પાસે બેસાડી અને આખો દિવસ તેની પાસેજ રહ્યો, જે દરમિયાન તે બોલ્યો કે, "પ્યારી બેગમ ઝુબીદા ! મેં મારી આખી ઊમરમાં જીંદગીની આવી અમુલ્ય મોજ મઝાનો આનંદ મેળવ્યો નહોતો !" આ ઘટના પછી હારૂન ઝુબીદાના સાથે પ્રથમની જેમ વર્તવા લાગ્યો.

---

## પ્રકરણ ૭૬ મું.

### "નેહરે-ઝુબીદા."

---

પ્રથમ મક્કએ મોઅઝ્ઝમામાં પાણીની ઘણી તંગી હતી. તેમાં ખાસ કરીને હજની મોસમમાં હાજીઓને પાણીની સખત તકલીફ અને હાડમારી વેઠવી પડતી હતી. એક એક મશક રૂપીયા પાંચમાં મળતી હતી, તેથી ઝુબીદાએ ત્યાં ઘણું નાણું ખરચીને એક નેહેર બંધાવી જેનું નામ "નેહેરે-ઝુબીદા" છે, જે ઇતિહાસમાં જગમશ-

ફુર છે. આ ઉપરાંત ઝુબીદાએ બગદાદથી મક્કા સુધીના રસ્તામાં હાજીઓને માટે ઘણાં મુસાફરખાના અને કુવા ખોદાવી સવાબેદરૈન હાંસેલ કર્યો છે.

ઝુબીદાએ મહેલની અંદરનો ખરચ ઘણાં બહોળા પ્રમાણમાં રાખ્યો હતો. ઝુબીદાને માટે ખાવાપીવાનાં વાસણો સોના અને ચાંદીના હતાં. સવારી માટે મહમીલ તેમજ બેસવા માટે "તખ્તે આબનુસ" અથવા સંદલનું જડેલું તખ્ત હતું.



## પ્રકરણ ૭૭ મું.

### પાપી આતમાનો પસ્તાવો.

હારૂન—અલ—રશીદ પોતાની હયાતીનાં છેલ્લા વખતમાં ખુરાસાન તરફ ગયો તે વખતે તેની તબીયત બહુ ખરાબ હતી અને તેથી તેની પાછળનાં ગાદીવારેસો મામુન અને અમીન એ વિષે બહુજ બારીકાઇથી લક્ષ રાખતા હતા, કે હારૂન ક્યારે મૃત્યુ પામે અને અમો રાજ્યનો કબજો લઇ લઇએ. બગદાદની બાદશાહત મેળવવાની લોભ લાલચમાં લપટાયેલા પુત્રો પોતાના પીતાની હયાતી કરતાં મૃત્યુ માટેજ રાહ જોઇ રહ્યા હતા. અફસોસ જેને સદા માટે છોડીને ચાલતા થવાનું છે, તેની લાલસામાં પાપી અને ખાકી દેહ ધરાવનારાઓ પોતે કાયમનેજ માટે આ દુનીયામાં હયાત રહી શકવાનાં હોય, પરંતુ દઢ લાલસા અને માન્યતામાં જ્યાંથી ફાવે તેમ સપાટો મારીને બીજાઓનું પચાવી પાડીને પોતાનું કરી લેવાનો લોભ રાખે છે,

પરંતુ તેને કાળનો એકજ અણચિંત્યો સપટો સાફ કરવાને પુરતો છે.

હારૂન–અલ–રશીદ ખુંરાસાન તરફ હજુ ત્રણ ચાર મનઝીલ સુધી પહોંચ્યો હતો તેવામાં તેણે પોતાના અસ્સબાહ નામનાં હજુરીને કહ્યું કે,–" મને એવું જણાય છે કે હવે મારૂં મોત નજદીક આવી પહોંચ્યું છે; કારણ કે મને શરીરનાં અંદરનાં ભાગમાં જે બીમારી ચાલ્યા કરે છે તેનાથી તમો માહીતગાર નથી." આ સાંભળીને મજકુર હુઝુરી હારૂનને તેની નાદુરસ્ત તબીયત દીલાસો દેવા માટે કોશેશ કરવા લાગ્યો.

હારૂન–અલ–રશીદ તે પછી રસ્તામાં આરામ કરવા માટે એક ઝાડ નીચે બેશી ગયો અને માત્ર અસ્સબાહ નામનાં હુઝુરીને પોતાની પાસે રહેવા દઇને બીજા બધા ખીદમતગારોને દુર કર્યા. તેણે તે પછી પોતાના તમામ કપડાંઓ કાઢી નાંખીને તે હુઝુરીને પોતાનું અંગ દેખાડયું અને તેને કહ્યું કે–, " જુવો મારૂં અંગ તમામ લેવાઇ ગયું છે અને સખત પ્રકારની બીમારીથી હેરાન પરેશાન છું. મારી આ સ્થીતીથી કોઇને વાકેફ કરતો નથી કારણ કે–આખરે મારી જેમ કબર તરફ ઘસડાઇ જનારા મારા પોતાનાજ પુત્રો મારા મૃત્યુની રાહ જોઇ બેઠા છે. મારી સાથે જે નોકરો ચાકરો, ખવાસો અને ખીદમતગારો છે; તે હવે મારાં રહ્યાં નથી; પરંતુ તેઓ હવે મારા પુત્રોનાં ખાનગી જાસુસોમાં ફેરવાઇ ગયાં છે ! એ તમામ નીમકહરામો મારી જીંદગાનીની છેલ્લી પળો ગણી રહ્યાં છે; અને હવે મારૂં કોઇ ભલું ઇચ્છનાર રહ્યું નથી. આ વિષે ખાત્રી કરવી હોય તો જો હું હમણાં મારા માટે એક ઘોડો મંગાવું છું આ એક નજીવી બાબત છે છતાં પણ કોઇપણ મારા માટે સારી સવારીને લાયકનો ઘોડો હાઝર નહીં કરે, પરંતુ એવો ખરાબ ઘોડો હાઝર

કરશે કે જે બહુજ થાકેલો ઠોકર ખાતો અને જીદ્દી જાનવરજ લાવીને હાઝર કરશે, કે જેથી મને વિશેષ તકલીફ અને અઝીયત પહોંચે! તમો હવે આ બીનાની કોઇને ખબર કરશો નહીં"

આ સાંભળીને અસ્સબાહ હુઝુરી બહુજ અજબ થયો અને હારૂન માટે ખુદા પાસે લાંબા આયુષ્યની દુઆ માગવા લાગ્યો. તે પછી હારૂને એક ખાદીમને બોલાવીને પોતા માટે એક ઘોડો મંગાવ્યો તેણે. પોતા વીષે જે ભવિષ્યવાણી આલેખી હતી તે પ્રમાણેજ થયું અને ખરાબ ચાલનો ઘોડો હાઝર કરવામાં આવ્યો. ત્યારે તેણે અસ્સબાહ તરફ ઇશારો કર્યો કે—જો કહેતો હતો તે પ્રમાણેજ છે કે નહીં?

હારૂન—અલ—રશીદ આવો અશક્ત અસત્તાહીન થઇ ગયો હતો છતાં પણ તે વેળાનાં પોતાનાં વજીરો પ્રત્યે ખફગી—નારાજી દર્શાવ્યા શિવાય રહી શકતો નહોતો. તેને ખાસ કરીને આવા મુશ્કેલ અને મુસીબતના સમયમાં જાફર અને યહ્યા બહુજ યાદ આવ્યા, અને તેઓની કતલો અને દીલ પીગળાવે અને ધ્રુજારી છુટે તેવાં પાપી અને ઘાતકી કૃત્યો માટે બહુ પશ્ચાતાપ થયો. અને તે ઠંડા નિશ્વાસો ભરી અફસોસ કહેતો કે મેં મારા ખરા ખયરખ્વાહોની કદર કરી તેઓને આવા મારા મુસીબતના વખતમાં મને સાહ્ય કરવાને સલામત રાખ્યા નહિં.

તે પછી હારૂન—અલ—રશીદ હલવાનના પહાડ પાસેથી પસાર થઇને કીરમાનશા જઇ પહોંચ્યો અને ત્યાં પડાવ નાખ્યો અને હુકમ આપ્યો કે—" હંમેશાં પુર્વ અને પશ્ચિમ તરફ લશ્કરની ભરતી રાખો જોકે પશ્ચિમ તરફ હાલમાં શાન્તી પથરાયેલી છે, છતાં પણ પુર્વ તરફ થયેલા બખેડાએ મારૂં દીલ બેચેન કીધું છે, તેને હું શાન્ત પાડવા અને દાબી

દેવા ચાહું છું, પરંતુ અફસોસ તો એ થાય છે કે—આવા સંકટનાં સમયમાં મારી સાહ્ય કરવાને મારા પ્યારા નીમકહલાલ અને વફાદાર વઝીરો જાઅફર અને યહયા હયાત નથી! અફસોસ! તેઓની કારણ કત્લો પરનું મારૂં માતમ અને આ પાપી આત્માનો પશ્ચાતાપ કયામત સુધી ચાલુ રહેશે."

# પ્રકરણ ૭૮ મું.

## બાદશાહનો અંતકાળ અને મૃત્યુ.

કીરમાનશાથી રવાના થઇને બાદશાહ તુસની નઝદીક પહોંચ્યો ત્યારે તેની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. તેણે બીમારી છુપાવવાની ઘણી કોશેશ કરી પરંતુ તે વ્યર્થ ગઇ અને હાથ તેમજ પગની શકતી ચાલી ગઇ અને બેસવું ઉઠવું ભારે થઈ પડયું ત્યારે તેની બીમારીનો હાલ ખુલ્લો થઇ ગયો. આ બીમારી છેવટે એટલે દરજ્જે વધી જવા પામી કે, ખાદીમો તેને ટેકો આપીને ઉઠબેસ કરાવતા હતા. જ્યારે આ બીનાની ખબર તમામ લશકરમાં પહોંચી ગઇ ત્યારે ત્યાં આગળ ઘણો ગભરાટ ફેલાયો. આ ગભરાટ અને નાસાભાગને દુર કરવા માટે હારૂને ચાહ્યું કે, હું ગમે તેમ કરીને ઘોડાપર સ્વારી કરીને લશકરમાં જાઉં અને ગભરાટને શાન્ત પાડું. તેથી તેણે એક મોટો અરબી ઘોડો મંગાવ્યો, પરંતુ તે નાતવાનીને લઈને તેનાપર બેશી શકયો નહીં, તેથી તેણે ગુલામોને કહ્યું કે— "મને મારા બીછાનાપર લઈ ચાલો."

હારૂન–અલ–રશીદ આવા સખ્ત બીમાર હોવા છતાં સલતનતનો બંદોબસ્ત જાળવવાની કોશેશ કરતો હતો. આ વેળાએ રફીઅ ઇબ્ને લયસે બંડ ઉઠાવ્યું હતું માટે તેને સમાવીને શાન્ત પાડવા હારૂને લશકર મોકલ્યું હતું.

એક વેળાએ હારૂનનાં હાથ પગ બહુ ધ્રૂજવા લાગ્યા અને તેનાથી ઉભુ રહી શકાયું નહીં, ત્યારે તેનાં ગુલામો, નોકરો અને બેગમો એકઠા થઇ ગયા અને આખાં મહેલમાં ગભરાટ વ્યાપી રહ્યો ત્યારે તેની ખાત્રી થઈ ગઈ કે હવે હું અહીંઆંજ મરી જઇશ તેથી હારૂન–અલ–રશીદ એક બાળકની મીસાલ ડુસકે ડુસકે રડવા લાગ્યો, તેટલામાં બંડખોરોનો સરદાર રફીઅનો ભાઇ બશીદ કેદ પકડાયો અને તેને પકડીને બાદશાહની સમક્ષ હાઝર કરવામાં આવ્યો તે વેળાએ હારૂને કહ્યું કે, “આ વેળાએ મારૂં આયુષ્ય હવે બહુજ ટુંકુ છે, જો જરા ચાલી શકવાની મારામાં શકતી હોત તો હું હુકમ કરત કે આને કત્લ કરી નાખો! આમ કહીને હારૂને તેને મુકત ન કરતી એક કસાઇને બોલાવીને તેના અવયવોના પોતાની નજરો સામે ટુકડે ટુકડા કરી નંખાવ્યા અને તે સાથેજ પોતે પણ બેશુદ્ધ થઇ ગયો! જ્યારે તે પાછો શુદ્ધીમાં આવ્યો ત્યારે તેણે પોતાના ગુલામોને હુકમ કર્યો કે. “આએજ જગોએ એક કબર ખોદો” તેણે તે પછી કુરઆને શરીફ પઢના કેટલાક હાફીઝોને બોલાવી મંગાવ્યા અને તેઓને પોતાની સમક્ષ જલદીથી કુરઆને શરીફ પઢવાનો હુકમ કર્યો. બાદશાહના હુકમ મુજબ હાફીઝોએ થોડા સમયમાં કુરઆને શરીફ પઢીને પુરૂં કીધું, ત્યારે તેને પાછી બેશુદ્ધી આવી ગઇ, જ્યારે પાછી શુદ્ધી આવી ત્યારે પોતાના વઝીરોની સામે જોઇને ત્રણ શેઅરો બોલ્યો. જેનો અર્થ એ થઇ શકે છે કે, “અય ફઝલ! જે સમયનો

મને ડર હતો, તે સમય શું આટલો જલદીથી નઝદીક આવી લાગ્યો ? જુઓ ! હાઝરીન લોકોની આંખો મને તીક્ષણ નઝરથી તાકી તાકીને જોઈ રહી છે ! જેઓ મારી સાથે ઇર્ષા કર્યા કરતા હતા, તેઓ મારી આવી દયાજનક અંતકાળની સ્થીતી જોઇને મારાપર દયા દ્રષ્ટિથી જોઇ રહ્યા છે. હવે હું મારા એવા દીલસોઝ દોસ્તો માટે રડું છું, કે જેઓની સાથે હું માયા મોહબ્બતની મીઠાશ સમેત વર્તતો હતો. તમે સઘળાં સબર કરજો."

તે પછી હારૂને એક ધાબળી મંગાવી અને તે ઓઢીને પોતાના સહેલ નામના ગુલામની કમરપર ટેકો લગાડીને બેઠો, પરંતુ સખત દરદ થવાથી તે બેશી શકયો નહીં, તેથી તેણે સહલને પુછયું કે, "અય ! સહલ ! તું ક્યાં છે ?!"

સહલે જવાબ વાળ્યો કે—"હું આપની પાસેજ બેઠેલો છું ! આપની આવી સ્થીતી જોઇને મને ઘણોજ રંજ અને સદમો થાય છે." હારૂને હસીને કહ્યું કે—"એક કવીએ પોતાના કાવ્યમાં કહ્યું છે તે પ્રમાણે મારી સ્થીતી છે. તે કાવ્યની મતલબ એ છે કે-હું એક બાહાદુર કોમની નસલથી ઉતરી આવેલો છુ; તેથી આવી સખ્તમાં સખ્ત તકલીફો દ્રઢતાથી સહન કરી રહ્યો છું."

આ બનાવની પહેલાં હારૂને પોતાનાં વઝીરને વસીયત કરી હતી કે—"મારા મૃત્યુ પછી મારૂં સર્વ લશકર તથા મારી સાથેનો તમામ ખઝાનો મારા પુત્ર મામુનને સોંપી દેજે, કે જેથી તે ખુરાસાનના બંડખોરોને સહેલાઇથી દફે કરી શકે અને પોતાની હસ્તકના પ્રદેશોમાં સુખચેન અને સહીસલામતીથી પોતાનું રાજ્ય ચલાવે."

આવી રીતે અંતકાળની સખ્ત બીમારીમાં ઘેરાયેલો બગદાદનો બાદશાહ હારૂન—અલ—રશીદ પોતાનાં મહેલમાં એક પલંગપર સુતો હતો અને ચોતરફ મહેલમાં તમામ હકીમો, બેગમો, લોંડીઓ,

